


કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર

પ્રમુખ : ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

ચૌદમું અધિવેશન : અંધેરી.

૧૯૪૧

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

ચૌદમું અધિવેશન : અંધેરી

# અહેવાલ અને વ્યાખ્યાનો






ગુજરાતી સાહિત્ય પરિષદ

ગુજરાતી સાહિત્ય પરિષદ વતી

પ્રકાશક,

જયંતકૃષ્ણ હ. દવે,

મહામાત્ર, ભારતીય વિદ્યાભવન

૩૩-૩૫, હારવે રોડ, મુંબઇ ૭

પહેલી આવૃત્તિ, પ્રત ૩૦૦ — એપ્રિલ, ૧૯૪૪

મૂલ્ય : ચાર રૂપિયા

મુદ્રક :

નાથાલાલ મ. શાહ : સ્વાધીન મુદ્રણાલય : રાણપુર : કાઠિયાવાડ

# નિવેદન

૧૯૪૦ના સપ્ટેમ્બર માસમાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિકારી મંડળે નિર્ણય કર્યો કે પરિષદ ગ્રંથાવલિ અને પરિષદનાં અન્ય પુસ્તકોનું પ્રકાશનકાર્ય ભારતીય વિદ્યાભવન દ્વારા કરાવવું. તદનુસાર આ પ્રકાશન—ઇ. સ. ૧૯૪૧ના ઓકટોબરની તા. ૪થી અને તા. ૫મી ને રોજ અંધેરીમાં ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ચૌદમા અધિવેશનનો અહેવાલ અને વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો-ગુજરાતી સાહિત્યરસિક પ્રજા સમક્ષ અમે રજૂ કરીએ છીએ. કાગળની મોંઘવારીને કારણે આ અહેવાલમાં સંમેલને સ્વીકારેલા નિબંધોને સ્થાન આપી શકાયું નથી, જો કે અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં એ નિબંધોના પ્રકાશનની વ્યવસ્થા થશે. આ પ્રકાશનના નિમિત્ત બનવાનો અવકાશ આપવા માટે પરિષદના અધિકારીમંડળનો અને એનું સંપાદન કરવામાં જેમણે જેમણે ભાગ લીધો છે તે સર્વનો અમે આભાર માનીએ છીએ.

પ્રકાશક

# અનુક્રમણિકા

## વિભાગ પહેલો

### અહેવાલ



## વિભાગ બીજો

### વ્યાખ્યાનો

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

ચૌદમું અધિવેશન : અંધેરી

વિભાગ પહેલો

# અ હે વા લ

# પરિષદ-પ્રવૃત્તિ

## તા. ૧-૪-૪૦ થી તા. ૩૧-૩-૪૧ સુધીનો અહેવાલ

પરિષદ-પ્રવૃત્તિનો તા. ૩૧-૩-૪૦ સુધીનો એક વર્ષનો અહેવાલ મધ્યસ્થ સભાની તા. ૧૩-૪-૪૦ ની બેઠકમાં રજૂ કરવામાં આવેલો ત્યાર પછીનો તા. ૩૧ મી માર્ચ ૧૯૪૧ સુધીનો અહેવાલ નીચે પ્રમાણે છેઃ

૧. મધ્યસ્થ સભાની તા. ૮ મી એપ્રિલ ૧૯૩૯ ની પાટણ ખાતેની બેઠકમાં ઠરાવ થયા પ્રમાણે પરિષદનું ૧૪ મું સંમેલન અંધેરીમાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે અને મધ્યસ્થ સભાની તા. ૧૩-૪-૪૦ ની બેઠકમાં સૂચવાયેલાં (૧) લેડી વિદ્યાગૌરી નીલકંઠ, (૨) શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, (૩) શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર (૪) શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક—એ ચાર નામોમાંથી કવિશ્રી ખબરદારને આગામી સંમેલનના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા છે. પરિષદ-સંમેલન તા. ૪-૫ ઓકટોબર ૧૯૪૧ ને રોજ અંધેરી મુકામે ભરવાનું ઠરાવવામાં આવ્યું છે.

૨. સિંધ સરકાર તરફથી ત્યાંની ગુજરાતી શાળાઓને અત્યાર સુધી મળતી સરકારી ગ્રાંટ બંધ કરવામાં આવનાર છે એવી ખબર મળતાં પરિષદ વતી મંત્રીએ સિંધના વડા પ્રધાન ઉપર એ પગલા સામે વિરોધ દર્શાવતો તાર કર્યો હતો, અને સિંધમાં વસતી ગુજરાતીઓની સંખ્યા તથા તેમનો વર્ષોનો વસવાટ ધ્યાનમાં લઇ ગુજરાતી શાળાઓની ગ્રાંટ ચાલુ રાખવા બાબત આગ્રહ કર્યો હતો. આ ઉપરાંત પરિષદના પ્રમુખશ્રીએ પણ સિંધના વડા પ્રધાન ઉપર એક તાર કરી તેમના આ પગલાને વખોડી નાખ્યું હતું. પરિણામે હાલ તુરત તો સિંધ સરકાર તરફથી એ પગલું મોકૂફ રાખવામાં આવ્યું છે.

૩. તા. ૨૬ મી સપ્ટેંબર ૧૯૪૦ ના રોજ પરિષદના અધિકારી મંડળની એક સભા બોલાવવામાં આવી હતી અને તેમાં ભારતીય વિદ્યાભવન તરફથી આવેલા તા. ૧૬ મી સપ્ટેંબર ૧૯૪૦ ના પત્ર ઉપર વિચાર કરવામાં આવ્યો હતો. એ પત્ર અનુસાર ભારતીય વિદ્યાભવન મારફતે ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાવલિનું પ્રકાશનકાર્ય કરાવવું એમ નક્કી કરવામાં આવ્યું હતું અને ગ્રંથાવલિ અંગે પ્રગટ થનારાં પુસ્તકો માટે તે સામે દર્શાવેલા ફંડોમાંથી નીચે પ્રમાણેની રકમો મંજુર કરવામાં આવી હતીઃ—

| | | |
|---|---|---|
| ૧ | શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રી કૃત ઐતિહાસિક અને બીજા લેખો | શ્રી પઢીઆરસ્મારક ટ્રસ્ટફંડ રૂા. ૧,૧૦૦-૦-૦ |
| ૨ | ગુ. સાહિત્ય પરિષદના પ્રમુખોનાં ભાષણો. | પરિષદ પુસ્તક ફંડ રૂા. ૧,૧૦૦-૦-૦ |
| ૩ | કરાંચી સાહિત્ય સંમેલનનો રિપોર્ટ | પરિષદ પુસ્તક ફંડ અને આવક ખર્ચનું ખાતું. રૂા. ૬૦૦-૦-૦ |
| ૪ | શ્રી હેમચંદ્રાચાર્ય સારસ્વત સત્રનો રિપોર્ટ. | ,, ,, રૂા. ૬૦૮-૦-૦ |
| ૫ | શ્રી પૃથ્વીચંદ્ર ચરિત્ર અથવા પંદરમા સૈકાના ગુજરાતી સાહિત્યનો અભ્યાસ. | શ્રી કાંટાવાળા ટ્રસ્ટ ફંડ રૂા. ૬૦૦-૦-૦ |
| | | કુલ. રૂા. ૪,૦૦૦-૦-૦ |

ઉપરોક્ત ગ્રંથાવલિના પુસ્તકોના વેચાણની આવકમાંથી ભવનને આવકના દશ ટકા આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

૪. તા. ૨૨-૧-૩૯ ની મધ્યસ્થ સભાના ઠરાવ પ્રમાણે ભારતીય વિદ્યાભવન ખાતેની 'નર્મદ શિક્ષાપીઠ' તરફથી હાલ ત્રણ ગુજરાતી સ્કોલરો કામ કરે છે. તેઓએ ગુજરાતી ભાષામાં એમ. એ. ની પરીક્ષાને માટે અન્વેષણાત્મક કાર્ય કરવા ઉપરાંત ગુજરાતી સાહિત્ય પરિષદ ગ્રંથાવલિના પ્રકાશનનું કામ ઉપાડી લીધું છે.

૫. પરિષદની મધ્યસ્થ સભાની તા. ૩૦-૧-૩૮ ની બેઠકના ઠરાવ પ્રમાણે કલાપી સ્મારક ફંડમાંથી રૂા. ૩૫૦) તે ફંડના ટ્રસ્ટીઓને લાઠીમાં કલાપી સ્મારક મંદિર બાંધવા માટે આપવામાં આવ્યા છે.

૬. આપણી નાણાં સંબંધી સ્થિતિ હાલ નીચે પ્રમાણે છેઃ—

સ્વ. કાંટાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂા. ૧૭,૩૦૦-૦-૧ જમા છે. આમાંથી રૂા. ૧૪,૦૦૦ શ્રી ભારતીય વિદ્યાભવનને તેની અંધેરીની જમીન ઉપર પાંચ ટકાને વ્યાજે ત્રણ વર્ષ માટે ધીરવામાં આવ્યા છે. સ્વ. રણછોડદાસ મોદી સ્મારક ફંડમાં રૂા. ૨૩,૭૪૯-૮-૧ છે તેમાંથી રૂા. ૨૦,૨૫૫-૧૩-૫ સરકારી જામીનગીરીઓમાં રોકેલા છે. સ્વ. પઢીઆર સ્મારક ફંડના રૂા. ૬,૨૪૯-૩-૨ માંથી રૂા. ૫,૨૦૪-૧-૮ રોકેલા છે. શ્રી. નર્મદ સ્મારક ફંડમાં રૂા. ૧૦,૮૫૯-૯-૨ માંથી રૂા. ૧૦,૩૯૪-૦-૭ રોકેલા છે. કલાપી સ્મારક ફંડમાં રૂા. ૧,૧૦૫-૯-૦ તથા શ્રી કનૈયાલાલ મુનશી અર્ધશતાબ્દિ સ્મારક ફંડમાં રૂા. ૭૧૩-૧-૦ છે. આ ઉપરાંત પરિષદનું પોતાનું સામાન્ય ભંડોળ રૂા. ૩૧૨૧-૫-૧૧ છે તથા પુસ્તક ફંડ ખાતાના રૂા. ૨૨૪૫-૨-૬ છે, એટલે એકંદરે રૂા. ૫,૩૩૬-૮-૫ છે તેમાંથી રૂા. ૩,૯૫૧-૮-૭ જામીનગીરીઓમાં રોકેલા છે. ટ્રસ્ટખાતાઓની તથા પરિષદના સામાન્ય ભંડોળની બાકી રહેલી સીલકો બેન્કોના સેવીંગ્સ તથા ચાલુ ખાતામાં જમા છે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અંધેરી

## (તા. ૪-૫ ઑકટોબર ૧૯૪૧)

## અહેવાલ

### સંમેલન પૂર્વેની સ્થાનિક પ્રવૃત્તિ

કરાંચીમાં મળેલા પરિષદના તેરમા સંમેલન પ્રસંગે પરિષદને સંમેલનના ચૌદમા અધિવેશન માટે મુંબઈ તેમજ કચ્છ તરફથી આમંત્રણ મળ્યું હતું, પણ એકે આમંત્રણનો ત્યાં ને ત્યાં સ્વીકાર થયો નહોતો. સંમેલનના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીએ ઉપસંહાર કરતી વેળાએ જાહેર કર્યું હતું કે અનુકૂળ જણાશે એ સ્થળ મધ્યસ્થ સભા નક્કી કરશે. ત્યાર પછી તા. ૮-૪-૩૯ ને રોજ પાટણમાં મળેલી મધ્યસ્થ સભાની બેઠકમાં એમ નક્કી થયું હતું કે મુંબઈના આમંત્રણનો સ્વીકાર કરવો અને સંમેલન મુંબઈમાં ભરવું કે પરામાં તેનો નિર્ણય કરવા શ્રી. કનૈયાલાલ મુનશી, દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી અને શ્રી. ગોકુળભાઈ ભટ્ટની સમિતિ નીમવામાં આવી હતી. એ સમિતિએ સંમેલન અંધેરીમાં ભરવું એવો નિર્ણય કર્યો હતો.

એ સંમેલનના પ્રમુખપદ માટે તા. ૧૩-૪-૪૦ ના રોજ મળેલી મધ્યસ્થ સભાએ ચાર નામો સૂચવ્યાં હતાં: (૧) લેડી વિદ્યાગૌરી નીલકંઠ, (૨) શ્રી. અરદેશર ફરામજી ખબરદાર, (૩) શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર અને (૪) શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક. તે પછી તો પરિષદ-સભ્યોએ કરેલી ચૂંટણીમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર સંમેલનના પ્રમુખ તરીકે બહુમતીથી ચૂંટાયા હતા.

તા. ૪-૪-૪૦ ને રોજ અંધેરીમાં શ્રી. મુનશીના પ્રમુખપદે મળેલી પરાંવાસીઓની સભામાં સ્થાનિક કારોબારી સભા રચવામાં

આવી હતી. ત્યાર પછી તા. ૨૭–૯–૪૦ ને રોજ કારોબારી સભા તથા સત્કાર સમિતિના સભ્યોની સંયુક્ત સભા શ્રી. વૈકુંઠલાલ મહેતાને પ્રમુખપદે મળી હતી. એ સભાએ શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહને સ્વાગતાધ્યક્ષ તરીકે નિયુક્ત કર્યા હતા અને કોઈ કારણસર જો તેઓ ના પાડે તો શ્રી. વૈકુંઠલાલ મહેતાને એ સ્થાને નિયુક્ત કરવાનું ઠરાવ્યું હતું. (શ્રી. શાહે ના પાડવાથી શ્રી. મહેતાને સ્વાગતાધ્યક્ષ ઠરાવેલા એ સુવિદિત છે.) એ સભામાં અન્ય અધિકારીઓની ચૂંટણી નીચે પ્રમાણે થઈ હતીઃ

## ઉપપ્રમુખો

(૧) શ્રી વિમલાબેન સેતલવાડ, (૨) શ્રી. વૈકુંઠલાલ લલ્લુભાઈ મહેતા, (૩) શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, (૪) શ્રી. જયસુખલાલ મહેતા, (૫) શ્રી. મનસુખલાલ માસ્તર, (૬) શ્રી. મનહરરામ મહેતા, (૭) શ્રી. માધવલાલ મ. ભટ્ટ, (૮) શ્રી. ગોકુલભાઈ ભટ્ટ, (૯) શ્રી. દશરથલાલ જોશી, (૧૦) શ્રી. ધીરજલાલ મોદી, (૧૧) શ્રી. જાફરઅલી, (૧૨) શ્રી. જેઠાલાલ પારેખ.

## મંત્રીઓ

(૧) શ્રી મધુરિકાબેન મહેતા, (૨) ડૉક્ટર મણિલાલ પટેલ; (૩) શ્રી. શંકરપ્રસાદ શુક્લ, (૪) શ્રી. રામપ્રસાદ બક્ષી, (૫) શ્રી. ચંદુલાલ ભટ્ટ, (૬) શ્રી. હરિલાલ નરોત્તમ કૉન્ટ્રેક્ટર, (૭) શ્રી. હર્ષદરાય દેસાઈ.

## ખજાનચીઓ

(૧) શ્રી. તનસુખલાલ નાણાવટી, (૨) શ્રી. મનહરલાલ મટુભાઈ આત્મારામ ભૂખણવાળા, (૩) શ્રી. મણીલાલ મોદી.

અધિવેશન માટે પ્રથમ તો તા. ૩૦–૩૧ ડીસેમ્બર ૧૯૪૦ અને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૧ એ ત્રણ દિવસો મુકરર થયા હતા, પરંતુ દેશમાં પ્રવર્તી રહેલી અસાધારણ પરિસ્થિતિને લક્ષમાં લઈને તા. ૧૫–૧૨–૪૦ને રોજ શ્રી. વૈકુંઠલાલ મહેતાને પ્રમુખપદે મળેલી કારોબારી મંડળ તથા સ્વાગત સમિતિની સંયુક્ત સભાએ અધિવેશનને અચોક્કસ મુદત સુધી મુલતવી રાખવાનો નિર્ણય કર્યો હતો. તે પછી સંયોગો વિશેષ અનુકૂળ જણાતાં તા. ૪–૮–૪૧ને રોજ કારોબારી મંડળ તથા સ્વાગત સમિતિની સંયુક્ત સભા શ્રી. કનૈયાલાલ મુનશીને

પ્રમુખપદે મળી હતી. એ સભાએ તા. ૪-૫ ઑક્ટોબર ૧૯૪૧-એ બે દિવસો દરમ્યાન અંધેરી મુકામે શ્રી હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલના મકાનમાં સંમેલન ભરવાનો નિર્ણય કર્યો હતો. એ જ સભાએ અધિવેશન માટે આઠ વિભાગો ઠરાવી, નીચે પ્રમાણે વિભાગીય પ્રમુખોની ચૂંટણી કરી હતી :-

| | |
|---|---|
| ૧ સાહિત્ય | શ્રી. રમણલાલ વ. દેસાઇ |
| ૨ ભાષાશાસ્ત્ર | પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી |
| ૩ તત્ત્વજ્ઞાન | શ્રી. રસિકલાલ છો. પરીખ |
| ૪ ઇતિહાસ-પુરાતત્ત્વ | પ્રો. કેશવલાલ હિં. કામદાર |
| ૫ સમાજશાસ્ત્ર-અર્થશાસ્ત્ર | પ્રો. ચંદુલાલ ન. વકીલ |
| ૬ પત્રકારત્વ | શ્રી. ચુનીલાલ વ. શાહ. |
| ૭ વિજ્ઞાન | ડૉ. ભાઇલાલ શં. પટેલ |
| ૮ કલા | ડૉ. ડી. જી. વ્યાસ |

નીચે પ્રમાણે વિવિધ સમિતિઓની રચના પણ એ જ સભામાં કરવામાં આવી હતીઃ-

[૧] નિબંધ સમિતિ :—

શ્રી. મનહરરામ મહેતા (પ્રમુખ), શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. અંબાલાલ જાની, શ્રી. ભાનુશંકર વ્યાસ (મંત્રી), શ્રી. રામપ્રસાદ બક્ષી, પ્રો. કાન્તિલાલ વ્યાસ, શ્રી. હરિલાલ પંડ્યા.

[૨] રંજન સમિતિ :—

શ્રીમતી લીલાવતી મુનશી (પ્રમુખ), શ્રીમતી મધુરિકાબહેન મહેતા, શ્રી. ધનસુખલાલ મહેતા, શ્રી. જ્યોતીન્દ્ર દવે, શ્રી. અનંત વીણુ, શ્રી. હરિલાલ પંડ્યા.

[૩] ભંડોળ સમિતિ :—

શ્રી. ધીરજલાલ મોદી (પ્રમુખ), શ્રી. તનસુખલાલ નાણાવટી, શ્રી. દશરથલાલ જોષી, શ્રી. તનુભાઈ દેવીદાસ દેસાઇ.

[૪] વ્યવસ્થા સમિતિ

શ્રી. શંકરપ્રસાદ શુકલ (પ્રમુખ), શ્રી. ધીરૂભાઇ દેસાઇ, શ્રી. ચંદુલાલ જે. ભટ્ટ.

સંમેલનની કાર્યવાહક સમિતિની એક સભા ત્યાર પછી શ્રી. વૈકુંઠલાલ મહેતાને પ્રમુખપદે તા. ૫-૯-૪૧ ને રોજ મળી હતી.

અધિવેશનનો કાર્યક્રમ અને બીજી વીગતો વિશે તેમાં નિર્ણય થયો હતો. અધિવેશનની ફી સત્કાર સભ્યો માટે ઓછામાં ઓછી રૂ. પાંચ, પ્રેક્ષકો માટે રૂ. એક, તથા વિદ્યાર્થીઓ અને બહેનો માટે ચાર આના ઠરાવવામાં આવી હતી. એ સભાએ કલાપ્રદર્શન સમિતિ પણ નિયુક્ત કરી હતી, જે નીચે પ્રમાણે:—

શ્રી. જગન્નાથ અહિવાસી (પ્રમુખ), શ્રી. યજ્ઞેશ્વર શુકલ (મંત્રી), શ્રી. રણછોડલાલ જ્ઞાની, શ્રી. ઇશ્વરભાઈ પટેલ, શ્રી. વ્રજલાલ ભગત, શ્રી. યુસુફઅલી મરચન્ટ, શ્રી. મોરારજી સંપત, શ્રી. હીરાલાલ પટેલ, શ્રી. ભાનુ સ્માર્ત, શ્રી, રામકૃષ્ણ પંડ્યા, શ્રીમતી નિર્મલાબહેન દેસાઈ.

સંમેલનના કાર્યનો મંગલારંભ તા. ૩ જી એ સાંજે પબ્લીક સ્કુલના મકાનમાં ગોઠવેલા કલાપ્રદર્શનનું ન્યા. મૂ. હરસિદ્ધભાઈ દિવેટીઆના હસ્તે ઉદ્દ્ઘાટન થયું ત્યારથી ગણી શકાય. ગૂજરાતભરના પ્રસિદ્ધ કલાકારોનો સહકાર એ પ્રદર્શન માટે મળી રહેલો. ચિત્રો, રેખાચિત્રો, એચીંગ, વુડકટ, શિલ્પકૃતિઓ ઉપરાંત ફોટોગ્રાફો, સિક્કાઓ, તામ્રપત્રો, શિલાલેખો, વિદેહ સાક્ષરોની હસ્તલિખિત કૃતિઓ તેમજ કલાના અન્ય પ્રકારોને પણ તેમાં સ્થાન મળ્યું હતું. શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજી અને સ્વ. હરગોવિંદદાસ પારેખના સંગ્રહોમાંથી ગુજરાતની કલા-કારીગરીનાં સુંદર નમૂના પ્રદર્શનમાં મૂકવામાં આવ્યા હતા.

એ પ્રદર્શનનું ઉદ્દ્ઘાટન કરતાં ન્યા. મૂ. હરસિદ્ધભાઇ દિવેટીઆએ નીચે પ્રમાણે વ્યાખ્યાન આપ્યું હતું :—

કલાની અનેક વ્યાખ્યાઓ જુદા જુદા દૃષ્ટિબિન્દુઓએ અપાયેલી છે. કુદરતની આબેહૂબ નકલ તે કલા, વિવિધ તત્ત્વોનું પ્રમાણસર અને સુવ્યવસ્થિત મિશ્રણ તે કલા, જુદી જુદી જાતની વસ્તુઓની આકર્ષક અને મોહક ગોઠવણ તે કલા, મનુષ્યના વિચારો અને ભાવનાઓનું બાહ્ય વસ્તુઓમાં પ્રતિબિમ્બ પાડે તે કલા, રસોત્પાદક તત્ત્વોનું સર્વાંગસુંદર એકીકરણ અથવા સમન્વય તે કલા, ઇન્દ્રિયોથી ગ્રાહ્ય એટલે ભૌતિક વસ્તુઓ વડે આધ્યાત્મિક સૃષ્ટિની ભાવના કરાવે તે કલા—આવી રીતે કલાનું સ્વરુપ ભિન્ન ભિન્ન રીતે વર્ણવવામાં આવ્યું છે. દરેક પુરુષ પોતાના માનસિક બંધારણ વડે કલાને અમુક દૃષ્ટિકોણથી જુએ છે, અને તેથી કલાની પરીક્ષામાં પુષ્કળ મતભેદનો અવકાશ રહે છે. કલાનિષ્ણાતોમાં તો મતભેદ વડે જ

તેમની પ્રતિષ્ઠા અને મૂલ્ય અંકાય છે; છતાં કળાના બરાબર અર્થ માટે તો સામાન્ય જનતામાં મતભેદ માટે ઓછો અવકાશ રહે છે, કારણ કે, કળાના રહસ્ય અને તેની પરીક્ષાના સિદ્ધાન્તોમાં ઊંડા ઊતર્યા વિના પણ કળાના આવિર્ભાવો એટલે તેનાં સૌન્દર્ય અને માધુર્યના આનન્દો અનુભવી શકાય છે.

આવી રીતે કળાનો વિસ્તાર તો સકળ સૃષ્ટિમાં છે. પરંતુ તેનાં સ્વરુપો દરેક દેશમાં દરેક યુગમાં બદલાતાં રહે છે. જુદી જુદી પ્રજાઓની સંસ્કૃતિ, ધાર્મિક ભાવનાઓ, તેમનું ભૌગોલિક સ્થાન, તેમની આર્થિક તથા સામાજિક સ્થિતિ—એ સર્વે તેમની કળાઓમાં ભાત પાડે છે : દરેક દેશની કળામાં તેનાં વિશિષ્ટ તત્ત્વો તરી આવે છે. હિન્દુસ્થાન જેવા વિશાળ પ્રદેશમાં તેના જુદા જુદા પ્રાન્તોની કળાનો વિકાસ આપણી પ્રાન્તીય વિશિષ્ટતાઓ પર આધાર રાખે તે સ્વાભાવિક છે. આવું જુદાપણું કૃત્રિમ કારણોને લીધે નહિ પરંતુ કુદરતી ભેદભાવોને લીધે હોવાથી, દરેક પ્રાન્તે પોતાની વિશિષ્ટતાઓ નષ્ટ થવા ન દેતાં તેને સાચવી રાખવી જોઈએ. આવી રીતે ગુજરાતમાં કળાનો વિકાસ તેના ઇતિહાસ અને ભૂગોળ વડે જ સમજી શકાય છે. તેના ઘણા ભાગની ફળદ્રુપ જમીન અને સમુદ્રના લાંબા કિનારા વડે તેનું ઘડતર થયું છે. એ ઘડતરે તેની રાજકીય, આર્થિક અને સામાજિક સ્થિતિ ઉત્પન્ન કરી છે. અને એ સ્થિતિ વડે તેનું કૌટુમ્બિક તેમજ ધાર્મિક જીવન ઘડાયું છે; તેના રીતરિવાજો બંધાયા છે અને શારીરિક તેમજ માનસિક બંધારણ અમુક રીતે જ ઉત્પન્ન થયું છે. આ સર્વે વિશિષ્ટતાઓએ તેના કળાના વિકાસ ઉપર કુદરતી રીતે અસર કરી છે.

આપણાં મંદિરો, મસીદો, ઘરો, પહેરવેશ વગેરેમાં આપણી સંસ્કૃતિનું બાહ્ય સ્વરૂપ જણાય છે. મુખ્યત્વે કરીને આપણા ધાર્મિક જીવન વડે કળાની ઉત્પત્તિ થઈ છે. હિન્દુ, જૈન અને ઇસ્લામ એ ત્રણે ધર્મોએ ગુજરાતને જુના વખતથી સ્થાપત્ય, શિલ્પ, નકશી વગેરે કળામાં અખિલ ભારતમાં ઉચ્ચ કોટિએ ચડાવ્યું છે. આબુ તથા શત્રુંજયનાં દહેરાંઓ, અમદાવાદની મસીદો, વાવો તથા મંદિરો, ઝીંઝુવાડા, ડભોઇ વગેરેના કિલ્લાઓ, સિદ્ધપુરનો રુદ્રમાળ, પાટણનું સહસ્ત્રલિંગ તળાવ, મોઢેરાનું સૂર્યમંદિર વગેરે હજુ પણ તેની સાક્ષી પુરે છે. આપણાં અસલનાં ઘરોમાં લાકડકામની

નકશી તથા દિવાલચિત્રોના ઉત્તમ નમૂનાઓ મળે છે. અતલસ, રેશમ, જરી, કસબ વગેરે કાપડનો આપણો—ખાસ કરીને આપણી સ્ત્રીઓનો—સુંદર પહેરવેશ તો હજી પણ હિંદુસ્થાનમાં પ્રથમ પંક્તિએ આવે છે. સંગીતમાં આપણા ગરબા અને રાસોની વિશિષ્ટતા વિષે તો વધારે કહેવાનું હોય જ નહિ. ગરબાઓનું મૂળ આપણા ધાર્મિક જીવનમાં ખાસ કરીને ગુજરાતના ભક્તિમાર્ગમાં છે. શાક્ત સંપ્રદાય ને વૈષ્ણવ સંપ્રદાયે ભક્તિ અને પ્રેમની ભાવનાના રસથી ભરપૂર, માધુર્ય અને મીઠાશથી ભરેલું ગરબાનું સંગીત તથા રણકાર સાથેનું તાલબદ્ધ વાદન તથા નર્તન ઉત્પન્ન કરી ગુજરાતને મશહૂર બનાવ્યું છે, અને આપણા જીવનમાં માત્ર ધાર્મિકતા નહિ પરંતુ રસિકતાનું પોષણ કર્યું છે. એક નોંધ લેવા જેવી બાબત છે કે શાક્ત અને વૈષ્ણવ—એ બન્ને સંપ્રદાયો આપણી માફક બંગાળમાં પણ છે, છતાં બન્ને પ્રાન્તોમાં લોકજીવન પર તેની જુદી જુદી છાપ પડી છે. આ એક પ્રાન્તીય વિશિષ્ટતાનું ઉદાહરણ છે. શાસ્ત્રીય સંગીત ગુજરાતમાં નહોતું એમ તો ન કહેવાય, પરંતુ બીજા કેટલાએક પ્રાન્તોમાં જેટલું છે તેટલું સામાન્ય જનતામાં તે લોકપ્રિય થયું નથી એમ સ્વીકારવું જોઈએ. ચિત્રકળામાં પણ બીજા પ્રાન્તો જેટલી ખ્યાતિ આપણે ભૂતકાળમાં મેળવી નથી. પરંતુ જે કંઈ પ્રાચીન ચિત્રો છે તેમાં વાસ્તવિકતા વધારે જણાય છે. આપણા વ્યાપારી જીવનની અસર આપણી કળાના વિકાસ ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. કળાનાં અટપટાં અને બારીક તત્ત્વોમાં ઊંડા ઉતરવાની માથાકૂટ કર્યા વિના તેનાં રંજનાત્મક અને વાસ્તવિક તત્ત્વો ઉપર વધારે ધ્યાન અપાયું છે અને તેથી જ ગુજરાતનો સર્વ પ્રકારનો કળાવિકાસ કૃત્રિમ નહિ પણ કુદરતને અનુસરીને થયો છે. અને તેમાં જ આપણા જીવનનું પ્રતિબિમ્બ જણાય છે. આર્થિક સમૃદ્ધિની સહાયથી આપણે કળાનું પોષણ કરતા આવ્યા છીએ, પરંતુ તે આપણા વ્યાવહારિક માનસને અનુકૂળ આવે તેવી કળાનું—સરળ અને હળવી પણ રંજક અને મીઠી. હિન્દુ અને ઇસ્લામી રાજ્યો ટક્યાં ત્યાં સુધી ગુજરાતમાં રાજ્ય અને પ્રજાની સહાયથી કળાને ઉત્તેજન મળ્યા કર્યું; પરંતુ તે યુગ અને વર્તમાનયુગ વચ્ચેના કાળમાં અનેક કારણોને લીધે આપણો કળાવિકાસ શિથિલ થયો. રાજકીય ઉત્પાત અને અશાન્તિના વાતાવરણમાં ગુજરાતના જીવ-

કળા ખીલવવાની છે. આવી કળાને ઉપજાવવામાં ગુજરાતી કળાકારો અને કારીગરોને ઉત્તેજન આપવાનું છે. એક જ દાખલો હું અહીં આપીશ. થોડાં વરસોથી આપણા એક ગુજરાતી નૃત્યકાર નટરાજ વૃશી જાવા, સુમાત્રા, વગેરે સ્થળોમાં જઇને ત્યાંની કે જે આપણી પુરાણી હિન્દુ નૃત્યકળા છે તેનું જ્ઞાન લઈ આવ્યા છે અને કેટલેક સ્થળે એક નિપુણ નૃત્યકાર તરીકે એમને સફળતા મળી છે. પરંતુ ગુજરાતમાં હજી તેમનો જોઇએ તેવો સત્કાર થયો નથી, અને ઉત્તેજન પણ મળ્યું નથી. ચિત્રકળાની બાબતમાં ખુશી થવા જેવું છે કે અત્રેની જે. જે. સ્કૂલ ઓફ આર્ટ્સમાં ગુજરાતી શિક્ષકો તથા ઘણા ગુજરાતી વિદ્યાર્થીઓ ચિત્રો અને શિલ્પોમાં Style જુદી જણાઈ આવે એવી સુંદર કલાકૃતિઓ બનાવવામાં સફળ થયા છે. આ વિષયમાં એક સૂચના ગુજરાતી જનતા પાસે આગ્રહપૂર્વક મૂકવાની મને જરૂર લાગે છે. ગુજરાતના કોઈ પણ અનુકૂળ સ્થળે 'ગુજરાતી એકેડેમી ઓફ આર્ટ્સ' એટલે ગુજરાતી કળામંદિરની સ્થાપના થવી જોઈએ કે જ્યાં આપણા કલાકારો અને કારીગરો ગુજરાતની વિશિષ્ટ કલાઓનું શિક્ષણ લઈ તેનો સર્વત્ર પ્રચાર કરે. આપણો ધનિક વર્ગ આવી સંસ્થા લાવવા માટે મદદ કરે તો તે ગુજરાત માટે અશક્ય વસ્તુ ગણાય નહિ. ને આવી સંસ્થા થોડા વખતમાં જ સ્થપાય તેવા પ્રબલ પ્રયાસ કરવા આપણા કલારસિકોને મારી વિનંતિ છે.

કદાચ કોઈને પ્રશ્ન થશે કે આ બધી પ્રવૃત્તિઓ તો કલાકારો માટે છે; તેમાં સાધારણ માણસને શો લાભ? આ પ્રશ્ન તો કલાને સંકુચિત અર્થમાં લઈએ તો જ ઉપસ્થિત થાય. કલાનું સ્થાન માત્ર બાહ્ય વસ્તુઓમાં નથી. પત્થર, લાકડું કે કેનવાસ ઉપર જ કળાની છાપ પડતી નથી; આંખ, કાન કે સ્પર્શ વડે જ માત્ર કલાનો અનુભવ થતો નથી. ઇન્દ્રિયોથી પર એવી માનસિક સૃષ્ટિમાં ઉચ્ચતર કળાનો નિવાસ છે. જીવનને સર્વાંગસુન્દર બનાવવું એ સૌથી ઉત્તમ કળા છે. કારણ કે તે કલા સ્થૂલ અને ભૌતિક વસ્તુઓમાં નહિ પરંતુ સૂક્ષ્મ સૃષ્ટિમાં રહેલી છે. જીવનની વિવિધ પ્રવૃત્તિઓ અને બુદ્ધિ, ભાવના તથા ઇચ્છાઓ એ ત્રણે માનસિક શક્તિઓનો ધ્યેયપૂર્વક સમવિકાસ કરવો એ જેટલું કઠિન તેટલું જ ઉચ્ચતમ કલાવિધાન છે. આ વિધાનમાં દરેક મનુષ્ય એક કલાકાર છે. અને

બાહ્ય જગતની કલાનો અનુભવ જીવનની કળાના વિકાસ માટે મદદરૂપ થાય તેટલે અંશે જ સ્થૂળ કળાનું સાર્થક્ય છે; સ્થૂળ કળા ગમે તેટલી સુંદર હોય તો પણ તે માત્ર સાધન છે. મનને ઉન્નત કરે અને ઉચ્ચ ભાવના ઉત્પન્ન કરી હૃદયને શુદ્ધ કરે તે તેની સાધ્ય વસ્તુ છે. સાકાર કળા નિરાકાર કળાના સ્વરુપમાં જન્માન્તર પામે તો જ આપણા સ્થૂળ જીવનમાં તેનુ સ્થાન છે. આવું પરિવર્તન પોતાના જીવનમાં કરાવવા માટે દરેક મનુષ્ય કલાકાર તરીકે સ્થૂલ કળાનો ઉપયોગ કરી શકે અને તે કારણથી જ સ્થૂલ કળાને ઉત્તેજન આપવું તે દરેક મનુષ્યનો ધર્મ છે.

નવગુજરાત જીવનમાં કલાનું સ્થાન સમજવા માંડયું છે. તેનામાં રસિકતા છે, ઉત્સાહ છે, સાધન છે, સામગ્રી પણ છે; માત્ર વ્યવસ્થિત પ્રચારકાર્યની જરૂર છે. કલાપ્રદર્શનો અને કલાપરિષદો આવા પ્રચારકાર્ય માટે અત્યંત જરુરનાં છે. આજનું પ્રદર્શન આ દિશામાં પ્રયાણ કરવાને વેગ આપે અને તેના સંચાલકોની ઉમંગી મહેનતને સફળતા મળે એવી શુભેચ્છા સાથે આ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન જાહેર કરવા રજા લઉં છું.

તા. ૪ થી ઑક્ટો. ૧૯૪૧ એટલે સંમેલનનો પહેલો દિવસ. તે દિવસે સવારે નવ વાગે શ્રી હંસરાજ મોરારજી પબ્લીક સ્કૂલના મકાનમાં શ્રી. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે પરિષદની મધ્યસ્થ સભાની એક બેઠક મળી હતી. તા. ૧ એપ્રિલ ૧૯૪૦ થી ૩૧ માર્ચ ૧૯૪૧ સુધીનો હિસાબ તથા પરિષદપ્રવૃત્તિનો અહેવાલ મંજૂર કર્યા પછી સભાએ શ્રી હેમચંદ્રાચાર્ય સ્મારક અંગે સંતોષ વ્યક્ત કરતો ઠરાવ કર્યો હતો. એનો ઇતિહાસ આ પ્રમાણે છે : કરાંચી અધિવેશનમાં હેમચંદ્રાચાર્ય સ્મારક ઊભું કરવાનો ઠરાવ થયો હતો. તે પછી પરિષદના અન્વેષણાત્મક અને વિદ્યાપોષક હેતુઓ સિદ્ધ કરવા માટે શ્રી. મુનશીએ ભારતીય વિદ્યા ભવનની સ્થાપના કરી હતી. પરિષદ તેમજ ભવનના કાયમી નિવાસસ્થાન માટે શ્રી. મુનશીએ હેમચંદ્રાચાર્ય સ્મારક ભંડોળ ઊભું કર્યું હતું તેને ૯-૪-૩૯ ની પાટણની સભાએ સંમતિ આપી હતી અને શ્રી. મુનશીને સ્મારક સંબંધી વ્યવસ્થા કરવાની સત્તા આપી હતી. તે પછી તા. ૧૦ મી સપ્ટેંબર ૧૯૪૦ ના રોજ ભવનની કાર્યવાહક સમિતિ અને સ્મારક ફંડમાં નાણાં આપનારાન

સંયુક્ત સભાએ નિર્ણય કર્યો હતો કે ભારતીય વિદ્યાભવનના મકાનના અગ્રભાગને 'શ્રી હેમચંદ્રાચાર્ય સ્મારક' નામ આપવું અને પરિષદ તેમજ ભવનની પ્રવૃત્તિઓ માટે એનો ઉપયોગ કરવો.

મધ્યસ્થ સભાએ એ નિર્ણયનો અંતર્ગત મુદ્દો જળવાય તે હેતુથી એવો ઠરાવ કર્યો કે પરિષદના સભ્યોને ભવન કંઈ પણ ખર્ચ લીધા વિના પોતાના પુસ્તકાલયનો લાભ આપે અને સભાગૃહનો ઉપયોગ કરવા દે; વળી પરિષદનું કાર્યાલય હેમચંદ્રાચાર્ય સ્મારકવાળા ભાગમાં રહે. જો ભવન ગુજરાતી અધ્યાપનની 'ગુજરાતી સાહિત્ય પરિષદ નર્મદ શિક્ષાપીઠ' સ્થાપે તો નર્મદ સ્મારકની આવક પરિષદે ભવનને આપવી ને પુસ્તકપ્રકાશન ભવન દ્વારા કરાવવું એવો ઠરાવ પણ સભાએ કર્યો હતો, ને ભવન સાથે કરાર કરવાની મંત્રીઓને સત્તા આપી હતી.

તે પછી સાડા નવ વાગે તેં જ સ્થળે પરિષદની સામાન્ય સભાની બેઠક મળી હતી અને ઉપરોક્ત મધ્યસ્થ સભાએ કર્યા તે ઠરાવો તે જ સ્વરૂપે મંજુર રાખ્યા હતા.

બપોરે ત્રણ વાગે અધિવેશનનો આરંભ થયો હતો. સાહિત્યકારો, સાહિત્યરસિક નરનારીઓ અને વિદ્યાર્થીઓએ પબ્લીક સ્કૂલનો સુશોભિત ખંડ ભરી દીધો હતો. વ્યાસપીઠ ઉપર પ્રમુખશ્રી ઉપરાંત શ્રી. મુનશી, દિ. બ. ઝવેરી, ન્યા. મૂ. દિવેટીઆ, શ્રી. અંબાલાલ જાની, પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ચીમનલાલ શાહ, શ્રી. ઉમાશંકર જોશી વગેરેએ સ્થાન લીધું હતું.

"ગુણવંતી ગુજરાત" અને "જય જય ગરવી ગુજરાત"ના મધુર ગાનથી કાર્યનો આરંભ થયો હતો. તે પછી સ્વાગતાધ્યક્ષ શ્રી. વૈકુંઠલાલ મહેતાએ પોતાનું વ્યાખ્યાન નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું :

**સજ્જનો અને સન્નારીઓ!**

મુંબઈ ઉપનગરના સાહિત્યપ્રેમીઓ તરફથી ગુજરાતી સાહિત્યપરિષદ્સંમેલનના ચૌદમા અધિવેશનના પ્રસંગે આપ સૌનો સત્કાર કરતાં મને અત્યન્ત આનંદ થાય છે.

સાહિત્યપરિષદ સાથે આજ સુધી મારો કાંઈ સંબંધ નહોતો, અને કદાચ હવે પછી રહેશે પણ નહિ. ગુજરાતી સાહિત્યની સેવા યત્કિંચિત કર્યાનો દાવો પણ હું કરી શકું એમ નથી. માત્ર એક જ કારણસર

આ જવાબદારી મારે ઉઠાવવી પડી છે એમ હું માનું છું. એ કારણ એ જ કે હાલ ઉપનગરમાં વસતા ગુજરાતીઓમાંથી કદાચ હું જ સૌથી પહેલો ઉપનગરવાસી થયો હોઉં—સહુથી જૂનો ઉપનગરવાસી હોઉં. ઉપનગરોની ખાસ કરીને અંધેરીની જનતાને મારા પિતાશ્રી તરફ ખૂબ પ્રેમ અને આદર હતો. કદાચ એ આદર વ્યક્ત કરવા માટે પણ એમણે મારા પર આ જવાબદારી લાદી હોય.

કરાંચી પરિષદ્સંમેલન વખતે ચૌદમા અધિવેશન માટે ઉપનગરો તરફથી કયા સંજોગોમાં નિમંત્રણ આપવામાં આવેલું તેની મને ખબર નથી. પણ, ઉપનગરોના લોકપ્રિય સેવક શ્રી. ગોકુળભાઇ ભટ્ટે એ નિમંત્રણ આપેલું, એટલે ઉપનગરવાસીઓ એમનું વેણ સાર્થક ન કરે—પછી સંજોગો ગમે તેવા હોય, દેશની અને ગુજરાતની આર્થિક હાલત ગમે તેવી હોય; ગોકુળભાઇની હાજરી હોય કે ન હોય—તો ઉપનગરો માટે એ શરમભર્યું કહેવાય.

મેં હમણાં જ કહ્યું કે શા હેતુથી અને કયા સંજોગો વચ્ચે શ્રી. ગોકુળભાઇએ નિમંત્રણ આપ્યું એની મને ખબર નથી. પણ, મુંબઇના ઉપનગરોને સાહિત્યમાં કાંઇક રસ છે, એ નગરોમાં ગુજરાતની અમુક વિશેષતાઓ પ્રતિબિંબિત થાય છે, અને એમને પોતાનું કાંઇક વિશિષ્ટ વ્યક્તિત્વ છે એની બૃહદ્ગુજરાતને પ્રતીતિ કરી આપવી એવો પણ એક હેતુ એ નિમંત્રણમાં સમાયો હોય. ગોકુળભાઈ અને બીજા ઉપનગરવાસીઓની આ મુરાદ આ અધિવેશનથી સર્વાંશે નહિ તો અમુક અંશે બર આવશે જ એવી મને આશા છે.

નિમંત્રણ અપાયાના અને આજના સમય વચ્ચે કેટલો ફેર પડી ગયો છે એ વિષે કાંઈ કહેવાની જરૂર છે ખરી? પાશ્ચાત્ય દેશોમાં ભયંકર યુદ્ધ સળગી ઊઠ્યું છે, અને એની જ્વાળાઓ સર્વ સ્થળે પ્રસરી રહી છે. માનવજાત અને માનવતાની અકલ્પ્ય ખુવારીની વાત બાજુએ મૂકીએ; પુસ્તકાલયો, સંગ્રહાલયો, કલાકેન્દ્રો, ચિત્રસંગ્રહો, અને શિલ્પસંગ્રહોની ખુવારી કેટલી થઈ છે, એનો કાંઈ પણ ખરો ખ્યાલ અત્યારે આપણને આવી શકે ખરો?......અને સંસ્કૃતિના ખરા લક્ષણ પ્રેમ અને બંધુત્વને સ્થાને આજ દ્વેષ અને ક્રોધની લાગણીએ પશ્ચિમ પર પોતાનો પંજો કેવો જમાવ્યો છે એ તો આપણે રોજ-બ-રોજ જોઈ રહ્યા છીએ.

વિશ્વયુદ્ધના છાંટા આપણા દેશ પર પણ પડ્યા છે. આપણી ઇચ્છા સિવાય આપણે યુદ્ધમાં ઘસડાયા છીએ. બ્રિટિશ સામ્રાજ્ય માને છે કે આ વેર અને ઝેરથી અલગ રહેવાનો હિંદવાનોને કોઈ અધિકાર નથી. હિંદનો મુખ્ય મંત્ર અહિંસા છે, એ એનો પરમધર્મ છે, એમ માનતા અને એ પ્રમાણે આચરતા સજ્જનો આજે રાજદ્રોહી ગણાય છે અને દેશદ્રોહી ઠરાવાય છે. વાગ્દેવીના સ્વાતંત્ર્ય ખાતર, વાણીસ્વાતંત્ર્ય ખાતર, આજ આપણાં કેટલાંયે ભાઈબહેનો કારાગૃહ સેવી રહ્યાં છે એ આપણે કેમ જ ભૂલી શકીએ ?

દુનિયાના દુઃખની વાત કરી, તે સાથે આપણા દેશ પર ઊતરેલી કુદરતની એક બીજી અવકૃપાનો ઉલ્લેખ ન કરું તે કેમ ચાલે ? બે મહિના પર હિંદના અગ્રગણ્ય કવિવરને કુદરતે પોતાની પાસે બોલાવી લીધા, અને હિંદને રડતું કરી મૂક્યું. ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરને અંજલી આપવા જેટલોયે મારા જેવાનો અધિકાર ન ગણાય. કવિવર રવીન્દ્રનાથે માત્ર સાહિત્યના જ ઇતિહાસમાં નહિ પણ જગતના ઇતિહાસમાં અમરસ્થાન પ્રાપ્ત કર્યું છે. તે સ્થાન માત્ર પોતા જેવી એક સામાન્ય વ્યક્તિને નહિ પણ આખા દેશના સાહિત્ય અને સંસ્કૃતિને મળ્યું છે એમ તેઓ હમેશાં કહેતા. જેટલી ભવ્ય અને મોહક તેમની મુખાકૃતિ હતી તેથીય વધુ ભવ્ય અને સુંદર તેમની સાહિત્યકૃતિ હતી—હતી અને કાયમ માટે રહેશે. ગુજરાત અને ગુજરાતીઓ સાથે તેમને નિકટ સંબંધ હતો. ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી કલા પર તેમની અને તેમની સંસ્થાની જે છાપ પડી છે તે માટે આપણે તેમના સદાયના ઋણી રહીશું. તેમના અવસાનથી ગુજરાતી પ્રજાને થયેલા દર્દની નોંધ આ સંમેલન અવશ્ય લે એવી મારી સૂચના છે.

પણ દુઃખદ વાતો બાજુએ મૂકી આપણે બીજી તરફ નજર ફેરવીએ. ઉપનગરના વ્યક્તિત્વ વિશે મારા મુરબ્બી અને જાણીતા સંસાર-સુધારક શ્રી. નટરાજન વારંવાર લેખો લખે છે અને પ્રવચનો આપે છે. તેઓએ આપણને કહ્યું છે, કે ઉપનગરની સંસ્કૃતિ પુરાણી છે અને તે હજુયે જીવતી છે.

આ સંસ્કૃતિપુરાતનતાનો ખ્યાલ આવવા માટે શ્રી. નટરાજનની સાથે આપણે પણ ઉપનગરની પ્રાચીન કલાસમૃદ્ધિ તરફ નજર ફેરવીએ. કાન્હેરીની એકસો નવ ગુફાઓ એ જ બતાવે છે કે ઇતર પ્રદેશોની જેમ બૌદ્ધ ભિક્ષુઓએ ૧૫૦૦ થી ૨૦૦૦ વર્ષ પૂર્વે ત્યાં એમનો સંસ્કૃતિધ્વજ

ફરકાવ્યો હતો. આ મંદિરો અને મઠો ઉપરાંત છોચૂનાનું બાંધકામ અને અજંતા ઢબના ચિતરામણનાં કાંઈક અવશેષો પણ મળી આવે છે. પિત્તળના દાબડાઓમાં બીજી પણ કેટલીક વસ્તુઓ મળી આવે છે.

પુરાતન સંસ્કૃતિનાં બીજાં પ્રતીક જોગેશ્વરીની ગુફા અને મંડપેશ્વરનું મંદિર છે. આ નમૂના કંઈક પછીનું—આજથી ૧૨૦૦ થી ૧૫૦૦ વર્ષ પૂર્વેનું—સર્જન છે. જોગેશ્વરીનું શિવમન્દિર અન્ય સ્થળોએ પહાડમાં કે ખડક પર કોતરેલાં મંદિરો કરતાં વધારે ભવ્ય અને વિશાળ છે. કાન્હેરીની ગુફા કરતાં અહીંનાં સ્થાપત્ય અને શિલ્પ ઊંચા પ્રકારનાં છે. પૂરતાં સૂર્યપ્રકાશને અભાવે અંધારામાં રહેતા આ મંદિરની ખૂબી અવલોકનમાં જેમ ઊંડાં ઊતરીએ તેમ વધારે અને વધારે જ દેખાય છે. સદીઓ સુધી જોગેશ્વરીની ગુફા સ્થાપત્યના અભ્યાસીઓનું અને મંડપેશ્વરનું દેવાલય શિલ્પકલાના ઉત્કૃષ્ટ નમૂનાઓના શોધકનું પ્રિય સ્થાન રહેશે.

આ પછીના યુગમાં પણ ઉપનગરનું ઇતિહાસમાં સ્થાન છે. દૂર દેશથી આવેલાં અને વાણિજ્ય, રાજ્ય અને ધર્મપ્રવર્તન એ ત્રિવિધ કાર્યને એકી સાથે સાધતા પોર્તુગીઝોનું એક મુખ્ય થાણું વસાઈમાં હતું, અને એ આવેલું ઉપનગરની સરહદ પર જ. આથી અહીં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો સારી પેઠે થયેલો છે. રોમન કેથલિક પંથના મઠો, શાળાઓ અને દેવળો આ પ્રદેશમાં ઠેર ઠેર જોવામાં આવે છે. વાંદરા તેનું મુખ્ય કેંદ્ર ગણી શકાય. ગામડાંઓમાં વસતી પ્રજાનો મોટો ભાગ આજે ખ્રિસ્તી ધર્મ પાળે છે. આખા પ્રદેશમાં મરાઠી ભાષા પ્રચલિત છે, અને ઉપનગર આજે મહારાષ્ટ્રનો ભાગ ગણાય છે. મુંબઈની પેઠે અહીં પણ પ્રજા પચરંગી છે, છતાં ધ્યાનમાં લેવા જેવી વાત એ છે કે કોમી કલેશ, કલહ અને રમખાણ મુંબઈમાં જોશભેર પ્રવર્તતાં હોય ત્યારે પણ ઉપનગરમાં તેનો પ્રવેશ થતો નથી.

ઉપનગરોમાં ગુજરાતી પ્રજાનો વાસ તો છેલ્લાં ચાળીસ વર્ષથી જ થયો એમ કહીએ તો ચાલે. બીજાં ક્ષેત્રોમાં તેમ આમાં, પારસીઓએ પહેલ કરી. મુંબઈમાં પ્રથમ પ્લેગ શરૂ થયો ત્યારે ચાર છ મહિના એનું જોર ચાલુ રહ્યું ત્યાં લગી લોકોએ ઉપનગરમાં રહેવાનું રાખ્યું. ધીમે ધીમે તે પ્રવાહ વધતો ગયો. પ્લેગ તો નાબૂદ થયો, પણ એક વાર શરૂ થયેલી આબાદી ઘટી નહીં. મુંબઈની સંકડાશ અને ગૂંગળામણ છોડી વધુ આરોગ્ય અને વધુ પ્રાણવાયુને શોધતા ગુજરાતીઓ ઉપનગરમાં વસવા માંડ્યા. આ ગુજરાતીઓ સ્થિતિએ મધ્યમ હતા.

અંધેરીમાં એક ગુજરાતીની સખાવતને આધારે ચાલે છે. અંધેરીમાં બાલિકાઓ માટે સ્વતંત્ર શાળાની વ્યવસ્થા પણ શેઠ શ્રી. મથુરાદાસ વિસનજીના પ્રયત્નને પરિણામે થઈ છે. વિલેપારલેમાં બે હાઇસ્કૂલ છે. આ બે સંસ્થાઓ તરફથી શિક્ષણના ક્ષેત્રમાં જુદા જુદા પ્રયોગો પણ પણ થાય છે. શિક્ષણદ્વારા પારસી ધર્મગુરુઓ તૈયાર કરનારી એક સંસ્થા પણ અંધેરીમાં છે. એક પારસી સખાવત તરફથી અંધેરીમાં ઔદ્યોગિક શાળા પણ ચાલે છે. આ બધી સંસ્થાઓમાં છેલ્લાં બે વર્ષોથી નવીન અને અતિ મહત્ત્વનો ઉમેરો થયો છે. જે સંસ્થાના મધ્યગૃહમાં આજે આ અધિવેશન ભરીએ છીએ તે આ ઉમેરાઓમાંની એક. એમાં વિદ્યાર્થીઓ શિક્ષકોના ચાલુ સમાગમમાં રહે અને શિક્ષકોની દેખરેખ નીચે વ્યવસ્થિત પ્રવૃત્તિશીલ જીવન ગાળે એવી વ્યવસ્થા કરાઇ છે. એ સંસ્થાનું નામ આપ સહુ જાણો જ છો: શેઠ હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ. આખા હિંદ અને ગુજરાત માટે એ એક નવીનતા જ છે. આ ઉપરાંત ભારતીય વિદ્યા ભવન બે વર્ષ પર માટુંગાથી અંધેરી લાવવામાં આવ્યું છે, અને એની સ્થાપનાને ત્રણ વર્ષ પૂરાં થઇ ચૂક્યાં છે. આ સંસ્થા મારફત સંસ્કૃત તથા તેની સાથેનો સંબંધ ધરાવતી ભાષાઓનો અભ્યાસ કરવાનું તેમજ પ્રાધ્યાપકો તૈયાર કરવાનું ઉપયોગી કાર્ય થઈ રહ્યું છે. એ સાથે એક સંસ્કૃત પાઠશાળા પણ ચાલે છે. આ બધી સંસ્થાઓની વીગતવાર માહિતી આપવાનો મારો ઉદ્દેશ નથી. માત્ર આ રીતે અમારા ઉપનગરની શિક્ષણવિષયક સાધનોની સમૃદ્ધિ જ આપની સમક્ષ મૂકવાનો મારો નમ્ર પ્રયત્ન છે.

ગુજરાતના સર્વાંગીણ વિકાસની દૃષ્ટિએ પરિષદના કામકાજમાં બે બાબતોને સ્થાન મળવું જોઇએ એમ સૂચવવાની હું રજા લઉં છું. શિક્ષણવિષયમાં આજ સુધી સારી પેઠે મનન કરવામાં આવ્યું છે. ગુજરાત વિદ્યાપીઠ સ્થપાયા પછી કેટલેક અંશે ગુજરાતમાં શિક્ષણક્રમ અને શિક્ષણપદ્ધતિમાં આવકારદાયક ફેરફાર થયા છે. પણ મારી માન્યતા છે કે પ્રૌઢશિક્ષણમાં ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન જેવી બે-ચાર સંસ્થા બાદ કરીએ તો જોઈએ તેટલો રસ શિક્ષણશાસ્ત્રીઓએ લીધો નથી; અથવા તો, જરૂર જેટલો અભ્યાસ તો નથી જ કર્યો. જે દેશમાં નિરક્ષરતાનું પ્રમાણ ખૂબ જ મોટું હોય એમાં આ પ્રશ્ન મહત્ત્વનો ગણાવો જોઈએ. આથી મારી નમ્ર સૂચના છે કે પરિ-

ષદે આ બાબત પર યોગ્ય વિચાર કરી અમુક રચનાત્મક કાર્યક્રમ ઘડી કાઢી તેનો અમલ કરવો. અભ્યાસક્રમ માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું ત્યાર પછી બને. નિરક્ષરોને સાક્ષર બનાવવાનો પ્રયત્ન પરિષદ ન કરે તો કોણ કરે?

મારી બીજી સૂચના વૈજ્ઞાનિક અને આર્થિક સંશોધન પરત્વે છે. આ કાર્ય માટે ગુજરાત સંશોધનમંડળ સ્થાપવામાં આવ્યું છે, છતાં તે ક્ષેત્રમાં પરિષદની જવાબદારી તો રહેશે જ. વૈજ્ઞાનિક સંશોધનનું કામ સરળ નથી. રાજ્ય તરફથી સંપૂર્ણ સહકાર ન હોય અને સારી પેઠે દ્રવ્યનો સંચય ન હોય તો તે કામ હાથમાં લેવું મુશ્કેલ છે. અલબત્ત, આર્થિક સંશોધનનું કામ એટલું મુશ્કેલ નથી, અને તેનાં ઊપર નાના પ્રમાણમાં ઓછો ખર્ચ કરવાથી ચાલી શકે. રાષ્ટ્રની આર્થિક પુનર્ઘટના કરવાનું કાર્ય પંડિત જવાહરલાલ નેહરૂએ હાથમાં લીધું છે એ જાણીતી વાત છે. એને અનુસરીને ગુજરાતની પુનર્ઘટના કરતાં પહેલાં ગુજરાતના નેતાઓ ગુજરાતની આર્થિક પરિસ્થિતિનું સમાલોચન કરે એ જરૂરી છે. એવું સમાલોચન:પરિસ્થિતનું નિરીક્ષણ કર્યા વગર ન બની શકે. નિરીક્ષણ કેવા ધોરણ ઉપર, કયાં અને કોની મારફત કરાવવું તેની વીગતોમાં ન ઊતરતાં અત્યારે એટલું જ સૂચવવાની રજા લઉં છું કે આ પ્રશ્નનો વિચાર પરિષદ તરફથી ગુજરાત સંશોધનમંડળનાં સહાય અને સહકારથી થવો જોઈએ.

સંમેલનના અધિવેશન માટે આપણને કવિવર અરદેશર ફરામજી ખબરદાર જેવા દોરવણી આપનાર મળ્યા છે તે આપણું સદ્‌ભાગ્ય જ છે. તેમની પ્રકૃતિ નબળી હોવા છતાં આટલો શ્રમ ઊઠાવવાનું તેમણે કબૂલ કર્યું છે તે તેમનો ગુજરાતી સાહિત્ય પ્રત્યેનો પ્રેમ દર્શાવે છે, અને સાહિત્યની સેવા કરવાની તેમની તત્પરતા સૂચવે છે. અધિવેશનનું કાર્ય વિધિપુરઃસર શરૂ થાય તે પહેલાં નિયોજિત અધ્યક્ષમહાશયની વરણી કરવાની આપ સર્વેને વિનતિ કરું છું.

નિયોજિત અધ્યક્ષમહાશયનો તેમ જ આપ સહુ પ્રતિનિધિઓ અને સભાસદોનો સત્કાર કરવાનું કામ મને સોંપવામાં આવ્યું છે તે મારું સદ્‌ભાગ્ય જ સમજું છું. આપનું સ્વાગત કરતાં ઉપનગરની ગુજરાતી પ્રજાને અત્યંત હર્ષ થાય છે, કારણ કે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આજ પછી મુંબઈના ઉપનગરોનું સ્થાન કાયમનું થશે. આપ સર્વેના હૃદયમાં પણ ઉપનગરની ગુજરાતી પ્રજાને એવું જ

સ્થાન મળે એવી અમો ઉપનગરવાસીઓની એષણા છે. મારી અંતિમ પ્રાર્થના આપના સત્કારમાં કાંઈ ન્યૂનતા રહી હોય તો તે સ્વાગતસમિતિની નહીં પણ તેના પ્રમુખની છે એમ માની તે દરગુજર કરવાની છે.

સ્વાગતાધ્યક્ષના વ્યાખ્યાન પછી દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ કવિશ્રી ખબરદારના પ્રમુખપદ માટેનો પ્રસ્તાવ રજૂ કર્યો હતો. એમણે જણાવ્યું કે જ્યાં જ્યાં ગુજરાતી વસે છે, ત્યાં ત્યાં કવિશ્રીનું નામ અમર છે. ગુજરાતી સાહિત્યની એમણે ખૂબ સેવા કીધી છે. કવિશ્રી ઉપર ઘણાં દુ:ખો ગુજર્યાં છે, પણ તેઓ ઈશ્વર ઉપર આસ્થા રાખનાર ને તત્ત્વજ્ઞાનના અભ્યાસી છે એટલે દુ:ખોથી પર રહી શક્યા છે.

તે પછી મુંબઈના એક વારના મેયર શ્રી. બી. એન. કરંજીઆએ પ્રસ્તાવને લાક્ષણિક પારસી-ગૂજરાતીમાં અનુમોદન આપ્યું હતું. શ્રી. રમણલાલ દેસાઈ, પ્રો. રવિશંકર જોષી, અને શ્રી. ચુનીલાલ વ. શાહે પ્રસ્તાવને વિશેષ અનુમોદન આપ્યું તે પછી સ્વાગતાધ્યક્ષે પ્રમુખશ્રીને ફૂલહાર કર્યાં હતાં. નિવૃત્ત થતા પરિષદ-પ્રમુખ શ્રી. કનૈયાલાલ મુનશીએ પોતાના પ્રમુખપદ દરમ્યાન પ્રસિદ્ધ થયેલાં પરિષદ-પ્રકાશનો તે પછી પ્રમુખશ્રીને ભેટ ધર્યાં હતાં. તે પછી પરિષદ-મંત્રી શ્રી. ચીમનલાલ ચકુભાઈ શાહે સંમેલનને સફળતા વાંચ્છતા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. વડોદરાનરેશ શ્રીમંત સર પ્રતાપસિંહ ગાયકવાડ, લેડી વિદ્યાગૌરી નીલકંઠ, સર ચીનુભાઈ માધવલાલ, શ્રી. અંબાલાલ સારાભાઈ, પ્રો. રામનારાયણ પાઠક, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, ડૉ. હરિપ્રસાદ દેસાઈ, પ્રો. મોહનલાલ દવે, પ્રો. વિજયરાય વૈદ્ય, શ્રી. યશવંત પંડ્યા, મુનિશ્રી. વિદ્યાવિજયજી, પ્રો. જયેન્દ્રરાવ દૂરકાલ, પ્રો. ક્ષેત્રેશ ચટ્ટોપાધ્યાય, શ્રી. પ્રાણલાલ દેસાઈ, સૂરતની નર્મદ સાહિત્ય સભાના મંત્રી વગેરેના સંદેશા મુખ્ય હતા.

મહાત્મા ગાંધીજીએ તાર દ્વારા મોકલેલો સંદેશો પ્રમુખશ્રીએ પાછળથી વાંચી સંભળાવ્યો હતો, જે આ પ્રમાણે હતો: "સંમેલન તમને પાછું આરોગ્ય બક્ષે અને ગુજરાતના મૂંગા નિરક્ષર જનોને માટે કંઈક સંગીન કાર્ય કરી બતાવે."

તે પછી પ્રમુશ્રીએ પોતાનું વ્યાખ્યાન નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું :

## સાહિત્યરસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના આ ચૌદમા અધિવેશનના પ્રમુખપદનું જે માન આપ સૌએ આજે મને આપ્યું છે, તે માટે હું આપનો આભાર માનું છું. મારી પૂર્વે એ જ સ્થાનને ગુજરાતના જે ધુરંધર સાક્ષરો ને કવિઓ પોતાની વિદ્વત્તાથી અને કાર્યસાધકતાથી શોભાવી ગયા છે, તેમના મુકાબલામાં મારા જેવી અલ્પ વ્યક્તિનો હું ખ્યાલ કરું છું ત્યારે ક્ષોભ પામું છું, પણ સાચા સેવકને તો પદ કે મહત્તાના વિચાર કરતાં સેવાધર્મ જ વહાલો લાગે છે; તો જેણે પોતાની શક્તિભક્તિ અનુસાર ગુર્જરીની સેવા કરી જાણી છે, તેની પાસે જ્યારે ગુર્જરીના પ્રતિનિધિરૂપ આપ સૌએ સેવા માગી છે ત્યારે તે શુદ્ધ ભાવે ને પ્રમાણિકપણે આપીને કૃતાર્થ થવું એ જ ધર્મ છે, એમ માનીને મારી અશક્ત સ્થિતિમાં પણ હું આપની આજ્ઞા મારે માથે ચઢાવું છું.

## સાહિત્યમાં કોમનો કે જાતિનો અભેદ

શુદ્ધ સાહિત્ય તો નાતજાતના કોઈ પણ ભેદથી-અલિપ્ત છે અને અલિપ્ત જ હોવું જોઇએ. ધર્મવાદ, રાજકારણ વગેરેમાં ભેદ હોઈ શકે પણ સાહિત્યમાં એટલે એક જ ભાષાના સાહિત્યમાં તો શું પણ દુનિયાની તમામ ભાષાઓનાં સાહિત્યોમાં તો નાતજાતનો કે કોઇપણ જાતનો ભેદ પૂર્વકાળમાં ગણવામાં આવ્યો નથી, કે હાલમાં પણ તે ગણાતો નથી, કારણ કે સાહિત્ય એ માનવમાત્રની સંસ્કૃતિનું, તેની પ્રવૃત્તિનું ને પ્રગતિનું, તેની આશાઓનું અને તેનાં ધ્યેયોનું દર્શન છે. એટલે જ આ સાહિત્યસંમેલનનું પ્રમુખપદ ગુજરાતમાં પહેલી જ વેળા એક પારસીબંધુને વરાયું છે, એ તો અકસ્માત છે. હું જાણું છું કે આપે આજે મારામાં જે વિશ્વાસ મૂક્યો છે, અને મને જે માન આપ્યું છે તે હું પારસી છું તેથી નહિ પણ ગુજરાતી સાહિત્યનો હું એક નમ્ર સેવક છું તેથી જ આપના સ્નેહનું પાત્ર હું થયો છું. ગુજરાતી સાહિત્યની

સેવા કરવાનું મને ભાન થયું ત્યારથી જ હું શ્રી શંકરાચાર્યના હસ્તામલકસ્તોત્રમાં કહ્યું છે તેમ,

नाहं मनुष्यो न च देवयक्षो
न ब्राह्मणक्षत्रियवैश्यशूद्रा :
न ब्रह्मचारी न गृही वनस्थो
भिक्षुर्न चाहं निजबोधरूप :॥

દેહરૂપે જગત મને ગમે તે રૂપમાં જુએ, પણ આત્માએ તો હું "નિજબોધરૂપ" જ મને માનું છું. સાહિત્યના વિષયમાં સાહિત્યની સેવા એ જ સાહિત્યકારનો પરવાનો હોવો જોઇએ. એમાં પુરુષ કે સ્ત્રી, હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી કે પારસી, કાળા કે પીળા, પૌરસ્ત્ય કે પાશ્ચાત્ય, એવા કશા ભેદ ગણનાપાત્ર હોય જ નહિ.

અને આજે આપ મને આપની સામે બેસાડો છો તે સંબંધમાં આપણી જૂની કથાનું મને સ્મરણ થાય છે. આપણા ભરતખંડની મધ્યમાં કટિમેખલા જેવી વિંધ્યાચળ પર્વતની માળા લંબાઇને પડેલી છે. એના સંબંધમાં એક પુરાણી કથા છે કે વિંધ્યાચળ પર્વત ઊંચો અને ઊંચો વધતો જ ગયો, એટલો ઊંચો કે તેથી સ્વર્ગના દેવોને ભય પેદા થયો. દેવોએ અગસ્ત્ય ઋષિને પ્રેરણા આપી કે તેણે આર્યસંસ્કૃતિનો વિશેષ ફેલાવો કરવા દક્ષિણમાં દ્રાવિડ દેશમાં જવું. અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં જવા નીકળ્યા, પણ વચ્ચે મહા ઉન્નત વિંધ્યાચળ પર્વત ઊભેલો તેમને મળ્યો કે તેમને દક્ષિણ તરફ જવા કશો માર્ગ દેખાયો નહીં, કે એવા ઊંચા પર્વતને ઓળંગી જવાનું પણ શક્ય લાગ્યું નહીં. એટલે ઋષિજીએ વિંધ્યાચળ પર્વતને એક રીતે રીઝવીને તેની પાસે માગણી કરી કે તેમને ધર્મકાર્યમાં પર્વતે સહાય કરવી, અને તે એ કે વિંધ્યાચળ પર્વતે પૃથ્વી પર સૂઇ જવું અને ઋષિજીને દક્ષિણ જવા માર્ગ આપવો, એટલું જ નહીં, પણ ઋષિજી દક્ષિણમાં ધર્મકાર્ય કરીને પાછા સ્વદેશ ઉત્તર તરફ જવાને આવે ત્યાં સુધી સૂઇ જ રહેવું. ઋષિજીનો મનોરથ સફળ થયો ને વિંધ્યાચળ પર્વત જે ખૂબ ઊંચો બનીને ઊભો હતો તે ધીરે ધીરે વળીને આડો પડીને પૃથ્વી ઉપર લંબાઇને પડ્યો ! બસ, પડ્યો તે પડ્યો ! અગસ્ત્ય ઋષિ તો દક્ષિણ ગયા તે ગયા, ને ફરી સ્વદેશ જવા આવી શક્યા જ નહીં. એટલે વિંધ્યાચળ પોતાના વચનને સાચો રહીને આજ સુધી સૂઇ જ

રહેલો છે. આપણી કહેવતમાં 'અગસ્ત્ય મુનિના વાયદા' કહેવાય છે, એટલે એ વાયદા પળાતા જ નથી !

એ જ પ્રમાણે મને પણ કોઇ સ્વસ્થમુનિ વર્ષોથી વાયદો આપીને પથારીવશ કરીને ચાલ્યા ગયા છે, ને તેમના પાછા આવવાની હું રાહ જોઇ રહ્યો હતો કે તે આવે તો હું ઊઠું. પણ આપ સૌ મારા ગુજરાતી બંધુઓએ ને બહેનોએ તો ચમત્કાર કરી બતાવ્યો છે, અને આ પથારીવશ માંદા માણસને આજે અડધો ઊઠાડીને આપની સામે બેસાડ્યો છે, અને મારા સ્વસ્થમુનિના મંત્રનો ભંગ કીધો છે ! આપના સ્નેહને માટે હું જેમ આભારી છું, તેમ આ આપની સામે ઊભા રહેવાને બદલે બેસીને આ ભાષણ મને આપવું પડે છે તે માટે હું માફી પણ ચાહું છું. આપે અગસ્ત્યનો વાયદો થોડો તોડ્યો છે તો ખરો; એની સજા મારો મુનિ મને ભોગવાવશે તે હું મારી સાહિત્યસેવાના આનંદમાં સહી લઇશ.

## કેટલીક પ્રખ્યાત વ્યક્તિઓની અંવસાનનોંધ

આજના આપણા કાર્યમાં આપણે આગળ વધીએ તે પહેલાં ગયા કરાંચીના સંમેલન પછીના આ ચારેક વર્ષમાં આપણા સાહિત્યકારોમાંની અને દેશનેતાઓમાંની કેટલીક જાણીતી વ્યક્તિઓનાં અવસાન થયાં છે તેથી આપણા સાહિત્યને તેમજ દેશને જે ખોટ ગઇ છે, તે બદલ આ સંમેલન તરફથી શોક દર્શાવવાની મારી પ્રથમ ફરજ છે.

(૧) આપણને સૌથી મોટી ખોટ ગઇ છે તે આપણા ગુર્જર દેશના વિદ્વાન ને પુણ્યશાળી રાજવી વડોદરાનરેશ સ્વર્ગસ્થ સર સયાજીરાવ ગાયકવાડ મહારાજની છે. શ્રી ને સરસ્વતીનો વિરલ યોગ એ રાજવીમાં થયો હતો. એઓશ્રીના લાંબા અમલ દરમિયાન ગુજરાતી ભાષાના સાહિત્યને એમણે જબરી પુષ્ટિ આપી હતી. મહારાષ્ટ્રી છતાં ગુર્જર પ્રજાના નરેશ હતા, એટલે એમણે પોતાના રાજ્યની રાજભાષા પણ ગુજરાતી જ ઠેરવી હતી. એમની લાખો રૂપિયાની ઉદાર સહાયથી આપણું પ્રાચીન કાવ્યસાહિત્ય પ્રકાશમાં આવ્યું, અને પોતાના રાજ્યમાં પ્રજાની વિદ્યા અને બુદ્ધિ વધે તે આશયથી એમણે કેટલીક ઉપયોગી સંસ્થાઓ સ્થાપીને ગુજરાતી ભાષામાં અનેકવિધ જ્ઞાનની રેલ પોતાની પ્રજાને ઘેરઘેર રેલાવી. એમણે આપણા વિદ્વાનોની કદર કરવા ને કરાવવા કેટલીક વ્યાખ્યાનમાળાઓ પણ થોડાંક વર્ષોથી

યોજી છે, ને પોતાના રાજ્યમાં તેમને આમંત્રીને તેમની પાસે વિવિધ વિષયો પર વ્યાખ્યાનો અપાવ્યાં છે. એવા સાહિત્યના વિલાસી ને કદરદાન રાજવીનું પુખ્ત વયે પણ અવસાન થયાથી આપણા સાહિત્યને ભારે ખોટ ગઈ છે, અને તેની નોંધ આપણા આજના સંમેલનમાં લીધા વિના રહી શકાતું નથી. આપણે ઇચ્છીએ છીએ કે સદ્‌ગત રાજવીના નેક સુપૌત્ર ને હાલના વડોદરા-નરેશ શ્રીમંત પ્રતાપસિંહરાવજી પોતાના એ મહાન પ્રપિતાને પગલે ચાલીને તેમનું તે પુણ્યવંતું સાહિત્યકાર્ય ચાલુ રાખે ને તેમાં વૃદ્ધિ કરે.

(૨) બીજું શોકભર અવસાન રાજપ્રભાવશાળી મહાન ગુજરાતી મુત્સદ્દી સર પ્રભાશંકર પટ્ટણીનું થયું છે. એમનો પ્રભાવંતો છતાં સૌમ્ય ચહેરો કોઈથી ભુલાય તેવો નથી. એઓ વિદ્વાન તેમજ બહુ-શ્રુત હતા. ભાવનગરવાળી ગત સાતમી સાહિત્યપરિષદની બેઠકમાં એમણે છેવટે વિદ્વત્તાભર્યું ને છટાદાર ભાષણ કર્યું હતું, તે ત્યાં જે જે હાજર હતાં તેમનાથી કદી વિસરાશે નહીં. એમણે રાજ્યાધિકા-રમાં ને મુત્સદ્દીપણામાં ગુજરાતની કીર્તિ દેશપરદેશમાં ફેલાવી હતી. પોતાની ભારે રોકાણો છતાં એમને સાહિત્ય વાંચવાનો ને રચવાનો શોખ હતો. પોતે કવિ પણ હતા અને એમણે કેટલાંક ભાવપ્રધાન કાવ્યો ને ભજનો રચીને ગુજરાતી સાહિત્ય પરની પોતાની પ્રીતિનાં દર્શન કરાવ્યાં હતાં. ગુજરાતને સર પ્રભાશંકર પટ્ટણીની ખોટ જલદી ન પુરાય તેવી ગઈ છે, કેમકે ગુજરાતના કવિઓને તથા લેખકોને એમણે ભાવનગર રાજ્ય તરફથી વખતોવખત સહાય આપી તેમની કદર કીધી છે.

( ૩-૪ ) એ પછી આપણા બે વયોવૃદ્ધ ને રસિક સાક્ષરો ને કવિઓ દિવાનબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને તેમના આજીવન મિત્ર શ્રી ડાહ્યાભાઈ દેરાસરીનાં અવસાનની નોંધ લેતાં ગુજરાતી સાહિત્યનાં છેલ્લાં પચાસ વર્ષનો ઇતિહાસ નજર સામે તરી રહે છે. જીવનમાં સાથે રહેલા આ બંને મિત્રોનાં અવસાન પણ સાથે જ એકાદ દિવસને અંતરે થયાં એ પણ ચમત્કાર જ હતો. શ્રી. કેશવ-લાલ ધ્રુવ સાહેબને હું જોતો ત્યારે મને આપણા મહાન કવિ પ્રેમા-નંદનું જ સ્મરણ થતું હતું. ખરી સાક્ષરતાની મૂર્તિ કોને કહેવાય તે કેશવલાલભાઈએ પોતાના આજીવન અભ્યાસથી, સૌજન્યથી, વિન-યથી, ઊંડી વૈજ્ઞાનિક વિદ્વત્તાથી અને રસિકતાથી દર્શાવ્યું છે. સંસ્કૃત

નાટકોના અને કાવ્યોના સચોટ અનુવાદ કરી, તે તે કર્તાઓના ને તેમની કૃતિઓના સંબંધમાં શ્રમપૂર્વક સંશોધન કરી, એમણે આપણુને આદર્શ અનુવાદકારની પ્રતિમા પૂરી પાડી છે. કાવ્યશાસ્ત્રના તેમ જ પદ્યશાસ્ત્રના એઓ ધુરંધર અભ્યાસી ને વિદ્વાન હતા. એમની કૃતિઓ અમર છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ લેખે પણ એમણે આપણા સાહિત્યની ઘણી સેવા બજાવી છે. સદ્‌ગત ડાહ્યાભાઈ દેરાસરી પણ કવિ અને સાક્ષર હતા અને એમણે પણ સાહિત્યના વિષયમાં કેટલુંક સંશોધન ને સંપાદનકાર્ય કરેલું છે. એ બંને સાક્ષરોએ સાહિત્ય પરિષદની લગભગ પ્રત્યેક બેઠક વેળા પોતાની હાજરી ને સહકારથી તેને શોભા આપી છે. પ્રભુ તેમના આત્માઓને અમર શાંતિ બક્ષે !

(૫) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ઉત્સાહી અને ઠરેલ સહાયક મંત્રી લેખે તેમ જ સાહિત્યપરિષદના સહમંત્રી લેખે વર્ષો સુધી પોતાની સેવા આપી કૃતાર્થ થયેલા શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખના અવસાનથી આપણુ સર્વને ઘણી ખોટ ગઈ છે. કોઈ પણ જાતના પક્ષપાત વિના એમણે પોતાની ફરજ આ બંને સંસ્થાઓમાં પ્રમાણિકપણે બજાવી હતી. એમના વિવેકી ને સૌમ્ય સ્વભાવથી એ બધા વર્ગમાં પ્રિય થઈ પડ્યા હતા. એમના અવસાનથી એક ખરા કાર્યકરની ગુજરાતને ખોટ ગઈ છે.

( ૬-૭ ) પણુ આપણી કેળવણીની સંસ્થાઓને જે મહા ખોટ ગઈ છે તે આપણા બે મહાન શાંત કાર્યકરો શ્રી. મોતીભાઈ અમીનના અને શ્રી. ગિજુભાઇ બધેકાના અવસાનથી છે. આખા ગુજરાતમાં અને તેના સંબંધની સર્વ સંસ્થાઓમાં કેળવણી અને વિદ્યાનો પ્રચાર કરાવવા મોતીભાઈ અમીને પોતાની જીંદગી ઘસી નાખી હતી. ઘેરઘેર જ્ઞાનની ગંગા વહે તેને માટે ફરતાં પુસ્તકાલયોની વ્યવસ્થા કરીને તેમ જ વિદ્યાવૃદ્ધિ માટે અનેક ઉપાયો યોજીને એમણે સેવાભાવી પુરુષ નિઃસ્વાર્થ ભાવે શું કરી શકે તે બતાવી આપ્યું છે. સદ્‌ગત મોતીભાઈના ઉચ્ચ આત્માની પિછાન તો જે એમના સંસર્ગમાં આવ્યા હશે તે સૌને થઈ હશે. એમનું કીધેલું કાર્ય ઊગી નીકળ્યું છે, અને તેમાં જ એમના નામની સુગંધ બધે પ્રસરી રહી છે. સદ્‌ગત ગિજુભાઈ બધેકા તો ગુજરાતના બાળકોની માતાની જ જગ્યા રાખતા

હતા. એમણે મોન્તેસોરી શિક્ષણપદ્ધતિ આપણા દેશને અનુકૂળ બનાવી હતી. એમની કદર જેવી જોઈએ તેવી થઈ શકી જ નથી. પશ્ચિમનો મોહ હજી આપણી આંખોને આંજી દે છે. ગિજુભાઈનો આત્મા મહાન હતો, એમનું હૃદય ખરા સ્નેહથી ભરેલું હતું, અને માનવજાતના ઊગતા છોડોને કોમળતાથી, સ્વાભાવિકતાથી, હૂંફથી, ઊંડી સમજથી પરિપોષણ આપી તેમની સર્વ દિશાએ પૂર્ણ વૃદ્ધિ થાય તેની તેમને દાઝ હતી. એમ એ બંને સ્વર્ગસ્થ મહાન આત્માઓ પોતાની મહાસેવા ગુજરાતને આપીને અવસાન પામ્યા છે. એ બંનેની પિછાન મેળવવાનું મને માન હતું. એમની ખોટ ન પુરાય એવી છે.

(૮-૯) આપણા સમર્થ વેદાંતી તત્ત્વજ્ઞાની અને વક્તા સદ્‌ગત નર્મદાશંકર દેવશંકર મહેતા બહુ પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. તેમની વિદ્વત્તા ઊંડી હતી અને સાહિત્યમાં એમનો ફાળો અખા ભગતના કાવ્યો પર ટીકા અને વાર્તિક લખીને એમણે આપેલો છે. એઓ વેદાંતના ઊંડા અભ્યાસી હતા, એટલે જ અખા ભગતનાં વેદાંતી કાવ્યોનો મર્મ એમણે ઊંડા ઊતરીને સમજાવેલો છે. એમણે ભોગવેલા ઊંચા ઓદ્ધાઓના વ્યવસાયમાંથી પણ વખત કાઢીને એમણે ગુજરાતી સાહિત્યની સેવા બજાવેલી છે, તે ગુજરાત નહિ ભૂલે. એ ઉપરાંત ભારતની જૂની પરંપરાની શાસ્ત્રીયતા શોભાવનાર સદ્‌ગત શાસ્ત્રી હાથીભાઈ હરિશંકરના અવસાનની નોંધ પણ લેવી ઘટે છે ગુજરાતે ઉત્પન્ન કરેલા કેટલાક પ્રખ્યાત શાસ્ત્રીઓમાં શાસ્ત્રી હાથીભાઈની ગણના હતી.

(૧૦-૧૧-૧૨-૧૩-૧૪) અને આપણા કવિવર્ગમાંથી પાંચ જુદી જુદી શૈલીના વિદ્વાનોનાં અવસાન નોંધવાની પણ આપણી ફરજ છે. પ્રથમ, જૂના જમાનાના સમર્થ વિદ્વાન અને કવિ સદ્‌ગત છોટાલાલ નરભેરામ ભટ્ટ ગુજરાતના ભૂષણરૂપ પંડિત અને કવિ હતા. 'પ્રાચીન કાવ્યમાળા'માંના ઘણાં કાવ્યો પર અને કવિઓ પર એમણે સુંદર ને સમર્થ ટીકા લખેલી છે. એઓ સંસ્કૃતના પણ પ્રખર વિદ્વાન હતા અને સંસ્કૃત પુસ્તકોના અનુવાદ એમણે કીધેલા છે. રસાલંકારના ગ્રંથો પણ એમણે લખેલા છે. 'શાંતિસુધા' જેવું મહાકાવ્યની ઘાટી પર એમણે મોટું કાવ્ય જૂની શૈલીમાં લખેલું છે. વિવાદાસ્પદ થઈ પડેલા પ્રેમાનંદનાં નાટકોમાં તેમ જ પ્રેમાનંદસુત વલ્લભના આખ્યાનોમાં એ સમર્થ કવિનો હાથ હશે એવી શંકા મને પ્રણીનાર

એમનાં પોતાનાં કાવ્યો વાંચતાં થયેલી છે. એમના ઘણા ગ્રંથો હજી અપ્રગટ છે, તે પ્રગટ કરવાનો કોઈ વિધિ થાય તો એ કવિ અને વિદ્વાનની ગુજરાતને વિશેષ પિછાન થાય. ગુજરાતના મહાન સાહિત્યકારોમાં બેસવાનો એમને હક્ક હતો. પણ નવીન ગુજરાતે એમની કદર કીધી નથી. એ ઉપરાંત શ્રેયસ્સાધક મંડળવાળા શ્રી. ઉપેન્દ્રાચાર્યજી, શ્રી. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, શ્રી. મોરારજી કામદાર, શ્રી. હરિહર સેવક–' દિવાના, ' એ આપણા ચારે જુદી જુદી શૈલીના કવિઓનાં અવસાનની નોંધ પણ આપણે લઈએ. સૌએ પોતપોતાના ક્ષેત્રમાં ઠીક ઠીક ફાળો આપ્યો છે, અને ગુજરાતી સાહિત્યની સેવા કરીને સૌ કૃતકૃત્ય થયા છે.

(૧૫-૧૬) 'સરસ્વતીચંદ્ર'ના મહાન ગ્રંથ પર પહેલવહેલી ટીકા લખીને જાણીતા થયેલા સાક્ષરશ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય જેવા પ્રાચ્ય વિદ્યાના અભ્યાસી અને ઉમંગી વિદ્વાનની પણ આપણને આ જ અરસામાં ખોટ ગઈ છે. વળી પૂણાના સેવાભાવી ગુજરાતી પ્રોફેસર જયશંકર ત્રિવેદીના અવસાનથી આપણને જે આઘાત થયો છે, તેની નોંધ પણ લઈએ.

(૧૭) સૌથી છેલ્લે આપણા આધુનિક ભરતખંડના મહાન ઋષિ અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું અવસાન તો આ દેશની જ નહીં પણ આખી દુનિયાની ખોટ છે. ભારતખંડની જૂની બ્રહ્મજ્યોતિને પાછી સંકોરીને તેને જગતભરમાં પ્રકાશિત કરીને એ મહાત્માએ ભરતખંડની કીર્તિ ચોમેર ઝળહળાવી છે, અને આ દેશના પરાજ્ઞાનનું અમૃત પૂર્વપશ્ચિમની સર્વ પ્રજાઓને પાઈને તેમની દૃષ્ટિ પોતાના મોક્ષ માટે પાછી ભરતખંડ પર આશાભર ઠરતી કીધી છે. કવિવરને આપણી ગુજરાત માટે પણ પક્ષપાત હતો, અને આ સાહિત્ય પરિષદના અમદાવાદમાં થયેલા છટ્ઠા સંમેલન વખતે એમણે પોતાની હાજરી આપીને એક સુંદર વ્યાખ્યાન પણ આપ્યું હતું. એમની કવિતાએ આપણા પ્રાંતના લેખકોને તથા કવિઓને પણ પ્રેરણા ને ઉત્સાહ આપ્યાં છે. એ પુણ્યાત્માનું નામ તો જગતમાં અમર છે. એને આપણાં ભાવપૂર્ણ ને માનભર્યાં વંદન હો !

એ ઉપરાંત આપણા પારસી ભાઈઓમાંથી પણ કેટલાક જાણીતા લેખકો અને સાહિત્યરસિકોનાં અવસાન થયાં છે, તેની નોંધ

લેવી પણ અગત્યની છે. પારસીઓનો ગુજરાતી સાહિત્યની વૃદ્ધિમાં જેવો તેવો હિસ્સો નથી, એ કોઈ પણ અપક્ષપાતી અને ઉદારહૃદય હિંદુ સાક્ષર માન્ય રાખશે.

(૧) પારસી કોમની જ નહીં પણ મુંબઈ–ગુજરાતની અન્ય કોમોની સાંસારિક, સામાજિક, રાજકીય, સાહિત્યકીય કે અન્ય પ્રવૃત્તિઓમાં ભાગ લઈ કે તેને આર્થિક સહાય કરી પોતાના દૈવી હૃદયની સુવાસ ચોમેર ફેલાવી ગયેલા મર્હૂમ સર હોરમસજી એદલજી એડનવાળાના અવસાનથી સૌને મોટી ખોટ ગઈ છે. પારસી કોમે તો પોતાનો જાણે પાલકપિતા જ ખોયો છે. કોઈ પણ કોમનો રંક સાહિત્યકાર એમની પાસે જઈને ખાલી હાથે પાછો ફર્યો નથી. મહા ઉદાર દિલના, અમીરી સ્વભાવના સૌના સુખદુઃખના સાથી જેવા એ પ્રભુના ઓલિયા શેઠિયાનું ઠામ અહીં ખાલી જ છે. એમનો સ્વભાવ સૌના હૃદયમાં ઉષ્મા પૂરતો હતો. એમની લાખોની સખાવતોનો મોટો ભાગ કદી પણ જાહેર ચોપડે ચડ્યો નથી. પરમાત્મા એમના પવિત્ર આત્માને ઉત્તમ શાંતિ બક્ષે !

(૨) એ પછી જે પારસી સાક્ષરે અડધી સદી સુધી ગુજરાતી સાહિત્યની સેવા કરી પોતાનું નામ અમર રાખ્યું છે તે નવસારીવાળા સદ્દગત સોરાબજી મંચેરજી દેશાઈના અવસાનથી ગુજરાતે એક અઠંગ સાહિત્યસેવક ગુમાવ્યો છે. એઓ શુદ્ધ ગુજરાતી લખતા હતા, તેમજ સંસ્કૃતાદિ બીજી ભાષાઓનો એમનો અભ્યાસ સારો હતો. કવિતાના પણ એ રસિયા હતા, અને અલંકારશાસ્ત્રનું એમનું મોટું પુસ્તક 'ગંજે શાયરાન' હજી પણ આપણા કવિઓના અભ્યાસમાં સહાય કરે એવું છે. એ પુસ્તકમાં શબ્દ અને અર્થ બંનેના અલંકારોનાં સેંકડો દૃષ્ટાંતો અનેક ભાષાની કવિતામાંથી આપેલાં છે. એમણે એ ઉપરાંત તવારીખનાં, જીવનચરિત્રનાં, નાટકનાં તત્ત્વજ્ઞાનનાં, નીતિબોધનાં એમ મોટી સંખ્યામાં પુસ્તકો લખેલાં છે. એમનું નવસારીનું કિતાબખાનું તથા એમનો કિંમતી તવારીખી વસ્તુઓનો સંગ્રહ જાણીતાં છે, અને જાણીતાં નરનારો ઉપરાંત સદ્દગત સર સયાજીરાવ ગાયકવાડ મહારાજે પણ તેની મુલાકાત લીધી હતી. મર્હૂમ સાક્ષરનું જાહેર સ્મારક પણ નવસારીમાં કરવામાં આવ્યું છે. આવા એકનિષ્ઠ અને ઉદ્યોગી સાહિત્યસેવકની સેવાનું અનુકરણ આપણા ઊગતા લેખકોએ કરવા જેવું છે.

(૩) મર્હૂમ શેઠ દીનશાહ જીજીભાઇ ઇરાની-સોલિસીટર-ફારસી તથા અંગ્રેજી ભાષાઓમાં પારંગત હતા, અને એમણે અનેક અંગ્રેજી ને ફારસી પુસ્તકો રચ્યાં હતાં. તેમજ ગુજરાતીમાં પણ પુસ્તકો ને લેખો લખ્યાં હતાં. હિંદુસ્તાનના કવિવર રવીન્દ્રનાથ ઠાકુર જેવા તરફથી તેમજ ઇરાનના તથા ઇંગ્લાંડના વિદ્વાનો તરફથી એમને માન મળ્યું હતું. પારસી કોમની એમણે ઘણી સેવા કીધી હતી.

(૪-૫-૬) એ ઉપરાંત મર્હૂમ ડોસાભાઈ ફરામજી લંગડાનાએ 'રફીક' તખલ્લુસ હેઠળ ફારસી ઢબની બેતોમાં ને દેશી રાગોમાં ઘણી કવિતાઓ રચી હતી, તેમજ કેટલીક વાર્તાઓ લખી હતી, જે પારસીઓમાં તેમ જ હિંદુ વાચકોમાં જાણીતી થઈ હતી. વળી ગઈ સાલ મુંબઈના લોકપ્રિય દૈનિક પત્ર 'સાંજ વર્તમાન'ના માલેક અને તંત્રી શેઠ જહાંગીર રૂસ્તમજી વાચ્છાગાંધી અને સાપ્તાહિક પત્ર 'કયસરે હિંદ'ના તંત્રી શેઠ એરચશા રૂસ્તમજી હીરજી બેહદીનનાં થયેલાં અવસાનોની નોંધ પણ લેવી ઘટે છે. વર્તમાનપત્રોના ઇતિહાસમાં એ બંને તંત્રીઓ આગળ પડતા અને સાહસિક હતા, અને તેમણે જનસમાજની પોતપોતાની રીતે સેવા કીધી હતી. પરમાત્મા એ સૌના આત્માને શાંતિ બક્ષે !

### મહત્ત્વના સાહિત્યકીય બનાવો

હવે, આ ત્રણ વર્ષના ગાળામાં આપણાં સાહિત્ય, સાહિત્યકારો ને સાહિત્યસંસ્થાઓને લાગતા જે મહત્ત્વના બનાવો બન્યા છે તેની નોંધ પણ અહીં લેવાનું હું ઇષ્ટ ધારું છું.

(૧) આપણા સદ્‌ગત કવિ, લેખક અને પ્રથમ શિષ્ટ નાટકકાર સાક્ષરશ્રી રણછોડભાઈ ઉદયરામની શતાબ્દી બહુ યોગ્ય રીતે ઉજવાઈ હતી, અને તે નિમિત્તે આપણા ઉત્તમ લેખકોએ એમનાં જીવન અને લેખન સંબંધી વિદ્વત્તાભર્યા લેખો લખીને તેને સુંદર રીતે ગ્રંથસ્થ કર્યાં છે. આ સાહિત્ય પરિષદે વડોદરાની બેઠકમાં એમને પ્રમુખપદે બેસાડીને એમને અનુપમ માન આપ્યું હતું. એ સૌમ્ય રાજપુરુષે જીવનભર સાહિત્યની અથાગ સેવા કીધી હતી, અને કેટલાક શાસ્ત્રીય વિદ્વત્તાપૂર્ણ ને સંશોધનશીલ ગ્રંથો એમણે આપણા સાહિત્યમાં ઉમેરીને તેને સમૃદ્ધ કીધું હતું. પદ્યશાસ્ત્રના દોહનરૂપ 'રણપિંગળ' નામે

ત્રણ ગ્રંથો લખીને એમણે કવિઓ આગર ભારે ખજાનો ખોલી દીધો છે. એવા સમર્થ સાહિત્યસેવકની શતાબ્દી ગંભીર રીતે ઊજવીને ગુજરાતે પોતાનું આભારદર્શન કરાવ્યું છે, અને નવીન ગુજરાતના હૃદયમાં એમનું પુણ્યસ્મરણ સંસ્થાપ્યું છે.

(૨) બીજો અત્યંત આવકારલાયક બનાવ તે 'ભારતીય વિદ્યાભવન'-ની મુંબઈમાં વિ. સં. ૧૯૯૫ કાર્તિક સુદ પુણિમા (તા. ૭ મી નવેમ્બર ૧૯૩૮) ને રોજ સ્થાપના થઈ તેનો છે. ભારતીય સંસ્કૃતિના અન્વેષણ ક્ષેત્રમાં, અને વિશેષતઃ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં બહુવિધ પ્રગતિનાં બીજ વવાયાં છે. 'ભારતીય વિદ્યાભવન'માં ગુજરાતીની શિક્ષાપીઠ પણ રાખવામાં આવી છે, અને વીર નર્મદનું નામ પણ એ શિક્ષાપીઠ સાથે જ જોડાયું છે. ભવન તરફથી હિંદી, ગુજરાતી તથા અંગ્રેજીમાં બહાર પડતાં સંશોધનાત્મક 'જર્નલો' ભારતીય વિદ્યા ગ્રંથાવલિ, તથા સાહિત્ય પરિષદનાં પણ ભવનદ્વારા થતાં પ્રકાશનો ઇત્યાદિ પ્રવૃત્તિઓ જોતાં આ સંસ્થાના વિકાસ અને ભાવિ માટે ઉજ્જવલ આશા બંધાય છે. વળી આપણી સાહિત્ય પરિષદનો ભવન સાથેનો સંબંધ દિનપ્રતિદિન ગાઢતર થતો જાય અને શ્રી હેમચંદ્રાચાર્ય સ્મારકનું ઉદ્‌ઘાટન ભવનનાં નવાં મકાનોનાં ઉદ્‌ઘાટનની સાથે જ તાજેતરમાં થવાનું છે, એ આપ સૌને વિદિત જ છે.

(૩) ત્રીજો મુખ્ય બનાવ આ સાહિત્યપરિષદના આશ્રયે પાટણમાં 'હૈમસારસ્વત સત્ર' ઉજવાયું તેનો છે. અપભ્રંશમાંથી આપણી ગુજરાતી ભાષા ફૂટતી હતી તે વેળા પોતાના જન્મને ધન્ય કરનાર ત્રિકાલજ્ઞાની મહામુનિ હેમચંદ્રજી વિદ્વત્તામાં આખા ભરતખંડના શણગારરૂપ હતા, અનેક શાસ્ત્રોમાં પારંગત હતા. ગુજરાતી ગુજરાતની અસ્મિતાના એ પ્રથમ મહાજ્યોતિ હતા. એ મહાપુરુષનું સારસ્વતસત્ર ઊજવીને ગુજરાત ધન્ય બન્યું છે. એ સત્ર ઊજવવાની પ્રેરણા આપનાર અને તેને પોતાની કાર્યશક્તિથી સાંગોપાંગ પાર ઉતારનાર આપણા આધુનિક જ્યોતિર્ધર શ્રી કનૈયાલાલ મુનશીના આપણે આભારી છીએ.

(૪) ચોથો બનાવ મુંબઈની શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પંચોતેર વર્ષનો મહોત્સવ ઉજવાયો તેનો છે. ગુજરાતપ્રેમી અંગ્રેજ બચ્ચા શ્રી ફાર્બસની પ્રેરણા અને મહેનતથી સ્થપાયેલી એ સમૃદ્ધ સભાએ થોડાંક વર્ષોથી ઘણી સારી પ્રગતિ કીધી છે, અને કેટલાક

મહત્ત્વના સાહિત્યગ્રંથો છપાવી પ્રગટ કરીને આપણા સાહિત્યને વેગ આપ્યો છે. આપણા કેટલાક અનુભવી, વિદ્વાન, અને શક્તિશાળી કાર્યકરો એ સભાના સુકાન પર છે, અને એની પ્રવૃત્તિ ધીરેથી પણ દઢતાથી આગળ વધી રહી છે. જેમ જૂના સાહિત્યનું સંશોધન કરીને તેને એ સભા પ્રકાશમાં લાવે છે તેમ કેટલુંક ઉપયોગી નવું સાહિત્ય પણ તે પ્રગટ કરે છે, ને અનુભવી વિદ્વાન વ્યાખ્યાતાઓ પાસે તેમના ખાસ વિષયો પર વખતોવખત પ્રકાશપૂર્ણ વ્યાખ્યાનો અપાવી આપણા સાહિત્યને આગળ ધપાવે છે. એ સભાના મહોત્સવ વેળાએ પણ આપણા વિદ્વાન લેખકોના સહકારથી એક સુંદર ગ્રંથ બહાર પડ્યો છે, તે અનેક માહિતીથી ભરપૂર છે. એ સભાની પ્રવૃત્તિ પ્રત્યે આ પરિષદની સંપૂર્ણ સહાનુભૂતિ છે.

આપણી પ્રખ્યાત સાહિત્યસંસ્થાઓની પ્રવૃત્તિ પણ જાણવા જેવી છે. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સાહિત્ય-વિષયક પ્રવૃત્તિ મુખ્યપણે આગળ વધતી જ જાય છે. નવા નવા વિષયોનાં પુસ્તકપ્રકાશન એ સંસ્થા હંમેશ મુજબ કરતી જ જાય છે. એનાં કાર્યોમાં જે ખાસ ઉમેરો ગયા વર્ષથી થયો છે તે આપણી ભાષાને ઘણો ઉત્કર્ષક થઈ પડશે. સોસાઇટીએ પોસ્ટગ્રેજ્યુએટો માટેનો શિક્ષણવિભાગ કાઢ્યો છે. તેમાં સારી સંખ્યામાં શિષ્યો જોડાયા છે. આપણી ભાષાનાં અનેક ક્ષેત્રોમાં સંશોધનકાર્ય કરવાને માટે ખાસ આતું શરૂ થયું છે, તે વખત જતાં ઘણો સારો વિકાસ સાધી શકશે.

અમદાવાદની ગુજરાત સાહિત્યસભાની પ્રવૃત્તિ પણ ઉપકારક છે. એ સંસ્થા દર વર્ષે સારા વિદ્વાનો પાસે સાહિત્ય-વિષયો પર વ્યાખ્યાનો અપાવે છે. પણ એનું સૌથી મહત્ત્વનું કાર્ય તો દર વર્ષે પ્રગટ થતા આપણા અનેકવિધ પુસ્તકોનું સારગ્રાહી અવલોકન પ્રતિષ્ઠિત વિદ્વાનોને ને વિવેચકો પાસે કરાવવાનું છે. સાહિત્યની પ્રવૃત્તિ ને પ્રગતિ કેટલી ને કેવી દર વર્ષે થાય છે, તેનો, એકંદર, ખ્યાલ એક જ ઠેકાણે સારી રીતે મળી શકે છે. એ પ્રવૃત્તિને આગળ વધારી એ સંસ્થા આપણા સદ્‌ગત પ્રાચીન અર્વાચીન મોટા લેખકો ને કવિઓની સમગ્ર કૃતિઓનું અનેક દિશાએથી તટસ્થ વિવેચન-એક કર્તા ખાતે એક મોટું પુસ્તક રચાવીને-કરાવે તો ઘણો લાભ થાય.

ઠક્કર વસનજી માધવજીના દાનપ્રબંધથી મુંબઈની યુનિવર્સિટીએ

બાબતોની તેમાં ચર્ચા થઈ શકે. આ અર્ધવાર્ષિકના પ્રાકટ્યથી આપણી સાહિત્યપ્રવૃત્તિની સમગ્ર જાણ થવા ઉપરાંત આપણા પરિષદ્ના કાર્ય-કર્તાઓ જાગ્રત છે તે પણ ગુજરાત જાણી શકશે. સાહિત્યમાં સંશો-ધન, યોગ્ય લેખકોની પિછાન વગેરે અનેક વસ્તુ એ અર્ધવાર્ષિકમાં સમાવી શકાશે. સાહિત્ય પરિષદ્ના મંત્રીઓ પરિષદ્ના ચાલુ પ્રમુખ ને ઉપપ્રમુખ સાથે સંસર્ગમાં રહીને આ અર્ધવાર્ષિક પત્રિકાનું તંત્ર ચલાવે એવો પ્રબંધ થવો જોઈએ. એ સર્વ કાર્ય માટેની આર્થિક સહાય તો આપણા સાહસિક ગુજરાતી ધનિકો આનંદથી આપશે. મરવાની આળસે જીવવું એ જીવન નથી. પણ જીવન જીવવાનું જ છે તો તે ધન્ય રીતે સદા ધર્મ્યકાર્યપ્રવૃત્ત રહીને જીવવું તેમાં જ જીવનની સાર્થકતા ને સુંદરતા છે. સાહિત્ય પરિષદ્ પણ એ સાર્થકતા ને સુંદ-રતા સાધે તો જ તેનું જીવન ને તેની હસ્તી ઉપયોગી ને ઉપકારક થશે.

મારી પાંચમી સૂચના એ છે કે આપણાં વર્તમાનપત્રોના સંચા-લકોનો આપણી ભાષાના વિષયમાં સહકાર મેળવવા પરિષદે બનતો પ્રયત્ન કરવો જોઈએ. પારસી વર્તમાનપત્રોની વાત બાજુએ રાખતાં હજુ પણ આપણાં દૈનિકો શુદ્ધ ગુજરાતી ભાષા છાપી શકતાં નથી. આપણો વિદ્યાપીઠનો જોડણીકોશ યુનિવર્સિટીએ પણ માન્ય રાખ્યો છે, છતાં જોડણીના વિષયમાં હજી ઘણી અરાજકતા ચાલે છે. આપણા દૈનિકોના તંત્રીઓ મન પર લે તો આ કંઈ મુશ્કેલીની વાત નથી. પણ હજી પણ અશુદ્ધ જોડણી ને અશુદ્ધ મરોડ સાથની ગુજરાતી ભાષા વર્તમાનપત્રોનાં હજારો વાંચકો રોજ ને રોજ વાંચ્યા કરે તો તેની ભાષા સુધરવાની આશા પડે નહીં. આપણા દેશમાં અંગ્રેજો જ નહીં પણ આપણા દેશીઓ પણ ઘણાં અંગ્રેજી વર્તમાનપત્રો—દૈનિક સપ્તાહિક વગેરે કાઢે છે, પણ એ બધાં અંગ્રેજી જોડણી શુદ્ધ રાખવા ચીવટ રાખે છે, નહીં તો વાચકવર્ગમાં તેમની હાંસી જ થાય એમ તેઓ જાણે છે. આવું છે ત્યારે આપણાં વર્તમાનપત્રોના માલિકો ને તંત્રીઓ હજી પોતાનાં માણસોનો ને બીબાં ગોઠવનારાઓનો વાંક કાઢીને અશુદ્ધ જોડણી ને અશુદ્ધ ભાષા છાપ્યા જ કરે છે, તે તેમને કોઈ રીતે શોભાસ્પદ નથી. આપણા પ્રાંતોમાં કેળવણી આગળ વધી છે, અને હવે આપણે આપણા સાહિત્યને યુનિવર્સિટીમાં સ્થાન પણ અપાવ્યું છે, અને વખત જતાં આપણી પોતાની યુનિવર્સિટી સ્થાપતાં ગુજરાતી ભાષાને મધ્યસ્થ સ્થાન મળશે, ત્યારે આપણાં વર્તમાનપત્રો

૫૦–૭૫ વર્ષ પરની અશુદ્ધ ભાષા છાપતાં રહે એ આપણી સમગ્ર સાહિત્યપ્રવૃત્તિને હાનિકારક જ છે. માટે આપણી સાહિત્ય પરિષદના કાર્યકર્તાઓએ વર્તમાનપત્રોના માલિકોનો ને તંત્રીઓનો શુદ્ધ ભાષા રાખવા માટે સહકાર મેળવવો જોઈએ. આ વિષયમાં ગુજરાતનાં પત્રોએ તો ઘણો સુધારો કર્યો છે; અને મુંબાઈમાં પણ ત્રણ ચાર પત્રોમાં સુધારો થયેલો સ્પષ્ટ દેખાય છે; પણ હજી અંગ્રેજી પત્રો જેવી આદર્શ સ્થિતિએ તેઓ પહોંચ્યાં નથી. પરિષદે આ માટે સતત પ્રયત્નશીલ રહેવાથી આપણી ભાષાને લગતી આ દોષિત બાજુમાં પણ વહેલો સુધારો થશે. એમ થશે તો જ આપણા સમાજની ભાષા સંસ્કારવાળી થશે.

આ મુખ્ય સૂચનાઓ આપણી પરિષદના કાર્યકર્તાઓને કીધા પછી આપણી ભાષા અને સાહિત્ય માટેની એક મુખ્ય વાત તો બાકી જ રહે છે. ભાષા અને સાહિત્યની ખરી પ્રગતિ તો જ્યારે આપણે આપણી પોતાની યુનિવર્સિટી ઊભી કરીને તેના કેળવણીના ક્રમમાં આપણી ગુજરાતી માતૃભાષાને મધ્યસ્થ સ્થાને રાખીએ ત્યારે જ થશે. શિક્ષણમાં માતૃભાષાનું માધ્યમ જ હોવું જોઈએ. એમ જ્યારે શિક્ષણ–સમસ્તમાં થશે, ત્યારે જ આપણી ભાષાની ને આપણા સાહિત્યની શીઘ્ર પ્રગતિ ચોમેર થશે. એમ થશે ત્યારે આપણા પંડિતોને, વિદ્વાનોને, લેખકોને તથા અભ્યાસીઓને પણ ખરી ગતિ મળશે, અને ઉચ્ચ શિક્ષણ માટેના સર્વ મુખ્ય વિષયો પર શિક્ષણગ્રંથો પણ લખાશે. એ દિશા તરફ જવા અને એ મુખ્ય ધ્યેયને પ્રાપ્ત કરવા આપણી પરિષદે ચાલુ પ્રયત્ન ને ચર્ચા કર્યા જ કરવાં પડશે. આપણા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ અંગેના જુદા જુદા વિષય પરના અધિકારી ગ્રંથો ગુજરાતીમાં તૈયાર કરવાની સૂચના પણ યોગ્ય થઈ પડશે. આ બધાં સાધનો તૈયાર થશે તો પછી સાધ્ય મેળવવાનું કઠણ નહીં જ થઈ પડે. આગ્રહથી અને ખંતથી પ્રાપ્ય વસ્તુઓને પ્રાપ્ત કરવાનો માર્ગ સરળ બને છે.

અને હવે મારું વક્તવ્ય અહીં પૂરું થાય છે. સાહિત્યના વિષયમાં મારા અનુભવથી મને જે સત્ય લાગ્યું છે તે નિખાલસતાથી મેં અહીં વ્યક્ત કીધું છે. આપણા સૌ સાહિત્યકારો પ્રત્યે મને માન અને સ્નેહ છે. સૌ માનવવંશના ઉન્નતિમાર્ગના પ્રવાસી છે. આપણે પૂજ્યસ્થાને ગણેલી સરસ્વતીદેવીને ચરણે આપણું જે કાંઈ ઉત્તમ અને

પ્રિય છે તે ભાવથી અને શ્રદ્ધાથી આપણે મૂકીએ છીએ. મતભેદથી કે રુચિભેદથી આપણે જુદા પડતાં હોઈશું, તો તે આપણા સ્વતંત્ર જીવંતપણાની જ નિશાની છે. જુદા પડીને પણ આખરે આપણે એક જ દેવીના પૂજારી તરીકે બંધુ જ ગણાઈશું અને રહીશું. આપણી સરસ્વતીના આપણે હલકારા છીએ; એના મહાન ગઢના રક્ષકો છીએ. આપણે સૌ એનાં સંતાન છીએ. સાહિત્યનું પ્રજાસત્તાક રાજ્ય એક પ્રાંતનું, એક દેશનું કે એક ખંડનું નહીં, પણ પૃથ્વીના તમામ માનવ-વંશનું છે. આપણી પોતાની માતૃભાષાનું સાહિત્ય એ માનવવંશના મહાન અમર સાહિત્યનું જ એક અંગ છે. એ અંગને સ્વસ્થ અને શક્તિવંતું રાખવાની આપણી ફરજ છે. આપણી વિભાગી સંસ્કૃતિ આપણે આગળ ધપાવીએ છીએ કે પાછળ હઠાવીએ છીએ તેની પારાશીશી એ અંગ પ્રત્યક્ષ બતાવી આપશે. આપણા એ અંગની સાથે બીજાં સહભાગી અંગોનો વિકાસ પણ સદા જાગ્રત રહીને આપણે નોંધવો પડશે; પરસ્પર વિનિમય પણ કરવો પડશે. જે નથી થઈ શક્યું તે બેવડા ઉત્સાહથી કરવા આપણે કમ્મર કસવી પડશે, જે કરીએ છીએ તેનો પ્રવાહ આગળ વધારવા પ્રયત્નશીલ રહેવું પડશે; અને જે જે કરવાનાં આપણે સ્વપ્ન સેવીએ છીએ તેની સિદ્ધિ કરીને આપણે કૃતકૃત્ય થઈશું, ત્યારે જ આપણે સરસ્વતીના સાચા સેવકનું બિરુદ પામવાના અધિકારી બનશું. આપણી પાછળ આવતી ઓલાદ એમ ના કહે કે આપણે આપણો જન્મ અને કાળ માત્ર વીજળીના ચમકારા અને મેઘના ગગડાટ જેવા વાતોના ફડાકામાં જ ગાળ્યો હતો, અને આપણી સરસ્વતીની વાડીને લીલીછંમ રાખવા જે મેઘા-મૃત જોઈતું હતું તે તો આપણે વરસાવ્યું જ નહોતું!

મારાં ગુજરાતી બહેનો અને બંધુઓ! આપે સ્નેહથી જે સન્માન મને આજે આપ્યું, છે, તે માટે હું આભારી છું. મારી શ્રદ્ધા છે કે આપના સ્નેહાળ સહકારથી આપણું આ સત્ર સફળતાથી ઉજવાઈ ને ઉકેલાઈ જશે. જ્ઞાન, ભક્તિ, સેવા, સ્નેહ, અર્પણ અને આનંદ એ પ્રભુતાનાં જ સહભાગી અંગો છે. બધો અનુભવ જ્ઞાનમાં, બધી શ્રદ્ધા ભક્તિમાં, બધી શક્તિ સેવામાં, બધી ઇચ્છા સ્નેહમાં, બધી સંપત્તિ અર્પણમાં, અને બધી પ્રાપ્તિ આનંદમાં પરિણમીને સમાઈ જાય છે. એ પરાજ્ઞાન અંતરમાં ઉતારીને આપણે સરસ્વતીની સેવા કરશું, અને વિશ્વના પલ્લામાં આપણે પણ આપણો હિસ્સો યથાશક્તિ નાખશું.

તો આપણું જીવન અકારત તો નહીં જ ગયેલું કહેવાશે. એ પવિત્ર હિસ્સો આપવા આપણે સદા તત્પર રહીશું, એવી પ્રતિજ્ઞા આપણું સાહિત્યજીવન લે અને તે આપણે પાળીને કૃતકૃત્ય થઈએ, એ જ પરમાત્મા પ્રભુને આપણી પ્રાર્થના હો !

અણકીધાં કરવાનાં કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ, શૌર્ય ને સત્યતણા ઉર
વૈભવરાસ રચાય :

જય જય જન્મ સફળ ગુજરાતી ! જય જય ધન્ય અદલ ગુજરાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !
જય ગુજરાત ! જય ભારત ! જય વિશ્વ !

પ્રમુખશ્રીના ભાષણ પછી થોડો સમય શ્રોતાજનો વિરામ માટે વિખરાયાં હતા. વિરામ પછી સાહિત્યવિભાગના પ્રમુખ શ્રી. રમણલાલ દેસાઈએ પોતાનું વ્યાખ્યાન વાંચવા માંડ્યું (એ વ્યાખ્યાન બીજા વિભાગમાં પ્રસિદ્ધ કર્યું છે.) ત્યારે વરસાદ અને વાવાઝોડાથી કાર્યક્રમમાં સ્મરણીય વિક્ષેપ પડ્યો હતો. લાઉડસ્પીકર બંધ થઈ ગયું, વીજળીની બત્તીઓ ગૂલ થઈ ગઈ. અને વ્યાખ્યાન વંચાય એવું રહ્યું જ નહિ. તેવે શ્રી. મુનશીની સૂચનાથી શ્રી. ગોકુળદાસ રાયચુરા અને ગઢવી મેરૂભાએ અંધારામાં, વ્યાસપીઠ પરથી, બુલંદ અવાજે દુહાઓની લ્હાણ કરીને શ્રોતાઓને, આવી વિચિત્ર પરિસ્થિતિમાંથી જ પ્રગટાવી શકાય તેવો આનંદ પેટ ભરીને આપ્યો હતો. થોડી વારમાં ગાજવીજ શાન્ત થઈ, લાઉડસ્પીકર ચાલુ થયું ને બત્તીઓ પ્રગટી એટલે શ્રી.રમણલાલ દેસાઈએ પોતાનું વ્યાખ્યાન અધૂરું હતું ત્યાંથી પૂરું કર્યું હતું.

ત્યાર પછી કલાવિભાગના પ્રમુખ ડૉ. ડી. જી. વ્યાસે અને વિજ્ઞાન-વિભાગના પ્રમુખ શ્રી ભાઈલાલ પટેલે પોતાનાં વ્યાખ્યાનો વાંચી સંભળાવ્યાં હતાં. (એ વ્યાખ્યાનો બીજા વિભાગમાં પ્રગટ કર્યાં છે.)

વરસાદની પજવણી ચાલુ જ હતી, શ્રોતાઓ થાક્યા હતા એટલે શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પોતાની લાક્ષણિક ઢબે અનેક પ્રાસંગિક વીગતોને સમેટી લેતું ભાષણ આપી શ્રોતાઓનો થાક હરી લીધો હતો. તે પછી શ્રી. રાયચુરા અને ગઢવી મેરૂભાએ ફરી લોકસાહિત્યની લ્હાણ કરી હતી.

અધિવેશનનો તે દિવસ પૂરતો કાર્યક્રમ રાત્રે આઠ વાગે પૂરો થતાં શ્રીમતી લીલાવતી મુનશી અને શ્રી. કનૈયાલાલ મુનશીએ યોજેલા ભોજનસમારંભનો લાભ આમંત્રિત મહેમાનોએ લીધો હતો. રાત્રે નવ વાગે રંજનનો કાર્યક્રમ હતો.

રવિવાર તા. ૫–૧૦–૪૧ એ અધિવેશનનો બીજો દિવસ. તે સવારના આઠ વાગે વિષયવિચારિણી સમિતિની બેઠક મળી હતી, જેમાં સંમેલન સમક્ષ મૂકવાના ઠરાવો વીગતે ચર્ચાયા હતા. નવ વાગે વિભાગીય પ્રમુખોએ પોતાનાં ભાષણો વાંચી સંભળાવ્યાં હતાં ભાષાશાસ્ત્રવિભાગના પ્રમુખ પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ, અર્થશાસ્ત્ર વિભાગના પ્રમુખ પ્રો. સી. એન. વકીલે, તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી. રસિકલાલ પરીખ આવી શક્યા નહોતા એટલે તેમને બદલે શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજીએ, ઇતિહાસવિભાગના પ્રમુખ પ્રો. કેશવલાલ કામદારે અને પત્રકારત્વ વિભાગના પ્રમુખ શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે પોતાનાં ભાષણો વાંચી સંભળાવ્યાં ( બીજા વિભાગમાં એ છાપ્યાં છે ) તે પછી પ્રકાશ પિક્ચર્સ તરફથી યોજાયેલા ભોજનસમારંભમાં ભાગ લેવા આમંત્રિત મહેમાનો ગયા હતા.

ગુજરાતના સાહિત્યકારો અને કલાકારોને સન્માનવા પ્રકાશ પિક્ચર્સના કંપાઉંડને સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. શ્રી. વિજય ભટ્ટ અને શ્રી. બાલચંદ્ર શુક્લે માન્ય સાહિત્યકારોને સ્ટુડિયોના જુદા જુદા વિભાગમાં ફેરવીને એમના આગામી ચિત્ર 'ભરતમિલાપ'નાં સેટીંગ્સ બતાવ્યાં હતાં. ભોજન સમારંભને અંગે ભાષણવિધિ કરતાં શ્રી. વિજય ભટ્ટે રૂપેરી પરદો અને સાહિત્ય એકરાગ બને એવી વાંચ્છના પ્રગટ કરી હતી. શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પ્રકાશ પિક્ચર્સની સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો. શ્રી. મુનશીએ ગુજરાતનું ગૌરવ વધારવાના પ્રકાશ પિક્ચર્સના પ્રયાસો માટે અભિનંદન આપતાં જણાવ્યું હતું કે રૂપેરી પરદાના સર્જકોએ કથાનકની પસંદગી ઉપર ખૂબ લક્ષ આપવું જોઈએ, અને સારાં કથાનકો માટે લેખકોને પુરસ્કાર પણ ઉદારતાપૂર્વક આપવો જોઈએ. ભોજન સમારંભને અંતે કવિશ્રી ખબરદારે પ્રકાશ પિક્ચર્સના કાર્યકરોને એમની ભાવનાઓ માટે ધન્યવાદ આપીને સમારંભ બદ્દલ આભાર માન્યો હતો. બપોરના સાડાબારથી અઢી સુધી પસંદ થયેલા નિબંધોમાંથી ઘટતા ભાગો નિબંધલેખકોએ વાંચી સંભળાવ્યા પછી ત્રણ વાગે સંમેલનની ખુલ્લી બેઠકમાં ઠરાવો થયા હતા.

પ્રમુખસ્થાનેથી નીચેના બે ઠરાવો રજૂ થયા હતા :

(૧) વડોદરાનરેશ શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ, સર પ્રભાશંકર પટ્ટણી, શ્રી હીરાલાલ પારેખ, દિ. બ. નર્મદાશંકર મહેતા, શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીન, શ્રી. ડાહ્યાભાઇ દેરાસરી, પ્રો. જયશંકર ત્રિવેદી, સરદાર જનાર્દન પાઠકજી, શ્રી ગિજુભાઇ બધેકા, શાસ્ત્રી હાથીભાઈ, શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ, શ્રી વિશ્વનાથ વૈદ્ય, શ્રી. વિનાયક નંદશંકર મહેતા, શ્રી. શિવલાલ પાનાચંદ શાહ, શ્રી. ચતુરભાઈ પુ. પટેલ, શ્રી ફૂલચંદભાઇ શાહ, શ્રી ચીમનલાલ વૈષ્ણવ, શ્રી. બળવંતરાય પ્રમોદરાય ઠાકોર, સર હોરમસજી એડનવાળા, શ્રી સોરાબજી મંચેરજી, શ્રી દીનશાહ ઇરાની, શ્રી ડોસાભાઈ ફરામજી લંગડા, શ્રી વાચ્છા ગાંધી, શ્રી એરચશા રુસ્તમજી હીરજી મેહદીન, કુ. માદ્રી દેસાઇ અને શ્રી વિજયરાય કનૈયાલાલ ધ્રુવ તથા શ્રી હરિહર દીવાના, શ્રી. વલીમહમદ મોમીન, શ્રી. અબ્દુલ્લા માનપન્ની, શ્રી. ઉસમાન તૈયબ મીયાજી તથા જનાબ ફાની એમના અવસાન માટે આ અધિવેશન ઊંડો શોક જાહેર કરે છે.

(૨) બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ, ઉચ્ચ કેળવણીકાર, ગુજરાતી ભાષાના અનન્ય પ્રેમી ને સંશોધક, સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષા–સાહિત્યોના અદ્વિતીય પંડિત, આપણા એક પૂરા આલંકારિક ને છન્દશાસ્ત્રી અને ગંભીર, સુશ્લિષ્ટ અને સમૃદ્ધ શૈલીના ગદ્યકાર સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવના અવસાનથી ગુજરાત અને ગુજરાતી સાહિત્યને પડેલી મોટી ખોટ બદલ આ અધિવેશન શોક પ્રદર્શિત કરે છે.

તે પછી દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો, જેને ડૉ. અરેચશા તારાપોરવાળા તથા ડૉ. મણિલાલ પટેલે અનુમોદન આપ્યું હતું :

સંમેલનનું આ અધિવેશન કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના અવસાનની સખેદ નોંધ લે છે અને માને છે કે એ સાહિત્યસ્વામીના અવસાનથી જગતનાં સાહિત્ય ને સંસ્કૃતિને ન પૂરાય એવી ખોટ પડી છે. કવિકુલગુરુ કાલિદાસના એ સાહિત્યવારસે આર્યસંસ્કૃતિને મૂર્તિમાન કરી અને સૂક્ષ્મતમ સરસતાનું શબ્દદેહે સર્જન કરી જગતને મુગ્ધ કર્યું છે અને આર્યાવર્તની સનાતન પ્રેરણા તેને પાઈ છે. કવિપદને

આર્યતત્ત્વોથી સમૃદ્ધ કરી પ્રાચીનતમ અર્થમાં 'કવિ' બનેલા એ પુણ્યાત્માને આ અધિવેશન ભાવભીની અંજલિ અર્પે છે.

એ ત્રણે શોકદર્શક ઠરાવો સભાએ ઊભા થઈને સર્વાનુમતે પસાર કર્યા હતા. તે પછી શ્રી. કનૈયાલાલ મુનશીએ નીચે મુજબ ઠરાવ રજૂ કર્યો હતો :

વિક્રમ સંવત ૧૯૯૮ એટલે કે આવતું વર્ષ ગુજરાતને માટે ઘણું અગત્યનું છે. ગુજરાતનો મૂલ પ્રવાહ મહાન ચાલુક્ય સમ્રાટ મૂલરાજદેવથી શરૂ થાય છે. વિ. સં. ૯૯૮માં એ વીરશિરોમણિએ ગૂર્જર ભૂમિનો શિલાનિવેશ કર્યો એ દિવસથી ગુજરાતની સાંસ્કારિક, સામાજિક, રાજકીય અને પ્રજાકીય અસ્મિતા, એકતા આપણા ઇતિહાસમાં પ્રગટયાં છે. આવતે વર્ષે એ પ્રસંગને એક હજાર વર્ષ પૂરાં થશે, અને ગુજરાતી પ્રજાના એ વિશ્વકર્માના રાજ્યાભિષેકની સહસ્રાબ્દિ ઉજવવાનો અદ્‌ભુત અવસર આવશે. એ અવસરે ગુજરાતીઓ જ્યાં જ્યાં વસતા હોય ત્યાં ત્યાં એ પ્રસંગની ઉજવણી કરવાની આ સંમેલન ગુજરાતી બંધુઓને વિનંતી કરે છે અને પરિષદને સૂચના કરે છે કે આ પ્રસંગે યોગ્ય સમારંભ યોજવો.

શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. ઉમાશંકર જોષી અને શ્રી. ચુનીલાલ વ. શાહે એને અનુમોદન આપ્યું હતું. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી શ્રી. પોપટલાલ શાહે નીચે મુજબ ઠરાવ રજુ કર્યો હતો :

આ સંમેલન ઠરાવ કરે છે કે ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી–શતાબ્દિ–ઉત્સવ વખતે થયેલા ઠરાવ પ્રમાણે તેમનું તૈલચિત્ર અથવા અર્ધપ્રતિમા ગુજરાતી સાહિત્યપરિષદ તરફથી શ્રી. હેમચંદ્રાચાર્ય સ્મારકના સ્થળે મૂકવું.

શ્રી. ઝીણાભાઈ દેસાઈએ તેને અનુમોદન આપ્યું હતું અને ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી પ્રો. કેશવલાલ કામદારે નીચે પ્રમાણે ઠરાવ પેશ કર્યો હતો :

આ પરિષદ મુંબઈ વિદ્યાપીઠને વિનંતી કરે છે કે અત્યારે બી. એ. (ઑનર્સ) ઇતિહાસના અભ્યાસક્રમમાં ત્રીજા પ્રશ્નપત્રમાં ઇતિહાસ વિશેના નિબંધનો વિષય છે. તેમાં સુધારો કરી નિબંધ અથવા ગૂજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક કે સિન્ધનો ઇતિહાસ પણ રાખવો, જેથી મુંબઈ પ્રાન્તના પ્રાદેશિક ઇતિહાસોનો અભ્યાસ આપણા પદ્વીધરો સારી રીતે કરી શકે.

આ પરિષદ ઠરાવ કરે છે કે જ્યાં જ્યાં ગૂજરાતના ઇતિહાસને સમજવા માટે શિલાલેખો વગેરે હોય ત્યાં સરકારે, સંસ્થાનોએ અથવા તો સ્થાનિક સંસ્થાઓએ તે શિલાલેખો વગેરેને લોકો બરાબર સમજી શકે તેમાટે તેમનાં ભાષાન્તરો, સંક્ષિપ્ત ટિપ્પણો સાથે, નિષ્ણાતો પાસે કરાવીને તે સ્થળોએ રાખવાં.

પ્રો. મંજુલાલ મજમુદારે ઠરાવને અનુમોદન આપ્યા બાદ એ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો :

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનું ચૌદમું અધિવેશન ખેદપૂર્વક નોંધ લે છે કે ગુજરાત બહાર બીજા પ્રાન્તોમાં વસતા ગુજરાતીઓની સ્થિતિ મુશ્કેલીભરી થતી જાય છે. આ સંમેલન ચેતવણી આપે છે કે કેળવણી પર અને ખાસ કરીને ગુજરાતીમાં અપાતા શિક્ષણ પર જે આક્રમણ કરવામાં આવે છે તે બાબતમાં ગુજરાતમાં અને ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ જો વખતસર પગલાં નહિ ભરે તો ગુજરાત બહાર વસતો ગુજરાતી સમાજ સાંસ્કારિક અને સામાજિક જોખમમાં આવી પડશે.

આ વસ્તુ સાથે આ સંમેલન એ બાબતની ખેદ સાથે નોંધ લે છે કે આ પરિસ્થિતિ તરફ ગુજરાતીઓ ઘણા બેદરકાર રહે છે. મહાગુજરાતમાં વસનાર ગુજરાતીઓ મુંબઈ અને ગુજરાતમાં રહેના ગુજરાતીઓ સાથે તેમજ ગુજરાતી સંસ્થાઓ જોડે સંબંધ રાખતા નથી અને પોતાના નિરાધાર મહાગુજરાતવાસી ગુજરાતીઓની મુશ્કેલીઓ તેમજ દુઃખો દૂર કરવા માટે વ્યવસ્થિત પગલાં લેતા નથી.

આ સંમેલન આ વસ્તુસ્થિતિ પ્રત્યે મહાગુજરાતવાસીઓનું ધ્યાન ખેંચે છે. મહાગુજરાતમાં ઘણાં સ્થળોએ ગુજરાતી મંડળો છે પણ અનેકવાર ધ્યાન ખેંચ્યા છતાં આ મંડળો પરિષદના સંસ્થા-સભાસદો બની પોતાની શકિતની અભિવૃદ્ધિ કરતાં નથી.

મહાગુજરાતની સર્વ ગુજરાતી શિક્ષણસંસ્થાઓનું એકીકરણ થાય એ અત્યંત જરૂરનું છે. સંમેલન આ બાબતમાં કંઇ પણ કરી શકે તે માટે આ બધાં ગુજરાતી મંડળોએ પરિષદના સંસ્થા-સભાસદ બની પરિષદ સાથે જોડાવું જોઈએ.

આ સંમેલન પરિષદને એવું સૂચન કરે છે કે ઉપર્યુક્ત પ્રશ્નો સંબંધી

વિચાર કરી તેનો યોગ્ય નિકાલ લાવવા એક સમિતિ નીમવી અને ગુજરાત વિશે સર્વ સમાચાર મળી શકે તેવી એક પત્રિકા પ્રગટ કરવી.

શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજી, શ્રી. શંકરપ્રસાદ શુક્લ, શ્રી. ગોકુલદાસ રાયચુરા તથા શ્રી. હકમીચંદ જસાણીએ અનુમોદન આપતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી મુનિ જિનવિજયજીએ નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો :

પરિષદની વિવિધ પ્રવૃત્તિઓને સંગઠિત કરી તે ચાલુ રહે અને તે ઉત્તરોત્તર વિસ્તૃત થતી જાય તે માટે એનું ભારતીય વિદ્યાભવનના મકાનમાં કાયમનું કાર્યાલય રાખવાની વ્યવસ્થા કરી, પરિષદની પ્રતિષ્ઠાને ઉજ્જ્વલ અને ચિરંજીવી કરવા મહાન પ્રયાસો આદરી, વર્ષોથી પરિષદની અપ્રતિમ સેવા બજાવતા રહેવા માટે પ્રમુખપદેથી નિવૃત્ત થતા શ્રી કનૈયાલાલ મુનશીને આ સંમેલન ધન્યવાદ આપે છે તેમજ તેમનો હાર્દિક આભાર માને છે; અને, નિવૃત્ત થવા છતાં પરિષદને તેમની અમૂલ્ય પ્રેરણા તથા સેવા તેઓ નિરંતર આપતા રહેશે એવી આ સંમેલન તેમને વિનતિ કરે છે.

શ્રી અંબાલાલ જાની, શ્રી મનહરરામ મહેતા, તથા ડૉ. રમણલાલ યાજ્ઞિકે તેને અનુમોદન આપ્યું હતું. સભાએ ઠરાવને હર્ષથી વધાવી લઈ સર્વાનુમતે પસાર કર્યો હતો. તે પછી શ્રી. હર્ષદરાય દેસાઇએ નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો :

ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૪મા અધિવેશનના પ્રમુખ કવિશ્રી ખબરદારને તા. ૬-૧૧-૧૯૪૧, સંવત ૧૯૯૮ની કાર્તિકી પૂર્ણિમાએ ૬૦ વર્ષ પૂરાં થતાં હોવાથી આ સંમેલન એમને એ પ્રસંગે હાર્દિક અભિનંદન આપે છે.

શ્રી. ચતુરભાઇ પટેલે તેને અનુમોદન આપ્યું હતું. સભાએ ઠરાવને વધાવી લઈ સર્વાનુમતે મંજુર રાખ્યો હતો.

તે પછી અધિવેશનના કાર્યનો ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, 'પરિષદ કોઈ પણ એક કોમની નથી. એ સૌની છે. સૌ કોઈ વાર્ષિક બે રૂપિયા ભરી પરિષદની સામાન્ય સભાના સભ્ય થઇ શકે છે. સાહિત્ય પરિષદમાં અમુક માણસોનું રાજ્ય ચાલે છે એમ કેટલાકો કહે છે તે પણ બરાબર નથી. હું તો બધાને કહું છું કે તમારી જે કંઈ ફરિયાદ હોય તે લાવો.' આભારવિધિ કરતાં

તેમણે જણાવ્યું હતું કે 'શ્રી. મુનશીએ સુંદર કાર્ય કરી બતાવ્યું છે. હું તેમનો ને સર્વ કાર્યકર્તાઓનો આભાર માનું છું.'

ત્યાર પછી ભારતીય વિદ્યાભવનનાં નવાં મકાનનો ઉદ્દ્ઘાટન સમારંભ શરૂ થયો હતો. આરંભમાં ભવનના મંત્રી ડૉ. મણિલાલ પટેલે ભવનની પ્રવૃત્તિઓ અને વિકાસનો સંક્ષેપમાં ખ્યાલ આપ્યો હતો. તે પછી ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણને ઉદ્દ્ઘાટનવિષયક વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે આત્માની સંસ્કૃતિ ઉપર રચાયેલી સંસ્કૃતિ જ સાચી સંસ્કૃતિ છે. આ પ્રકારની સંસ્કૃતિ આપણી પ્રાચીન ભારતીય વિદ્યામાં વસે છે. માનવ જાતને કલ્યાણકારી એવા સત્ય ઉપર એનું મંડાણ થયું છે.

વ્યાખ્યાન પછી આમંત્રિત મહેમાનો નવાં મકાન ઉપર ગયાં હતાં ત્યાં ઉદ્દ્ઘાટનવિધિ થયો હતો અને મહેમાનોને અલ્પાહાર આપવામાં આવ્યો હતો. રાતના સાડા આઠ વાગે રંજનનો કાર્યક્રમ થયો હતો. તા. ૬-૧૦-૪૧ સોમવારને રોજ રોયલ ઓપેરા હાઉસમાં **જયસોમનાથ** નૃત્ય-નાટિકાનો પ્રયોગ ભજવવામાં આવ્યો હતો. શ્રી. નટરાજ વશી, કુ. પ્રવીણા મહેતા આદિએ પ્રયોગને સફળ રીતે પાર ઉતાર્યો હતો. અધિવેશન આમ ત્રીજે દિવસે સમાપ્ત થયું હતું.



ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

ચૌદમું અધિવેશન : અંધેરી

# અ હે વા લ

વિભાગ બીજો

વિભાગીય પ્રમુખોનાં વ્યાખ્યાનો

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અહેવાલ

# સાહિત્ય : પ્રજાકીય બલ

વ્યાખ્યાતા : શ્રી. રમણલાલ વ. દેસાઈ
પ્રમુખ, સાહિત્યવિભાગ

સાહિત્ય પરિષદના ચૌદમા સંમેલનના સાહિત્યવિભાગના પ્રમુખ તરીકેની મારી પસંદગી મને પોતાને જ આશ્ચર્ય ઉપજાવી રહી છે. હું પ્રખર વિદ્વાન નથી; પ્રેરક સાહિત્યકાર નથી; સંશોધનનાં ઊંડાણોમાં હું ઊતર્યો નથી; કોઇ સાહિત્યસંસ્થા કે સાહિત્યપ્રવાહને હું વેગ આપી શક્યો નથી; અગર મારી હાજરી અનિવાર્ય બને એવું સાહિત્ય-સ્થાન મે મેળવ્યું નથી. ભારેમાં ભારે પ્રમાણપત્ર હું મને આપી શકું તો એટલું જ કે કૈંક અંશે મને સાહિત્યનો શોખ છે ખરો. એ શોખ મને વિભાગીય પ્રમુખની ખુરશીએ ચઢાવી દે ત્યારે મને જરૂર આશ્ચર્ય થાય. આશ્ચર્યથી આગળ વધતાં હું આભારની લાગણી અનુભવી રહ્યો છું. મારા સરખી લગભગ સૌને અપરિચિત સામાન્યતા સાહિત્ય વિભાગનું પ્રમુખસ્થાન લેતી વખત એટલું તો ન જ વીસરે કે એ સ્થાન કાર્યવાહકોના સમભાવનું-સદ્ભાવનું જ પરિણામ છે.

૧

મારી સામાન્યતા મારી મર્યાદાઓના ભાન સાથે જ મને સાહિત્ય તરફ દૃષ્ટિ કરવા પ્રેરે છે. વિદ્વાનો, સાક્ષરો, સાહિત્યકારો પ્રત્યે મને પૂજ્યભાવ છે, અને ગુર્જર સાક્ષરો-કવિઓ-સાહિત્યકારો માટે હું આપ સૌની સાથે અભિમાન લેતો આવ્યો છું. આપણા જીવંત પ્રતિષ્ઠિત સાહિત્યકારોની પર્વતમાળા સહજ નિહાળતાં ન્હાનાલાલ, ખબરદાર, બળવંતરાય અને મુનશી સરખાં અનોખાં અને નોખાં પડવા મથતાં શિખરો કેવાં દર્શનીય છે, કેવાં પૂજનીય છે, કેવાં પ્રેરક છે એનું વર્ણન આપવાની જરૂર રહેતી નથી. એ શિખરો ભલે જુદાં પડી જાય; પોતાનું વ્યક્તિત્વ એ શિખરો ભલે વિશિષ્ટ રાખે; એકબીજાની સર-સાઇમાં એ શિખરો ભલે ઘસાય. આપણી સામાન્યતા એમાં લૌકિક-

સ્થાનિક-ક્ષણિક કુતૂહલ કે નીરસતા ઉરાડતી નિંદાવૃત્તિની મોજ અનુભવે છે-ભલે અનુભવે. એ આપણી સામાન્યતાનો હક્ક છે. પરંતુ ન્હાનાલાલનો 'ઇન્દુકુમાર' આપણને મળે, અગર મુનશીનો 'કાક' આપણી દૃષ્ટિએ પડે, ત્યારે આપણને-આપણી સામાન્યતાને પણ એમ તો જરૂર લાગે છે કે જાણ્યે અજાણ્યે જેને આપણે શોધતા હતા, જાણ્યે અજાણ્યે જે સ્વરૂપ અને જે માનસ આપણામાં વિકસાવવા માગતા હતા તે આકાર ધારણ કરી આપણી સામે-આપણી પડખે-આપણામાં જ ઊભાં છે. ખબરદાર જ્યારે આપણને કહે છે કે,

ખપ્પર ભરો ભરો હો !

ત્યારે આપણને લાગે છે કે આપણે આવા અસ્પષ્ટ પડઘા સાંભળી મૂંઝવાતા હતા, ખપ્પર ભરવા જેવી કોઇ વીરવૃત્તિને પકડવા અંધારામાં અટવાતા હતા, અને એકાએક કોઇ શબ્દજ્યોતિએ પ્રગટ થઇ આપણી અસ્પષ્ટ મૂંઝવણમાં-ભાવના ધુમ્મસમાં પ્રકાશ પ્રગટાવ્યો અને લાગ્યા છતાં ન સમજાતો, ન બોલતો, ભાવ સ્પષ્ટ કરી બતાવ્યો, બોલી બતાવ્યો, અને એના ઉપર ઝઝુમી આગળ પગલાં ભરવા માટે વેગ આપ્યો. બળવંતરાય જ્યારે બોલે છે ત્યારે આપણને ભાસ થાય છે કે બહુ સમયથી લીસા શબ્દગાલીચામાં આળોટી કંટાળી ગયેલું માનસ જરા ખરબચડી જમીન ઉપર ચાલવા માગે છે; સુંવાળી, રૂપાળી, દેખાવડી, કલ્પના કે ઊર્મિમૂર્તિઓની પરંપરા વારંવાર નિહાળી તોબા પોકારી ગયેલું માનસ જરા જાડી, કાળી, હાથ અરાડતાં અલોપ થઇ જવાને બદલે વધારે જીવંત—વધારે આપ્ત લાગતી મૂર્તિને શોધવા મથે છે, અને બળવંતરાય તે આપણને શોધી આપે છે. એ ચારે શિખરો ભલે એકબીજા સામે અગર સમગ્ર શિખરમંડળ સામે ઝૂઝયા કરે. આપણી સામાન્યતા જોઇ રાચે છે કે આપણી સપાટી ઉંચકાઇ શિખરો રચાય છે, એ શિખરો અભ્રમંડળને ભેટી રહે છે અને શિખરે શિખરે સર્જાતી નવસૃષ્ટિની ઘટના આપણી સામે ખુલ્લી મૂકી આપણી સીમાઓ અને મર્યાદાઓ મોકળી કરે છે. આમ સાહિત્યકારો પોતાના વ્યક્તિવિશિષ્ટ વિકાસમાં સધાની પ્રગતિને આપણી સહુની પ્રગતિ બનાવી દે છે. આપણી સામાન્યતા એમની મહત્તા સાથે બંધાઇ ઊંચે ચઢે છે, એટલું જ નહીં, પરંતુ તેમના સર્ગમાં—નવસર્જનમાં આપણો પણ ભાગ છે એવી આપણી ખાતરી થતી જાય છે, કારણ આપણો તલસાટ પણ એવાં જ ઉછ્-

યનો ઝંખે છે. સાહિત્યકારો પોતાનાં ઉડ્ડયનોને સૌનાં બનાવી પોતે સૌમય બની જાય છે, અને સાહિત્યને પ્રજામાંથી ઊપજતા બળ તરીકે—પ્રજાએ વ્યાજસહ પાછી આપવાની સમૃદ્ધિ તરીકે સ્થાપિત કરે છે. જે સાર્વજનિક ન બને એ સાહિત્ય નહીં.

સાહિત્યશિખરોની મહત્તા જ આપણી બને છે, એટલું જ નહીં, એ શિખરોના ઉતાર પણ આપ્તપણાનો આપણને અનુભવ કરાવે છે. શિખર ઉપરથી કોઈ ચોસલું નીચે પડે, કોઈ છાટ નીચે ગબડી આવે અને આપણે તેમાં કચરાઈ ગયા ન હોઈએ તો જરૂર આપણે ખાતરી કરી શકીએ છીએ કે શિખરેથી ગબડેલી છાટમાં અણુ–પરમાણુની આપણા સરખી જ રચના છે. આમ ઉડ્ડયનમાં તેમજ પતનમાં આપણને આપ્તપણાનો અનુભવ કરાવનાર સાહિત્ય એ માનવજાતની મહાન સાંસ્કૃતિક પ્રવૃત્તિ છે, અને સાહિત્યકારો માનવજાતની પ્રગતિનો મોખરો સાચવતા મહામાનવો છે. એ મહાન એટલા માટે કે માનવસમૂહને આગળ ડગ ભરવાનો માર્ગ બતાવે છે; એ માનવ એટલા માટે કે આપણી સામાન્યતામાંથી જ એ ડગલાં ભરે છે. અને ઘણીયેવાર આપણી સાથે સાથે ચાલે છે. અને તારાને તોડી માનવજાત પાસે વેરનાર કવિ ફટાણાં બોલાવા બેસે ત્યારે સામાન્યતઃ ફટાણાં બોલનાર આપણી પામર માનવતાને શંકા રહેતી નથી કે ચંદ્ર અને તારા સુધી પહોંચવાની તેનામાં પણ શક્તિ રહેલી છે. સામાન્યતા સાથે ભળી તેને પણ મહત્તાનું ભાન કરાવનાર સાહિત્ય અને સાહિત્યકારો પ્રજાકીય બળ તરીકે સર્વદા વંદનીય છે—વ્યક્તિગત રીતે વંદનીય હોય કે ન હોય તોપણ. કારણ સાહિત્ય એ સમૂહવાણી છે, અને સાહિત્યકાર સમૂહવાણીને આકાર આપનાર—ઉચ્ચાર આપનાર સમૂહપ્રતિનિધિ છે. આપણી સામાન્યતા આપણા પ્રતિનિધિઓ આગળ જરૂર નમે. આપણે જે કહેવા માગીએ છીએ તે સાહિત્યકાર કહે છે, એટલું જ નહીં, આપણે ધારીએ નહીં એટલી સરસ રીતે તે કહે છે. આપણા કથનની સંપૂર્ણતા સાહિત્યકારની વાણીમાં પરખી આપણે સંતુષ્ટ બનીએ છીએ; અને એ સંપૂર્ણતા આપણે આપણી બનાવી લઈએ છીએ. સાહિત્ય પ્રજાકીય બળ એટલા જ માટે કે એ સહુનું બની જાય છે. સાહિત્ય જેટલી સ્વાભાવિકતાથી સૌનું બની જાય છે—સાર્વજનિક બની જાય છે એટલી સ્વાભાવિકતાથી માનવજાતની બીજી એકે સમૃદ્ધિ કે સંસિદ્ધિ સામુદાયિક બનતી નથી

સ્થાનિક-ક્ષણિક કુતૂહલ કે નીરસતા ઉરાડતી નિંદાવૃત્તિની મોજ અનુભવે છે–ભલે અનુભવે. એ આપણી સામાન્યતાનો હક્ક છે. પરંતુ ન્હાનાલાલનો 'ઇન્દુકુમાર' આપણને મળે, અગર મુનશીનો 'કાક' આપણી દૃષ્ટિએ પડે, ત્યારે આપણને–આપણી સામાન્યતાને પણ એમ તો જરૂર લાગે છે કે જાણ્યે અજાણ્યે જેને આપણે શોધતા હતા, જાણ્યે અજાણ્યે જે સ્વરૂપ અને જે માનસ આપણામાં વિકસાવવા માગતા હતા તે આકાર ધારણ કરી આપણી સામે–આપણી પડખે–આપણામાં જ ઊભાં છે. ખબરદાર જ્યારે આપણને કહે છે કે,

ખપ્પર ભરો ભરો હો !

ત્યારે આપણને લાગે છે કે આપણે આવા અસ્પષ્ટ પડઘા સાંભળી મૂંઝવાતા હતા, ખપ્પર ભરવા જેવી કોઇ વીરવૃત્તિને પકડવા અંધારામાં અટવાતા હતા, અને એકાએક કોઇ શબ્દજ્યોતિએ પ્રગટ થઇ આપણી અસ્પષ્ટ મૂંઝવણમાં–ભાવના ધુમ્મસમાં પ્રકાશ પ્રગટાવ્યો અને લાગ્યા છતાં ન સમજાતો, ન બોલતો, ભાવ સ્પષ્ટ કરી બતાવ્યો, બોલી બતાવ્યો, અને એના ઉપર ઝઝુમી આગળ પગલાં ભરવા માટે વેગ આપ્યો. બળવંતરાય જ્યારે બોલે છે ત્યારે આપણને ભાસ થાય છે કે બહુ સમયથી લીસા શબ્દગાલીચામાં આળોટી કંટાળી ગયેલું માનસ જરા ખરબચડી જમીન ઉપર ચાલવા માગે છે; સુંવાળી, રૂપાળી, દેખાવડી, કલ્પના કે ઊર્મિમૂર્તિઓની પરંપરા વારંવાર નિહાળી તોબા પોકારી ગયેલું માનસ જરા જાડી, કાળી, હાથ અરાડતાં અલોપ થઇ જવાને બદલે વધારે જીવંત—વધારે આપ્ત લાગતી મૂર્તિને શોધવા મથે છે, અને બળવંતરાય તે આપણને શોધી આપે છે. એ ચારે શિખરો ભલે એકબીજા સામે અગર સમગ્ર શિખરમંડળ સામે ઝુઝ્યા કરે. આપણી સામાન્યતા જોઇ રાચે છે કે આપણી સપાટી ઉંચકાઇ શિખરો રચાય છે, એ શિખરો અભ્રમંડળને ભેટી રહે છે અને શિખરે શિખરે સર્જાતી નવસૃષ્ટિની ઘટના આપણી સામે ખુલ્લી મૂકી આપણી સીમાઓ અને મર્યાદાઓ મોકળી કરે છે. આમ સાહિત્યકારો પોતાના વ્યક્તિવિશિષ્ટ વિકાસમાં સધાતી પ્રગતિને આપણી સહુની પ્રગતિ બનાવી દે છે. આપણી સામાન્યતા એમની મહત્તા સાથે બંધાઇ ઊંચે ચઢે છે, એટલું જ નહીં, પરંતુ તેમના સર્ગમાં—નવસર્જનમાં આપણો પણ ભાગ છે એવી આપણી ખાતરી થતી જાય છે, કારણ આપણો તલસાટ પણ એવાં જ ઉદ્-

યનો ઝંખે છે. સાહિત્યકારો પોતાનાં ઉડ્ડયનોને સૌનાં બનાવી પોતે સૌમય બની જાય છે, અને સાહિત્યને પ્રજામાંથી ઊપજતા બળ તરીકે— પ્રજાએ વ્યાજસહ પાછી આપવાની સમૃદ્ધિ તરીકે સ્થાપિત કરે છે. જે સાર્વજનિક ન બને એ સાહિત્ય નહીં.

સાહિત્યશિખરોની મહત્તા જ આપણી બને છે, એટલું જ નહીં, એ શિખરોના ઉતાર પણ આપ્તપણાનો આપણને અનુભવ કરાવે છે. શિખર ઉપરથી કોઈ ચોસલું નીચે પડે, કોઈ છાટ નીચે ગબડી આવે અને આપણે તેમાં કચરાઈ ગયા ન હોઈએ તો જરૂર આપણે ખાતરી કરી શકીએ છીએ કે શિખરેથી ગબડેલી છાટમાં અણુ-પરમાણુની આપણા સરખી જ રચના છે. આમ ઉડ્ડયનમાં તેમજ પતનમાં આપણને આપ્તપણાનો અનુભવ કરાવનાર સાહિત્ય એ માનવજાતની મહાન સાંસ્કૃતિક પ્રવૃત્તિ છે, અને સાહિત્યકારો માનવજાતની પ્રગતિનો મોખરો સાચવતા મહામાનવો છે. એ મહાન એટલા માટે કે માનવસમૂહને આગળ ડગ ભરવાનો માર્ગ બતાવે છે; એ માનવ એટલા માટે કે આપણી સામાન્યતામાંથી જ એ ડગલાં ભરે છે. અને ઘણીયેવાર આપણી સાથે સાથે ચાલે છે. અને તારાને તોડી માનવજાત પાસે વેરનાર કવિ ફટાણાં બોલાવા બેસે ત્યારે સામાન્યતઃ ફટાણાં બોલનાર આપણી પામર માનવતાને શંકા રહેતી નથી કે ચંદ્ર અને તારા સુધી પહોંચવાની તેનામાં પણ શક્તિ રહેલી છે. સામાન્યતા સાથે ભળી તેને પણ મહત્તાનું ભાન કરાવનાર સાહિત્ય અને સાહિત્યકારો પ્રજાકીય બળ તરીકે સર્વદા વંદનીય છે—વ્યક્તિગત રીતે વંદનીય હોય કે ન હોય તોપણ. કારણ સાહિત્ય એ સમૂહવાણી છે, અને સાહિત્યકાર સમૂહવાણીને આકાર આપનાર—ઉચ્ચાર આપનાર સમૂહપ્રતિનિધિ છે. આપણી સામાન્યતા આપણા પ્રતિનિધિઓ આગળ જરૂર નમે. આપણે જે કહેવા માગીએ છીએ તે સાહિત્યકાર કહે છે, એટલું જ નહીં, આપણે ધારીએ નહીં એટલી સરસ રીતે તે કહે છે. આપણા કથનની સંપૂર્ણતા સાહિત્યકારની વાણીમાં પરખી આપણે સંતુષ્ટ બનીએ છીએ, અને એ સંપૂર્ણતા આપણે આપણી બનાવી લઈએ છીએ. સાહિત્ય પ્રજાકીય બળ એટલા જ માટે કે એ સહુનું બની જાય છે. સાહિત્ય જેટલી સ્વાભાવિકતાથી સૌનું બની જાય છે— સાર્વજનિક બની જાય છે એટલી સ્વાભાવિકતાથી માનવજાતની બીજી એકે સમૃદ્ધિ કે સંસિદ્ધિ સામુદાયિક બનતી નથી

બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

એમ કહી પાંચસો વર્ષ પહેલાં થઈ ગયેલો નરસિંહ મહેતો ભક્તિ અને જ્ઞાન માર્ગના સમન્વયની ચાવી આપણે માટે મૂકતો ગયો છે-જે આપણે સૌ કોઇ વાપરીએ છીએ.

આજ દમયંતી પણ નથી અને નળાખ્યાનનો લખનાર પ્રેમાનન્દ પણ નથી. પરંતુ પ્રેમાનન્દે ઉપજાવેલો દમયંતીનો વિલાપ આજ પણ ગુજરાતની આંખમાં પાણી લાવે છે.

ન્હાનાલાલ પુસ્તકે પુસ્તકે ભલે પોતાની સહી કરે. એમણે એક રાસ લખ્યો કે ગુજરાત એને જરૂર કંઠસ્થ કરી લેવાનું. અને એની માલિકી એકની મટી લાખોની થવાની—અને તે પણ એક વર્ષ, બે વર્ષ માટે નહીં, પચીસેક વર્ષથી ગુજરાત ન્હાનાલાલના રાસ ગાતાં હજી થાક્યું નથી.

ખબરદારની 'ગુણવંતી ગુજરાત' ઉપર ખબરદારની માલિકી રહી જ નથી. એ સાહિત્યકારે સમજીને જ એને અમારી 'ગુણવંતી ગુજરાત' કહી છે. એથી આગળ વધી બૃહદ ગુજરાતની ભાવનાને સ્પષ્ટતા આપીને કદી ન ભુલાય એવી ભાવસંપત્તિ આપી કેઃ

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

આ સમૃદ્ધિ પામેલું માનસ રાષ્ટ્રભાવનાને—સંસ્કારભાવનાને ગુજરાતની બહાર પણ ચિરંજીવી રાખવા માટે કેટલું સહાયભૂત થાય એ કહેવાની જરૂર જ નથી.

મુનશીએ મુંજાલને સર્જી કેંક મુત્સદી ગુજરાતીઓમાં એને વહેંચી દીધો. લાત મારી પ્રેમ કરવાની ફરજ પાડતી મંજરી સર્જી ગુજરાતના અનેક કાકભટોને એમણે નવીન સ્ત્રીત્વની ચેતવણી આપી. તથા રસછોળ અને હાથીના પગ નીચે દેહ આવતાં ઊડતી રુધિરછોળને સરખા મમત્વથી કે મમત્વરહિતપણાથી આવકારનાર મુંજને ઉપજાવી વિજય અને પરાજય પ્રત્યેનું મમત્વ ખીલવવા મથતા ગુજરાતના યૌવનને કૃષ્ણની નાનકડી આવૃત્તિ આપી. મુનશી હવે ભાગ્યે માને કે મુંજાલ, મંજરી કે કીર્તિદેવ એ તેમનાં માનસરમકડાં રહ્યાં છે. સાહિત્યસર્જ્યાં પંખેરુ પીંજરે પડી રહેતાં જ નથી. સર્જાયાં કે ઘરે ઘરે, ટોડલે ટોડલે, અગાસીએ અગાસીએ એ ઊડી ટહુકી જવાનાં. સર્જકનાં મટી એ સૌનાં બનવાનાં.

કારણ ?

સર્જકનાં સાધનો ચારે પાસ વેરાયલાં પડ્યાં હોય છે. સર્જકની વિશિષ્ટતા એ વેરાયલાં સાધનોને માન્ય આકારોમાં ગોઠવી દે છે અને તેમાં પ્રાણ પૂરે છે. સાહિત્યકાર આમ સર્જક છે; સાહિત્ય એ સર્જનકલા છે; અને આપણી સામાન્યતામાં જ એ સર્વ સાધનો વેરાયલાં પડ્યાં છે. સામાન્યતામાં પણ ભારે મહત્તાનાં બીજ રહેલાં છે એવી પરખ કરનાર સાહિત્યકાર, કલાકાર, વિજ્ઞાની કે પયગંબર છે. માનવતામાંથી જ મહત્તા ઘડાય છે; સમાજમાંથી જ સાહિત્ય રચાય છે. સાહિત્ય એ સામાજિક–સામુદાયિક સંચલન છે.

૨

સાહિત્ય અને સાહિત્યકાર માટે આપણે ત્યાં અનેક પ્રકારની વિચિત્ર માન્યતાઓ બંધાઇ ગયેલી હોય છે. એ માન્યતાઓ છેક અકારણ બંધાયલી નહીં પણ હોય. પરંતુ ઘણી ઘણી માન્યતાઓમાં કાકતાલીય ન્યાય પ્રવર્તે છે. સાહિત્યકાર એટલે શુદ્ધિનો આગ્રહી, અક્ષરે અક્ષરે હકાર ઉપજાવવા મથતો, શબ્દોની સાત નહીં પણ ઇકોતેર પેઢીનો ઉદ્ધાર કરતો, સર્વ સ્થળે ગાદીતકિયાનો હક્ક માગતો, ભારેખમ પંડિત ! જેની વાતચીતમાંથી, જેના ભાષણમાંથી-જેમ બને તેમ વહેલા છુટાય તેમ સારું ! આ એક માન્યતા.

અગર આપણા ઓટલા નીચે કે બારણાની બહાર ઊભો રાખી દૂરથી જ નિહાળી વખાણી સંતોષ માનવા યોગ્ય કોઈ છટકેલ ઇસ્કી, વ્યસની કે લહેરી જીવ ! એની છબી ઘણી સારી; એની કવિતા ઠીક; આપણા ઘર સિવાય બીજે વાંચવા મળે તો સારું. પરંતુ પ્રભુ એની નિત્યની ખાલી ઝોળીથી આપણા ખિસ્સાં બચાવો ! અને એની હાજરીથી તો આપણા ઓરડાને સદાય ઉગારો ! આ વળી બીજી માન્યતા.

અથવા એક કલાકમાં અઢી હજાર લીટીઓ કવિતાની લખી નાખતો, એક દિવસમાં સ્હાડીત્રણસો પાનાંની નવલકથા ઉપજાવી કાઢતો, એક પલકમાં એક નવલિકા રચી એને બીજી પળે નાટિકામાં ફેરવી નાખતો અને એટલાં મહાકાર્ય જાણે ઓછાં હોય તેમ પાછું એ સઘળું સર્જન મિત્રોને, ઓળખીતાઓને, સગાંસંબંધીઓને, મુરબ્બીઓને અને છેવટે કોઇ ન મળે તો બિચારી પત્નીને સંભળાવવાના સતત ઉશ્કેરાટમાં ધસતો આકાશપાતાળ એક કરી નાખતો ધૂની !

જેનાથી ઊગરવા માટે મુંબાઇના માળા કે મુંબાઇની ગલીઓ કરતાં પણ વધારે ગૂંચવણભરી ભુલભુલામણીઓ shelters–રક્ષણસ્થાનો તરીકે સ્થળે સ્થળે રચવાની સ્થિતિ ઊભી થઈ ગઈ છે! આ ત્રીજી માન્યતા.

એક ચોથી માન્યતા પણ સંભળાવું: મેં ત્રીસ વાર્તાઓ લખી માટે ગુજરાતના સર્વ વાર્તાકારોએ મારી આગળ આવી અવળે હાથે અંગૂઠા પકડવા, મેં પચાસ કાવ્યો લખ્યાં એટલે મારી સુવર્ણ–જયંતી ઊજવવી! એ જયંતીમાં હું આજ્ઞા કરૂં તે પ્રમુખ થાય, જેને હું હુકમ આપું તે માનપત્ર વાંચે, જેને હું ઇશારો કરું તે મને ચમ્મર ઢોળે, અને જેને મના કરું તે સભામાં ન આવે! અને એમ ન થયું તો? યાદ રાખો! હું વીર છું, વિક્રમ છું, સમ્રાટ છું! અંગત અહંના પ્રમાણ-રહિત અતિરેકમાં વૈતાળ બની જતા આ સાક્ષરવિક્રમો પુસ્તકો-માંથી બહાર ન જ આવે એવું વરદાન જનતા ઇશ્વર પાસે માગતી જ રહે છે! અને સાહિત્ય એટલે? ધનિકોને મન નિરર્થક શબ્દવલોણું; કામગરાઓને મન રેલગાડીમાં વખત પસાર કરવાનું સાધન; સ્ત્રીઓને મન રસોઇ, નિદ્રા, બ્હેનપણી અને ગરબાની વચ્ચે મળતી નવરાશનો ઉપયોગ, અને કલાશોખીનોને મન ઓરડો શોભાવતું ફર્નીચર.

આ બધી માન્યતાઓ હસવા, હસાવવા કે ટીકા કરવાની મળેલી તકનો ઉપયોગ કરવા માટે હું ગણાવતો નથી જ. આવી અને આને મળતી માન્યતાઓ છે એની આપણાથી ના પડાય એમ નથી. સાહિત્ય એ જો સામાજિક, સામુદાયિક સમૂહસંચલન હોય તો જનતાની ખરી કે ખોટી માન્યતાઓનો આપણે વિચાર કરવો જ રહ્યો, અને સાહિત્યકારોનાં વર્તન, વાણી કે ચર્ચા તેમનાં હઠ્ઠાચિત્ર ઉપજાવ્યા જ કરતાં હોય તો સાહિત્યકારોએ વિચિત્રતાનાં શીંગડાં ઉગાડી માનવેતર દૃશ્ય ઊભું કરવાને બદલે માનવતાની વધારે નિકટ આવવું રહ્યું. તેમ ન થાય તો સાહિત્ય સામાજિક બળ મટી જાય, સમાજ અને સાહિત્ય વચ્ચે ખાઇઓ ખોદાય અને સાહિત્યકારો અને અન્ય જનતા વચ્ચે એક નવો વર્ગભેદ ઊભો થાય. વર્ગભેદ ભયંકર છે, અને નિદાન સાહિત્યે તો નવો વર્ગ ઉપજાવવો ન જ જોઇએ. સાહિત્યે તો માનવજાતનાં સંસ્કૃતિઅંગોમાં પ્રવેશ મેળવવો જોઇએ. કારણ સાહિત્ય એ માનવતાની સૌરભ છે, માનવ સંસ્કૃતિનો અર્ક છે.

વિજ્ઞાનવિદો તો કહે છે કે માનવી એકલસૂરું પ્રાણી નથી. એ સમૂહમાં જ જીવી ઊછરી શકે. જન્મે તેણે જીવવું અને જીવન લંબાવ્યે જ

જવું એ પ્રાણીમાત્રનું કુદરતદીધું કર્તવ્ય. વ્યક્તિના મૃત્યુની ઉપરવટ થઈને પણ કુદરત જીવનક્રમ સળંગ રાખ્યા કરે છે. એના હેતુની ચર્ચામાં કે તેના ઇતિહાસમાં ન ઊતરતાં માત્ર એ સત્યની આપણે નોંધ લઈએ. જીવને યુગયુગના પ્રયત્નો કરી માનવજાત વિકસાવી, અને એ માનવજાત પણ કુદરતદીધા ક્રમને અનુસરી વિરાટ સર્ગના એક નાનકડા પરમાણુ સમી પૃથ્વી ઉપર પોતાનું જીવન ઘડે છે, સંભાળે છે, સાચવે છે, અને પોતાના વંશવિસ્તારમાં તેને સળંગ બનાવ્યે જાય છે. એ અર્થે તેને સમષ્ટિનો આશ્રય લેવો પડે છે, સહકાર સેવવો પડે છે, અગર તેનું શોષણ (exploitation) કરવું પડે છે, એમ આપણે જુદી જુદી સંભાવનાઓના શબ્દોમાં કહી શકીએ. આશ્રય, સહકાર કે શોષણ તેને ફાવે કે આવડે એટલે માનવી સંતુષ્ટ થાય છે. એમાં તે નિષ્ફળ નીવડે ત્યારે તે ફરી યુદ્ધે ચઢે કે નિરાશ બની પોતાના પ્રયત્નો સમેટી લે. આમાંથી એનો જીવનક્રમ નિશ્ચિત થાય છે, અને એની સઘળી પ્રવૃત્તિઓ (૧) ઉત્પાદક–Productive activity, (૨) ઉપયોગી પ્રવૃત્તિ–Utility activity. (૩) ઊર્મિ પ્રવૃત્તિ Emotional activity માં વહેંચાઈ જાય છે. આ સર્વ પ્રવૃત્તિઓને છૂટી પાડવાનું કારણ જેનાં તેનાં સ્વરૂપની સ્પષ્ટતા થાય એ છે. ખરું જોતાં એ સર્વ પ્રવૃત્તિ પરસ્પર અવલંબન લેતી, પરસ્પરમાં ભળી જતી, એક જ માનવ પ્રવૃત્તિની ત્રિવેણી છે એમ કહીએ તો ચાલે. ઉત્પાદન, ઉપયોગ અને ઊર્મિ એ ત્રણે વણાટ સમગ્ર જીવનને વણે છે.

સઘળી પ્રવૃત્તિઓ વ્યક્ત થાય છે-સ્ફુટ થાય છે–આકાર ધારણ કરે છે. માનવી અનેક ડૂબકીઓ ખાતો-ડૂબતો–નદી તરી જઈ સામે પાર જાય છે અને તેને પાણીનો ઉપયોગ આવડે છે, એક જ સ્થળે રહેલો માનવી પર્વત ઉલ્લંઘનનાં અનેક કષ્ટ વેઠી જોખમો ખેડી એકમાંથી બીજી સપાટી ઉપર આવે છે, અને તેને પૃથ્વીની મોકળાશ મળે છે. બીજને વાવતાં એક તણખલાને બદલે દસ તણખલાં ઊગતાં તે નિહાળે છે અને ધરતી માતાની ઉદારતા તેની આગળ પ્રત્યક્ષ થાય છે. આ સિદ્ધિઓ તેને પરમ સંતોષ, પરમ આનંદની ઊર્મિઓ ઉપર ઉછાળે છે. અને સિદ્ધિ સાથે સંકળાયલી નિષ્ફળતાઓ, નિરાશાઓ, ઘર્ષણો, યુદ્ધો, કુદરતની અસહ્ય ભીષણતા કે અણધારી અનુકૂળતાની આખી પરંપરા ઊકલી આવે છે. માત્ર એક જીવનની નહીં પણ સમગ્ર સમૂહજીવનની–એક પેઢીની નહીં પણ અનેક પેઢીઓની. એનું માનસ એ આખી પ્રવૃત્તિ

દેહ દીધો. દેહમાં રહેલું જીવન આત્મા રૂપે વિભિન્ન હોય કે દેહવ્યાપક હોય એ પ્રશ્ન આપણો નથી. પરંતુ દેહમાં રહેલું જીવન દેહને વિવિધ પ્રવૃત્તિઓ આપી પોતાનું સ્ફોટન કર્યા વગર રહેતું જ નથી. સ્ફોટનનો પહેલો પ્રયોગ હલનચલનનો. એમાંથી અભિનય અને નૃત્ય પ્રગટ થાય, વ્યક્તિસ્ફોટન સંપૂર્ણ થવા માટે કંઠને જાગૃત કરે. એ કંઠમાંથી સંગીત અને કંઠ સાથે જોડાયલી જીહ્વામાંથી ઉચ્ચારણ ઊપજી માનવીને વધારે વિકસિત કરે. વાણીનું પ્રાથમિક લેખનસ્વરૂપ એટલે જ ચિત્રકળાનું ઉદ્દ્ભવસ્થાન; અને માનવી એ ખાનામાં વહેંચાયલું પ્રાણી ન હોવાથી એની સળંગ માનવતા નૃત્ય, અભિનય, સંગીત, ચિત્ર અને વાણીવિલાસને એકબીજાની સાથે સાંકળી દે છે. કલાની સહોદરતા સમજાયાં પછી પરસ્પરના વિરોધ ઓસરી જાય છે, એટલું જ નહિ, પરંતુ પરસ્પરનું ઉપકારકપણું—પૂરકપણું ઓળખાઇ આવે છે, અને એનો પરિણામે સર્વ કલાના સમન્વય સરખો 'નાટક' નો મહાન સાહિત્યપ્રકાર વિકસી આવે છે. નૃત્ય-અભિનય માનવેતર પ્રાણીઓમાં પણ પ્રગટી નીકળે છે, અને આત્મસ્ફોટન એની પૂરતું ન થતાં તે વાણીને ખોળવા પણ મથે છે. થનગની રહેલો અશ્વ સંતુષ્ટ થવા માટે હણહણાટ કરે છે, અને આમ વાણી પામવા મથે છે. પ્રત્યેક પ્રાણી અભિનયને પુષ્ટ કરવા ચિત્કાર કરે જ છે. પણ સૌને વાણી ન મળી. વાણી મળી માત્ર માનવીને.

એ વાણી કેમ મળી? ખ્રીસ્તીયહુદી કલ્પના કહે છે: સર્ગની શરૂઆતમાં શબ્દ હતો. એ શબ્દમાંથી સૃષ્ટિ જાગી. હિંદની કલ્પના બ્રહ્મને શબ્દસ્વરૂપે જુએ છે. માનવીએ બહુ જ્ઞાન મેળવ્યું છતાં એના અજ્ઞાનનો પાર આવતો નથી, એટલે એ માને છે કે શિવના ડમરૂમાંથી નાદ ઊપજ્યા: એ આપણી સ્વરવ્યંજનમાલા. બ્રહ્મચારિણી વાગ્દેવી–સરસ્વતી એ આપણા સાહિત્ય તથા સંગીતની અધિષ્ઠાત્રી. માત્ર શબ્દની—માત્ર વાણીની વ્યવહારને અંગે માનવજીવનમાં કેટલી કિમ્મત છે એનું પ્રમાણ આપણે સમજી ગયા. કલમને માટે હજી નવો શબ્દ આપણને જડ્યો નહીં. એ જ પરિસ્થિતિ વારસામાં મળેલી ભાષાનું મહત્વ આપણને સમજાવી શકે છે. પરંતુ એથી આગળ વધી આપણે 'કલમ'ને ચરણે પાઘડી ધરી આંસુ ઢાળતા નર્મદની વાત સાંભળીએ છીએ ત્યારે આપણી 'કલમ'નો અર્થ ઊંડો ઊર્મિભર્યો અને સતત સાચવવા યોગ્ય બની જાય છે. માત્ર વ્યવહારના પત્રો લખવામાં ઉપયોગી થઇ પડતું લાકડું

કે બરૂ મટી કલમ આપણા જીવનનું એક મહાપ્રતીક બની જાય છે. માત્ર વ્યવહાર મટી ઊર્મિ બનતી વાણી, માત્ર વસ્તુદર્શનને બદલે પ્રતીક—ભાવના બની જતો શબ્દ, કલા બની જાય છે. એ ઊર્મિ અને પ્રતીકનાં વાણી ઉચ્ચારણ અને લેખન, વિસ્તાર, પ્રસ્તાર, ગૂંથણી, ગોઠવણી એ આપણું સાહિત્ય.

આપણે સહેજ વિચારીએ: વ્યવહાર માટે એક નવીન શબ્દ ન ઉપજાવી શકતી આપણી સામાન્યતા વારસામાં મળેલી ભાષા વગર વ્યવહારને શૂન્ય બનાવી દે છે. વસ્તુદર્શક શબ્દનું સર્જન આમ મુશ્કેલ છે, ઊર્મિદર્શક શબ્દાવલી રચવાનું—સ્વતંત્ર શબ્દાવલી રચવાનું—કામ ત્યારે કેટલું દુર્લભ હોવું જોઈએ ! જે શબ્દનું ઉચ્ચારણ મર્મભેદક હોય, જે શબ્દનો સહવાસ હૃદયને તરંગે ચઢાવતો હોય, જે શબ્દનું માધુર્ય મોગરાના ઢગલાની મીઠાશ વેરતું હોય, અગર જે શબ્દનો ઘોર આપણને ઊભા કરી દેતો હોય એ શબ્દના સર્જનમાં કેટકેટલી પેઢીઓના ઊર્મિભંડાર સીંચાયા હશે ! એને કેટકેટલા ભાવપુટ દેવાયા હશે ! કેટકેટલાં આંસુથી એ ધોવાયો હશે ! કેટકેટલા આહ અને આતશે એને પક્વ બનાવ્યો હશે ! કેટકેટલી ક્રાન્તિઓએ એને ઉછાળી સર્વોપયોગી નક્કર અને સર્વઆકર્ષક બનાવ્યો હશે ! એક એક શબ્દની પાછળ રાજાઓ કરતાં વધારે રોમાંચક ઇતિહાસ રહેલો છે, એક એક શબ્દમાં એક એક મહાકાવ્ય સમાયું છે, અને એ શબ્દોથી રચાયલી ભાષાના વિસ્તારમાં માનવજાતના અદ્‌ભુત વિકાસની રોમાંચક કથા સમાયલી છે.

રખે કોઈ એમ માને કે સર્વગ્રાહ્ય સૂત્ર રચવામાં કશી જ મહેનત નહિ પડી હોય. **रसात्मकं वाक्यं काव्यं** એ સૂત્ર ઘડી આખા રસ-જગતની ચાવી શોધી આપનારને દિવસના નહિ, વર્ષોના ઉજાગરા કરવા પડ્યા હશે, કૈંક વિચારકોનાં નિષ્ફળ ગયેલાં મંથનોનાં ખંડેરો શોધ્યા પછી જ એને એ સત્ય જડ્યું હશે, અને જાણ્યે અજાણ્યે કૈંક સહ-શોધકોના પ્રયત્નોનું ફળ તેને મળ્યું હશે.

જ્યાં જ્યાં નજર મ્હારી ઠરે ત્યાં ત્યાં નિશાની આપની.

એ કવિતાપંક્તિની પાછળ કલાપીનાં જીવનભરનાં દર્દ અને દર્દનાં આશ્વાસન ઊભેલાં આપણે જોઈ શકીશું, એટલું જ નહીં, આપણું વેદાન્ત, મુસ્લીમોએ આપેલો સુફીવાદ, ભક્તિમાર્ગના ભાવ-

હીંડોળ અને કલાપીના યુગની પ્રેમભાવનાનો અર્ક એમાં સમાયલાં આપણને દેખાશે.

'ફૂલની પરબ' ઊભી કરતા ન્હાનાલાલમાં સંસ્કૃત રસિકતા, ગુર્જર ઉદારતા અને પશ્ચિમના સાહિત્યે આપેલી નવીનતાનો નિચોડ છે એમ આપણે ઊંડા ઊતરી જોઇ શકીશું. પાણીની પરબો બેસાડતા ગુજરાતની રસજ્ઞતા કોઇ નવીન પરબ ઝંખ્યા કરતી હતી. ન્હાનાલાલનાં ઊર્મિમંથનોએ બહુ જ લાક્ષણિક ફૂલપરબ આપણને શોધી આપી.

પ્રાચીન ગુજરાતના વૈભવને ખુલ્લો કરી આપતા મુનશીએ વડોદરા કૉલેજના મેદાનમાં કે ભીમનાથની પાળે બેસી હિંદભરમાં વહી રહેલી બંગભંગની કેટલીયે હવા હૃદયમાં ઉતારી હશે, અને કેટકેટલા ભાવી ગુજરાતનાં સ્વપ્ન તેમાંથી ઘડી, મોડી, સમારી ગુજરાતને ગમે એવી જૂની ઢબે મૂર્તિઓ જીવંત બનાવી હશે!

હલદીઘાટને સજીવન કરવા મથતા ખબરદાર આખા રાજપૂત પ્રેમશૌર્યને પી જાય છે, નવીન હલદીઘાટ રચવાની આપણી અશક્તિ નિહાળે છે, એ અશક્તિ ટાળવાના આપણા દુર્બળ પ્રયત્નોની કદર કરે છે, અને એ પ્રયત્નો પ્રતાપના બાવીસ હજાર સરખા જ પ્રબળ અને યશસ્વી નીવડે એવી તમન્નામાં આપણી પાસે એ પ્રાચીનતાનો ચિત્રમય ટુકડો મૂકી પોતાના આદર્શને—પોતાના યુગના આદર્શને દૃઢ કરે છે. એ રચનામાં એમના હૃદયે કેટકેટલા હલદીઘાટ નહીં અનુભવ્યા હોય?

'કોયા ભગતની કડવી વાણી' માં સુંદરમ્ આપણી આખી ભક્તમાળનો અર્ક લઇ આવ્યા છે, અને ગાંધીયુગની સચ્ચાઇ તથા દરિદ્રનારાયણનાં સાચાં દર્શન કરવા મથતી નૂતન ભાવનાની પીઠિકા ઉપર એમણે એ અર્ક-આંગી મૂકી છે. આપણે એની જ ઝંખના કરતા હતા. તે આપણને એક યુવાન કવિએ આપ્યું.

અને 'વિશ્વશાન્તિ' ઉચ્ચારતા ઉમાશંકરે વર્તમાન જગતવ્યાપી pacifism—ગાંધીજીની અહિંસા, પયગંબરોનું જગતબંધુત્વ, અને અન્ય સૃષ્ટિવિભાગોને ભોગે ખિલવણી માગતા માનવસ્વાર્થનો અન્યાય, illogicality સામે વિરોધ કરતી બૌદ્ધ, જૈન અને હિંદુ સંસ્કૃતિના સમન્વયનો યશસ્વી પ્રયત્ન કરી આપણે જે ઉચ્ચારણ શોધતા હતા તે આપી આપણા હૃદયને સંતુષ્ટ કર્યું છે.

એક સૂત્ર, એક કડી, એક કાવ્ય, એક કલ્પના, એક પાત્ર અને

એક ભાવનાની રચના પાછળ કેટકેટલાં મંથન, કેટકેટલી વિચારણા, કેટકેટલાં ઊર્મિતપ હોય છે એનો ખ્યાલ આવતાં સાહિત્ય કે સાહિત્યકાર તરફ હસવાનું આપણે જરૂર મુલતવી રાખીશું.

એક વ્યક્તિના મંથનમાં સમષ્ટિ વલોવાય છે, એક વ્યક્તિની વિચારણામાં માનવજાતની વિચારણા ભાગ લે છે, એક વ્યક્તિના ઊર્મિતપમાં અનેકના અગ્નિભડકા પ્રગટે છે. સાહિત્ય આમ પ્રજાકીય સામુદાયિક સંસ્કૃત આવેગ છે. વ્યકિતની વિશિષ્ટતા એ કે તે ઉચ્ચારસિદ્ધિ મેળવે છે. તપનું ફળ એને હાથ ચઢે છે. તપની પરાકાષ્ઠા એ જ તેની પાત્રતા. સમગ્ર પ્રજાને જે જોઇતું હતું તે સાહિત્યકારે પ્રાપ્ત કર્યું ! એટલું જ નહીં. એણે એ નૈવેદ્ય સમગ્રતાની સામે મૂકી દીધું. માટે જ સાહિત્યકાર આપણો સંસ્કારઅગ્રણી, આપણો કલાનેતા અને આપણો સૌન્દર્યદાતા. એના પ્રત્યે સદા પૂજ્યભાવ જ હોય.

વાણી જેવું સ્પષ્ટ વિચારવાહન બીજું નથી, અને સાહિત્ય સરખી સર્વોપયોગી, સર્વાનુકૂળ, સર્વમય અને પ્રગતિશીલ બીજી એકે કલા નથી. નૃત્યને સાહિત્ય અર્થ આપે છે. અભિનયને વિષય આપે છે ચિત્રને પરિચય આપે છે અને સંગીતને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે શબ્દ આપે છે.

સામાન્ય જનતાને એ શુદ્ધ વાણી આપે છે, રસિકતા આપે છે, કલ્પના ઉડ્ડયન આપે છે. સહજ નિત્યપ્રસંગોમાં રહેલું કાવ્યમાધુર્ય જનતાને પાય છે. જીવનઘડતરમાં ઉપયોગી થાય એવાં પાત્રો તેની દૃષ્ટિ સન્મુખ રાખે છે. જનતાના ઉત્સાહને તે જીવંત રાખે છે અને સર્વ ભાવે જનતા સાથેની એકતા સાચવી જીવનનાં Standards-કક્ષા ઊંચે લાવે છે. સરસમાં સરસ વિચારો, ઊર્મિઓ, કલ્પનાઓ અને મૂર્તિઓનું સાહિત્ય એક સાર્વજનિક મંદિર છે. એમાં પ્રવેશવાની સૌને છૂટ છે.

વાઙ્મયનાં અન્ય અંગોને તે વિશુદ્ધ બનાવે છે, સાહિત્યને ગમે, સાહિત્યને રુચે, સાહિત્ય પસંદ કરે એવાં સ્વરૂપ ધારણ કરવાની તે વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને ભૂગોળને ફરજ પાડે છે. રસહીન ઇતિહાસ વિદ્વાનો ભલે વાંચે-સામાન્ય જનતા તો ઇતિહાસમાં પણ સાહિત્યની આકૃતિ માગશે. સાહિત્યનો એ આગ્રહ અન્ય વિજ્ઞાન વાઙ્મય માન્ય કરી રહ્યું છે. સાહિત્યની કક્ષા સાચવવા માટે ફિલસુફી પણ પ્રયત્નશીલ થાય છે. કડકમાં કડક વિજ્ઞાન કે વિચારશ્રેણીને લોકપ્રિય

બન્યા વગર હવે ચાલે એમ નથી, કારણ સાહિત્યનું સામાન્યતામાં પ્રસરેલું સામર્થ્ય વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનને પણ સર્વાનુકૂળ બનાવી દેવાની તૈયારીમાં જ છે.

સાહિત્યની અસરનો ખ્યાલ આપણાં વર્તમાનપત્રો આપણને આપી શકે એમ છે. એમાં સતત વધતી જતી ભાષાશુદ્ધિ ભાષાસામર્થ્ય વિચાર-વિપુલતા અને ઊર્મિદર્શન ઘણીએ વાર વર્તમાનપત્રોના લેખોને સાહિત્યની સીમામાં મૂકી દે છે. સામાન્યતા નીચે એ નિત્યવાંચનની ઉંચી થતી જતી કક્ષા સાહિત્યને જ આભારી છે. સાહિત્યકારો પત્રકાર બની જાય છે એમાં અંતે તો જનતાને જ લાભ છે. આમ સૌને સાર્વજનિક બનાવતું સાહિત્ય—વાણીકળા—કેટલી ભારે સામર્થ્યસિદ્ધિ છે એ વધારે સમજાવવાની જરૂર જ નથી.

૪

ગુર્જર સાહિત્ય કે ગુર્જર સાહિત્યકારોનો ઇતિહાસ હું આલેખી શકું એમ નથી. એ વિદ્વાનો અને શોધકોના કાર્યમાં પ્રવેશવાની મારી અશક્તિ હું જાહેર કરું છું, કારણ વિદ્વતા કે અભ્યાસ એ મારા સાહિત્ય શોખનાં વિશિષ્ટ અંગ નથી. કેટલાય વિદ્વત્તાભર્યા પ્રયત્નો થઈ ગયા છે; એમાં ઉમેરો કરવાની મારી હિમ્મત ન જ ચાલે હું તો માત્ર સાહિત્ય અને સાહિત્યકારોને જ્યાં જોઉં ત્યાં નમન કરતો ચાલું, અને મારો પૂજ્યભાવ પ્રગટ કરતો કેટલીક વિગતો મારી સામાન્ય દૃષ્ટિએ ચઢે તે નોંધતો રહું.

ગુર્જર ભાષા એ આર્ય—સંસ્કૃત ભાષામાંથી જન્મ પામેલી પ્રાકૃત ભાષા-શૌરસેની, પ્રાચીન મહારાષ્ટ્રી કે ટેસીટોરીના મત પ્રમાણે પશ્ચિમ રાજસ્થાની સરખી અપભ્રંશ વાણીનો એ ઉતાર કે વિકાસ છે, અને હિંદી, બંગાળી, મહારાષ્ટ્રી સરખી પ્રાન્તીય ભાષાઓની એ ભગિની ભાષા છે. એના ઉપર કંઇ અંશે અરબી, પોર્ટુગીઝની અને ઠીક ઠીક પ્રમાણમાં ફારસી તથા ઇંગ્રેજી સંપર્કની અસર થયેલી છે. સંસ્કૃતનું પ્રાધાન્ય—અવલંબન નવીન યુગમાં પાછું દૃઢ બન્યું. ગુજરાતી ભાષાનું શબ્દશોધન philology બહુ જ રસમય ઇતિહાસ આપે એમ છે. આપણી સઘળા પ્રકારની વિદ્વતા લોકભોગ્ય બનતી જાય તે જ વધારે સારું.

એ ગુર્જર ભાષામાં સાહિત્ય રચી શકાયું એ તેની મહત્તા અને તેના દેહમાં રહેલા બળનું સૂચન કરે છે. લગભગ નવસો વર્ષની

રાજકીય પરતંત્રતા ભોગવતી પ્રજા પોતાની પ્રાન્તિક વિશિષ્ટતા સાચવી પોતાની વાણીને વળગી રહી, અને પ્રજાસંગઠનના સાધન તરીકે તેને ઉપયોગમાં લઇ શકી એ ખરેખર એના જીવંતપણાની ઝબકતી નિશાની કહી શકાય. પ્રજામાં માત્ર પોચી ગ્રાહકતા જ હોય તો પ્રજાની ભાષા ઘસાઇ જાય, બીજી ભાષામાં ભળી જાય અને લુપ્ત થઇ જાય. હિંદી, મારવાડી, મહારાષ્ટ્રી અને ઇંગ્રેજી ભાષાઓનાં આક્રમણમાં તે જીવતી જાગતી અને ટટાર રહી શકી એ ગુર્જર પ્રજામાં રહેલા કોઇ ગુપ્ત સામર્થ્યનો જ પ્રભાવ ગણી શકાય, 'શું શાં' ના છેક ચાર પૈસા હવે ગણાય એમ નથી.

ગુર્જર ભાષામાં સાહિત્યની શકયતા હજાર ઉપરાંત વર્ષથી હતી એમ હેમચંદ્રે સંગ્રહેલા નમૂનાઓ ઉપરથી દેખાઇ આવે છે. હિંદુ, જૈન, મુસ્લીમ અને પારસીઓએ તેને સાહિત્યશોભન બનાવવા પ્રયત્નો કર્યા છે એ સ્પષ્ટ છે. બૌદ્ધ છાપ તદ્દન ઘસાઇ ગઇ છે. ઇગ્રેજોની–ખ્રીસ્તીઓની ગુર્જરસેવા પણ ઉકેલવા સરખી છે. પ્રાચીન સાહિત્ય હજી ઘણી શોધખોળ માગે છે – કંઠસ્થ સાહિત્ય ઝડપથી લુપ્ત થતું જાય છે. એને પણ ઉતાવળે સંગ્રહી લેવાની જરૂર છે. હિંદુ તથા જૈન સાહિત્ય શાસ્ત્રીય સંશોધન પામવા લાગ્યું છે. મુસ્લીમ પારસી અને ખ્રીસ્તી પુરવણી સમભાવભર્યો શાસ્ત્રીય અભ્યાસ માગે છે, ધર્મભેદ ભાષાને સંકુચિત કરવાને બદલે ભાષાને પ્રગલ્ભ બનાવે છે, ધર્મ એ ભાષા કે સંસ્કારવિઘાતક બલ નથી એનાં પ્રમાણ ગુર્જર સાહિત્યમાંથી મળી આવે છે. ગુજરાતી ભાષા સા સૌ ગુજરાતી બોલનારની,

પછી હોય ગમે તે જાત<br>
કે "ધર્મ."

આર્યાવર્તના ઇતિહાસમાં ઊઠેલા રાજકીય, સાંસારિક કે ધર્મ–વિપ્લવોના ધબકાર અન્ય પ્રાન્તોની માફક ગુજરાતે પણ ઝીલ્યા છે. અને તેનું પ્રતિબિંબ ગુર્જરાતી ભાષામાં ઠીક ઠીક પડયું છે. આર્ય ભાવનાના થર સાચવી રાખી રામાયણ મહાભારત પુરાણનાં પ્રકરણો અને આખ્યાનો દ્વારા લોકભાષામાં તે ઉતારવા; પ્રશસ્તિઓ અને પ્રબંધોમાં ઐતિહાસિક પ્રસંગોના ઉલ્લેખ આપવા; ઉડંતકથાઓ અને દંતકથાઓમાં કલ્પના અને બ્યવહારને પોષવાં; ઊર્મિકાવ્યો—ગરબીઓ અને ગરબામાં કૃષ્ણ અને શક્તિભકિતના પ્રવાહનો પડઘો પાડવો; ભજનો, ચાબખાઓ અને

છપ્પાઓ દ્વારા વેદાન્ત-વૈરાગ્યની ભાવના જગાડવી; અને સવૈયા, કવિત, દુહાઓ દ્વારા કલ્પના, ચાતુર્ય અને વીરત્વને પોષવું: એ સર્વ કાર્ય ગુર્જર સાહિત્યે કર્યું છે. કથાદ્વારા, માણભટ્ટોદ્વારા, ગરબાની સંસ્થા-દ્વારા એ સાહિત્ય આપણા ગુજરાતે લગભગ ઘેર ઘેર, શેરીએ શેરીએ, અને ચકલે ચકલે વેર્યું છે, વિસ્તાર્યું છે અને સામુદાયિક બનાવ્યું છે. આપણે કલ્પી ન શકીએ એટલું સાહિત્ય આપણી માતાઓ અને માતામહીઓને કંઠે હતું એની સાક્ષી આજના તદ્દન અપ્રાચીન યુગમાં પણ મળી આવે છે. ગામડાંના અભણ બારિયાની બીજી ત્રીજી પેઢીમાં ગવાતાં ભજનો અને એકતારા તથા મંજીરાના રણકાર એ આપણા ગામડિયાઓની બહુ ઊંચી ગ્રામકેળવણી હતી. હિંદુ છાપરા નીચે ગવાતી રામકથા સાંભળવા બેઠેલા મુસ્લિમ પઠાણો મેં છેક અંધેરીનાં ઝુંપડાંમાં ગઈ સાલે જ જોયા હતા. સાહિત્ય સાર્વજનિક હતું, સાહિત્ય-વાંચન પણ સામુદાયિક હતું; એનું શ્રવણ મરજિયાત, મફત અને અખર્ચાળ હતું. ભજનિકો મુઠ્ઠી અનાજના બદલામાં-ઘણીવાર તો તે વગર-કબીર, મીરાં અને નરસિંહનાં જ્ઞાન, પ્રેમ અને ઊર્મિઓની આંગણે આંગણે લ્હાણી કરી સાહિત્યને સામ્યવાદી ઢબે મજિયારી મિલકત બનાવતા. સાહિત્ય સર્જાતું જ પ્રજાકીય દૃષ્ટિએ-પ્રજા સમક્ષ મૂકવાના ઉદ્દેશથી જ. આજના સાહિત્યે ઊભા કરેલા લોકભોગ્ય અને વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યના ભેદની અંધારી પ્રાચીન ગુર્જર સાહિત્યે પ્રજાની આંખે બાંધી ન હતી, એનું સાર્વજનિક તત્ત્વ આગળ તરી આવતું.

રખે કોઈ એમ માની લે કે સાહિત્યને સાર્વજનિક તથા લોક-ભોગ્ય બનાવવાથી તે ગ્રામ્ય, અશિષ્ટ અને અણઘડ બની જતું હતું, કવિત્વશક્તિના-વિદ્વત્તાના-સંસ્કારભરી સુઘડતાના ઊચ્ચ નમૂના આપણાં નરસિંહ, મીરાં, પ્રેમાનન્દ, શામળ, અખો તથા દયારામમાં મળી આવે છે. એ આપણા Classical-શિષ્ટ કવિઓ—જેમનું શેરીએ શેરીએ પહોંચતું સાહિત્ય આજ યુનિવર્સિટીના ઉચ્ચ અભ્યાસક્રમમાં ગોઠવાય છે.

સાહિત્યના સાર્વજનિક સ્વરૂપે સાહિત્યમાં રહેલા રંજનતત્ત્વને પણ આગળ કર્યું હતું. આજનું સાહિત્ય રંજનતત્ત્વને હલકું ગણી તેની સામે જોવાની પણ ના પાડે છે, અને રંજનતત્ત્વ જાણ્યેઅજાણ્યે ઉપસી આવ્યું હોય તો તેનાથી શરમાય છે. પ્રાચીન સાહિત્ય છડેચોક રંજનના લક્ષણને આવકારી લેતું. વિદ્વત્તા, કલા, સાહિત્ય એટલપેટાં અને, અમીરાતના ઘમંડમાં અસ્પૃશ્ય બને, અને સામાન્યતા સામે

બુરખો ઓઢયા વગર બહાર નીકળે નહીં ત્યારે સાહિત્ય એક નવો વર્ગભેદ ઉપજાવવાનું પાપ કરે છે. પ્રાચીન સાહિત્યમાં એ પાપનો પ્રવેશ ન હતો. સાર્વજનિક બનવા મથતા સાહિત્યે રંજનનું સ્થાન ઓળખવું જ પડે. રૂક્ષ વિદ્વત્તા અકારી જ બની જાય; અંધોળના વાઘા ઓઢતું સાહિત્ય એકલું જ પડી જાય; સામાન્ય જીવનધડકારનો સ્પર્શ ઓછો થતાં એ સાહિત્ય વર્ગીય, પોકળ અને માત્ર દંભારો જ બની જાય; જે કલામાં સૌ ભાગ ન લઈ શકે એ કલા અદ્ધર જ રહી જાય, રંજનને સાહિત્યમાં ખૂબ અવકાશ છે એમ સમજાશે ત્યારે આપણું વર્તમાન સાહિત્ય વધારે પ્રજાકીય બનશે.

રંજનના એક મુખ્ય પ્રકાર તરીકે ભવાઈ અને રામલીલા તથા બહુરૂપીનાં દ્રશ્યો શહેર અને ગામડાંમાં ભજવાતાં. પ્રેમાનન્દે નાટકો લખ્યાં એ સંશયગ્રસ્તવાદને બાજુએ રાખતાં એટલું તો સમજાય છે કે વધતી જતી અશ્લીલતા-બિભત્સતા છતાં ભવાઇનાં દ્રશ્યો એ આપણાં સમૂહનાટકો હતાં. શેરીઓમાં ભજવાતાં નાટકો — આર્ય નાટકોની પ્રથા બર્મા, સિયામ, જાવા તથા બાલી જેવા હિંદી સંસ્કૃતિનો ઉછેર પામેલા પ્રદેશોમાં હજી પણ પ્રચલિત છે. ભવાઇનો નાટયપ્રકાર અભ્યાસીની ઊંડી દષ્ટિ હજી માગે છે. એ રંજનસાહિત્ય પ્રાચીન કાળનાં સાર્વજનિક નાટકોનું જ બદલાયલું-નવાં નવાં તત્ત્વો સંગ્રહતું સ્વરૂપ છે. હજી પણ-આ યુગમાં પણ આ રંજનપ્રકાર અસ્તિત્વમાં છે. એનો અભ્યાસ ઉતાવળે કરવાની જરૂર છે.

આખા સાહિત્યને રંજનનો પાસ આપવામાં આવ્યો હતો. એટલે સાહિત્યકથન અને ગરબા તથા રાસ પણ જીવન સાથે જોડાઇ ગએલાં રંજનદશ્યો બની જતાં હતાં.

આ પ્રાચીન સાહિત્યને સંસ્કૃત, હિંદી-વ્રજ તથા રાજભાષા ફારસીના સ્થાપિત પ્રભાવ સામે ઊભા રહેવાનું હતું. મુસ્લિમ રાજઅમલમાં એણે પોતાનો વિકાસ સાધ્ય કર્યો એ પણ નોંધવા સરખી હકીકત છે. ગુજરાતની રસિકતા, ગુજરાતના સંસ્કાર અને ગૂજરાતની અસ્મિતાને સાહિત્યે સાચવ્યાં અને વધાર્યાં. આપણે તેમાં માન અને અભિમાન લઇએ. હર્ષ પણ પામીએ કે નવીન ગુજરાતના ઘડતર માટે વાણીના કેંક વળોટો, પલટા અને પ્રકારોને પ્રાચીન સાહિત્યે સર્જી રાખ્યાં હતાં. એ ન હોત તો? તો આપણે ન હોતઃ ગુજરાત ન હોત.

સાથે સાથે એક મહત્ત્વનું સત્ય આપણા પ્રાન્તિક સાહિત્ય વૈવિધ્ય-

માં સમાયલું આપણે ન ભૂલીએ. સર્વ પ્રાન્તના સાહિત્યમાં વિવિધતા ખરી, વિરોધ નહિ. શબ્દ, કલ્પના, ઊર્મિ, ઉદ્દેશ અને ભાવ પ્રત્યેક પ્રાન્તીય સાહિત્યમાં બહુ જ સરખાં, મળતાં–અરસપરસ બદલાય એવાં રહી શક્યાં છે. હિંદી, મહારાષ્ટ્રી, બંગાળી અને ગુજરાતી સરખી સામર્થ્યસંપન્ન પ્રાન્તિક ભાષાઓના સાહિત્યમાં સહજ ઊંડા ઊતરનારને તત્કાળ સમજાશે કે હિંદમાં તો ભાષાઓ પણ સગી બહેનો છે ! ભાષાએ ઊભા કરેલા ગોલકો એવા નથી કે સામ સામે ઘસાય કે અથડાય. ભાષા અને સાહિત્યસામ્યનો અભ્યાસ આપણી રાષ્ટ્રીય દૃષ્ટિને નવનવાં દર્શનો આપે એમ છે.

અને આ સત્ય આજ નવીન હિંદમાં પણ સચવાઇ રહેલું જ છે એ પણ આપણા દેશની—આપણી સંસ્કૃતિની મોટી વિશિષ્ટતા છે. ભાષાએ અને સાહિત્યે રાષ્ટ્રના ભાગલા પડે એવી કઠણાશ કેળવી નથી. ઉર્દૂએ પણ આર્ય વ્યાકરણ સ્વીકારી લેઇ રાષ્ટ્રની એકતા સાધવાની સગવડ કરી આપી છે, એટલું જ નહી, પરંતુ હિંદ બહારના ખાસ કરીને ફારસી સાહિત્યપ્રકારો અને ભાવનાઓને આર્ય સંસ્કૃતિમાં ઉતારવાની અનુકૂળતા કરી આપી છે.

ઇન્ગ્રેજી સત્તાસ્થાપનાએ આપણા જીવનમાં અવનવો પલટો ઉપજાવ્યો. પશ્ચિમનો વિજયી સંપર્ક ઇન્ગ્રેજી ભાષા દ્વારા—ઇન્ગ્રેજી વિચારસરણીદ્વારા આપણા સાહિત્યને પણ પલટાવી રહ્યો. એ પલટો આજ સુધી ચાલ્યા જ કરે છે એમ કહીએ તો ખોટું નથી. બ્રિટિશ રાજ્યશાસને મહા અનર્થો આપણા દેશમાં ઊપજાવ્યા છે એ કહેવામાં રાજદ્રોહ કદાચ થતો હોય તો પણ એ સત્ય છે એની ના પડાય એમ નથી. પરંતુ એને લીધે કેટલાક લાભ પણ આપણને મળ્યા છે એ ભૂલવામાં આપણે ઇતિહાસભૂલ કરી બેસીશું.

હિંદવાસીઓ હિંદનાં બારણાં બંધ કરી બેઠા હતા તે બ્રિટિશ સંપર્કે ખોલી નાખ્યાં. નવેસર હિંદે જગતપરિચય શરૂ કર્યો.

આપણી પ્રાન્ત ભાષાઓને ઇન્ગ્રેજી સાહિત્યની દોરવણી મળી. એ દોરવણીમાંથી આખું સાહિત્યસ્વરૂપ પલટાઇ ગયું.

નવીન જાગૃતિએ આપણા જીવનમાં પ્રવેશ કર્યો. હિંદવાસીઓના ઠરી ગએલા રુધિરમાં ચૈતન્ય આવવા લાગ્યું—જો કે એ ચૈતન્યને પાછું ટાઢું પાડી દેવાની આપણી આવડત હજી પૂરેપૂરી દૂર થઇ નથી.

સ્વભાન જાગ્રત થયું–જો કે એ સ્વભાનજાગૃતિનો ઉપયોગ અંદર અંદર લઢવામાં જ આપણે કરી લઇએ એવી ચાલાકી રાજસત્તામાં રહેલી છે એ આપણે દસકે દસકે ભૂલતા ચાલીએ છીએ.

આપણને વ્યાપક–જગતદૃષ્ટિ મળી, જગતમાં ઘૂમતા વિચાર–આચારનાં મહાબલમાં આપણે હાથ બોળવા લાગ્યા.

બ્રિટિશ રાજશાસનના આવા લાભ છતાં એ મહા અનર્થકારી છે એની પિછાન આપણને થઇ. બ્રિટિશ શાસન પરદેશી–પરાયું મટી શક્યું નથી એ તેનો મહાદોષ, જે આજ સુધી મટતો નથી.

સ્વાતંત્ર્યઝંખના જાગી—મોળી મોળી, ટુકડો મળ્યે ઓવારણાં લઇએ એવી, ટુકડો બીજાને મળવાનો સંભવ દેખાતાં ઘુરકી રહીએ એવી–છતાં ગમે તેવી તોય એ સ્વાતંત્ર્યઝંખનાની ચિનગારી!

આ માનસને પડછે આપણું નવું–ઓગણીસમી અને વીસમી સદીનું જીવન ઘડાતું આવે છે.

દયારામ સાથે જૂની સાહિત્યશૈલી ઓગણીસમી સદીમાં લગભગ અસ્ત પામી, અને સને ૧૮૫૦ ની આસપાસ આપણા નૂતન સાહિત્યનું પ્રાગટ્ય થયું ગણી શકાય. છોટમ તથા ઋષિરાજ સરખા ભક્તકવિઓ ઓગણીસમી સદીની છેવટમાં પણ જૂની શૈલી સાચવી રહ્યા હતા એ ખરું. પરંતુ કેળવણી અભિમુખ પ્રજા નવીનતા તરફ ઢળતી હતી; અને સ્વાભાવિક રીતે એ વિભાગમાં વધારે ચૈતન્ય હોવાથી એની રુચિ સાહિત્યનાં વહેણને ઘડયે જતી હતી. દલપત અને નર્મદસર્જ્યું સાહિત્ય એ આપણી સાહિત્યઉષા.

એ ઉષાએ લાલાશ પકડી સને ૧૮૮૦ની આસપાસ. નવીન સાક્ષરતાથી રંગયલા એક સાક્ષરસમૂહે ગુજરાતી સાહિત્યના વર્તમાન સ્વરૂપને અંગ્રેજી તથા સંસ્કૃત સાહિત્યપ્રકારોના ઘાટ આપી સ્થિર બનાવ્યું. વર્ડ્ઝવર્થ, બાયરન, કીટ્સ અને શેલી જેવા અંગ્રેજી ભાષાના કવિઓનો એ સમૂહને ગાઢ પરિચય થયો. સંસ્કૃત કેન્દ્રિત હિન્દી સંસ્કૃતિ માટે એ જ યુગમાં સર્વ સ્થળે ભારે મોહ જાગ્યો, અને લઘુગ્રંથિ માનસથી પીડાતા હિંદવાસીઓને ઊંચી આંખે જોવાનું કારણ પણ મળ્યું. સ્થાનિક–local અને પ્રાન્તીય ભાવના વધારે તીવ્ર બની અને દલપતનર્મદે શરૂ કરેલાં દેશાભિમાન–ગુર્જરગિરા અભિમાનને આ સંસ્કારી અને અભ્યાસશીલ સાહિત્યકારોએ પોતાનું

બનાવી લીધું અને તેનો પડઘો કલામય નવલકથા, નાટક, કાવ્ય અને ભાષાંતર કે વિવેચનદ્વારા પાડી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ તથા સંસ્કારી છાપવાળુ બનાવ્યું. ગોવર્ધનરામ, નરસિંહરાવ, હરિલાલ ધ્રુવ, મણિલાલ નભુભાઈ, કાન્ત, બળવંતરાય, દેરાસરી, કેશવ ધ્રુવ જેવા સાહિત્યકારોના નામ આ સ્થળે જરૂર યાદ આવે. કાવ્ય અને અન્ય સાહિત્યના પ્રયોગોમાં સંસ્કૃત છંદરચના, છંદરચનાનાં મિશ્રણ, સંસ્કારશોધિત ઊર્મિ, કુદરત સાથેનું તાદાત્મ્ય અને પશ્ચિમમાંથી મળેલા સર્વ સાહિત્યપ્રકારો ગુજરાતીમાં દાખલ કરી એ સૌએ ગુજરાતી સાહિત્યનું સ્વરૂપ તદ્દન નવીન બનાવી દીધું. ઊર્મિ વિશુદ્ધ બનતી બનતી ચાલી, ભાષા શિષ્ટ બનતી ચાલી અને જૂના વિષયોને સ્થાને નવીન સમયને અનુરૂપ વિષયો સાહિત્યમાં પ્રવેશ પામ્યા.

એ અસર ગાઢી થઈ. ટેનિસન, બ્રાઉનીંગ અને શેલીના અભ્યાસે વધારે પરિચિત બન્યા અને સહુથી વધારે ઊંડાણ અને ઊંચાણવાળા બે કવિઓએ સને ૧૯૦૦ થી આપણા સાહિત્યને સર કર્યું. એ બન્ને કવિઓ કલાપી અને ન્હાનાલાલ. પછી તો ખબરદાર, લલિત અને બોટાદકર, મેઘાણી અને કેશવ શેઠ, સુન્દરમ અને ઉમાશંકર સુધીનો કવિતાપ્રવાહ વેગભર્યો ચાલ્યો આવ્યો છે. મહિપતરામે શરૂ કરેલી સાંસારિક નવલકથા અને સુંદરીસુબોધ આસપાસનાં સમૂહે તથા નારાયણ હેમચંદ્રે સર્જેલી નવલિકાએ પ્રૌઢ સ્વરૂપ ધારણ કર્યાં. સરસ્વતીચંદ્ર, ગુજરાતી પ્રેસની ઐતિહાસિક નવલભેટ, મુનશી, ધૂમકેતુ, રામનારાયણ અને મેઘાણી જેવાની કૃતિઓએ આપણા વાર્તાસાહિત્યને ખૂબ સમૃદ્ધ બનાવ્યું; નર્મદ—દલપતે શરૂ કરેલાં નાટકો 'કાન્તા'માં સાહિત્યાકાર ધારણ કરી નાટકમંડળોદ્વારા રંજનકાર્ય સાધી ન્હાનાલાલ, મુનશી, શ્રીધરાણી અને ચંદ્રવદન જેવાના નાટ્યપ્રયોગોમાં પશ્ચિમનાં નાટકપ્રકારો સાથે સંબંધ જાળવવા મથે છે અને અભ્યાસ વિવેચન તથા રસનિરૂપણના સુંદર પ્રયોગો અનેક હાથે થયે જાય છે. સાહિત્યને વિસ્તૃત કરવામાં વર્તમાનપત્રો અને માસિકોનો પણ ફાળો ઓછો નથી, આમાંનો ઘણો ભાગનો ઇતિહાસ આપણી દૃષ્ટિ નીચે રચાયો છે અને રચાય છે.

બંગભંગ અને હિંસક ક્રાન્તિએ ગુજરાતને આપેલા માનસિક ધક્કા, ગાંધીએ દેશનો કાયાકલ્પ સાધવા આદરેલું અહિંસક યુદ્ધ, Socialism અને Communism–સમાજવાદ અને સામ્યવાદના મંદતપ્રવાહ, રશિયા જાપાનની લડાઈ, પૂરો થઈ પાછો શરૂ થયેલો જર્મનજંગ તથા આખી

માનવજાતને ખાઈ જવાની, આખી પૃથ્વીને ગળી જવાની પશ્ચિમની આગેવાન પ્રજાઓને લાગેલી રાક્ષસી ભૂખ, પોતાના જ પગ ઉપર કુહારના ઘા સમા ખેદકુશીભર્યા હિન્દુ-મુસ્લિમ ઝઘડા; એ સર્વ આપણા ઘડાઈ ચૂકેલા અને ઘડાતા સાહિત્યના માર્ગસ્તંભો, અને એ માર્ગ સ્તંભોને જોડનાર મહાસત્ય તે આપણી પરાધીનતા. આ ભૂમિકા ઉપર રચાતા સાહિત્યનો ઇતિહાસ પણ આપવાની હું અશક્તિ જાહેર કરૂં છું. વર્તમાન સાહિત્યે ઘણી ઘણી સંસિદ્ધિઓ મેળવેલી છે, આપણે પ્રસન્ન થઈએ એવી કલાકૃતિઓ આપેલી છે, અને અન્ય ભાષાસાહિત્ય સમક્ષ ગૌરવભરી ઢબે ઉભા રહી શકાય એવું આપણને સાહિત્યસાધન આપેલું છે, ભૂલ, મર્યાદા, ખામી ન જ હોય એમ આદર્શ સાહિત્ય પણ કહી શકતું નથી. ગુર્જર સાહિત્યમાં પણ ભૂલો છે, મર્યાદા છે અને ખામીઓ છે, પરંતુ તે એવી નથી કે આપણને એક ક્ષણ પણ નિરાશ બનાવે. ગુજરાતની અસ્મિતા ઘડવામાં, ગુજરાતને ગૌરવભર્યું બનાવવામાં, ગુજરાતને સંસ્કારસમૃદ્ધ બનાવવામાં ગુર્જર સાહિત્યે ભજવેલો ભાગ ખરેખર યશસ્વી છે. એનો ઇતિહાસ હું કહી શકું એના કરતાં વધારે સારી રીતે કહેવાઈ શકે એમ છે.

૫

સાહિત્યમાં થયેલી શોભાસ્પદ પ્રગતિનો સ્વીકાર કરીને હું મારી કેટલીક શંકાઓ પણ રજૂ કરું છું. વિદ્વાનોનું આવું સંમેલન શંકા-સમાધાન માટે, મૂંઝવણોના ઉકેલ માટે યોગ્ય સ્થાન ગણી શકાય.

જે પ્રગતિ થઈ છે એ પૂરતી છે ખરી? ભગિનીભાષાઓમાં આપણું સ્થાન ક્યાં છે? તેમની પ્રગતિ અને આપણી પ્રગતિને સરખાવવા માટે આપણી પાસે કઈ તુલા છે? એ આપણને શું આપી શકે અને આપણે એમને શું આપી શકીએ? વિદ્વત્તાનાં જાળાં ગૂંથી સાહિત્યસૃષ્ટિને મેલી બનાવવા કરતાં અન્ય ભાષાઓની પ્રગતિ અને પ્રગતિના પ્રકાર ગુજરાતને સમજાવવાની શું વધારે જરૂર નથી?

હિન્દીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર થવા લાગ્યો છે. બંગાળીએ 'વંદેમાતરમ્' સરખું ભારતવ્યાપી ગીત આપ્યું અને જગત્સાહિત્યને ટાગોર આપ્યા. ગુજરાતે ગુજરાતની બહાર પહોંચે એવી એક સાહિત્યકૃતિ આપી છે ખરી? અંગ્રેજીમાં ઉતારી સમગ્ર માનવજાતને

અર્પણ કરી શકાય એવું એકાદ કાવ્ય કે એકાદ નવલકથા પણ આપણે રચી શકયા નથી એ આપણી અશકિત આપણા ધ્યાનમાં આવી છે ખરી ? ગાંધીને ગળે વળગી હિન્દુસ્તાનમાં ફરતું પેલું 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ આજની ગુજરાતી વાણીએ તો નથી જ ઊભું કર્યું.

એમાંથી એક બીજો જ પ્રશ્ન જાગે છે. આપણા સાહિત્યકારો સાહિત્યસ્વામીઓ હશે, સાહિત્યસમ્રાટો હશે, સાહિત્યશહેનશાહો હશે. સાહિત્યનો કોઈ સાચો સેવક છે ખરો ? મને ભય લાગે છે કે સાહિત્ય ક્ષેત્રોમાં પણ આપણું માનસ આપણા ઠાકોરઠકરાતો, રાજારજવાડા અને નવાબો સરખું બની જાય છે. બે ગામનો પણ રાજા. બાર ગામનો પણ રાજા અને બે હજાર ગામનો પણ રાજા. સાહિત્યમાં પણ બે કવિતા લખનાર કવિ, બાર વાર્તા લખનાર નવલકથાસમ્રાટ અને બાવન પુસ્તકોનો ધણી સાહિત્યચક્રવર્તી. સહુને ગાદી જોઈએ, મોરછલ જોઈએ; છડીદાર ચોબદાર જોઈએ. એક સાહિત્યસમ્રાટ બીજા સાહિત્યસમ્રાટ સામે ઘુરકતો હોય, એકનો દરબાર ભરાયો હોય ત્યાં બીજો ન આવે અને અકસ્માત ભેગા મળે તો ત્યાં ખંભ ઠોકાય. સોશ્યાલીઝમ કોમ્યુનીઝમ, પ્રજાવાદ, રામરાજ્યનાં ગુણગાનની બાંગ પોકારનાર સાહિત્યકારોને મ્હારી એક નમ્ર ચેતવણી છે. મધ્યકાલીન રાજકારણ, એની ટૂંકી દૃષ્ટિ, અને મહત્ત્વના પ્રમાણ કરતાં હજાર ગણું અભિમાન, એવા એવા, દેશને પરાધીનતામાં ધકેલી દેતા અવગુણોનુ આવર્તન સાહિત્યક્ષેત્રે આ વીસમી સદીના ચોથાં દસકામાં તો નથી થતું ને ?

સાહિત્ય એક સમર્થ માનવબળ છે એમ માન્યા પછી એ બળને દોરનારાઓ, એ બળનું નિયમન કરનારાઓ અને એ બળને વાપરનારાઓ એ સર્વનો ધર્મ છે કે સાહિત્યધોધને, સાહિત્યપ્રવાહને એકત્ર કરવો અને જે જે દિશા સાહિત્યપોષણ વગર રહી ગઇ હોય તે તે દિશામાં સાહિત્યનો જીવનદાયી પ્રવાહ વહેવરાવવો. સઘળાં માનવબળ સહકારથી સંગ્રહિત થાય છે અને સંગ્રહિત થતાં તેમનું આપોઆપ સંવર્ધન થાય છે. જે સાહિત્યપ્રદેશમાં ઘર્ષણનો અભાવ જોઇએ એ જ સાહિત્યમાં આપણાં વ્યકિતગત, રાજકીય અને સામાજિક અનિષ્ટો પ્રવેશ પામતાં જોઇએ ત્યારે સહુથી પ્રથમ એવો જ ખ્યાલ આવે છે કે સાહિત્ય બળ નથી, અને સાહિત્યકારો બળકેન્દ્રો નથી. એ છે માત્ર મહત્તાલાલસુ, સમાજભંજક કે સાહિત્યસ્વાદિયા શોખીનો.

અને આમ હોવાથી જ સાહિત્યનાં અને સાહિત્યકારોનાં ખૂબ ખૂબ વખાણ કરવા છતાં પ્રજાને ઉંઘતી હોય તો જાગ્રત કરી દે, બેઠી હોય તો ઊભી કરી દે, ઊભી હોય તો દોડતી કરી દે એવું વેગભર્યું, ક્રાંતિપ્રેરક, વિપ્લવો ઉછાળતું સાહિત્ય હજી સર્જી શકાયું નથી, પરાધીન દેશમાં મહત્તા કેવી અને કોની ? ચાર હજાર મેળવનાર–ચાળીસ મેળવનાર કે ચાર મેળવનાર એ સર્વ એક જ સાંકળે બાંધ્યા ગુલામો છે. અને ચાર હજાર પામનાર માનવની મોટામાં મોટી શરમ તો એ જ છે કે એનો આખો પાડોશ ચાર રૂપિયા પણ પામતો નથી. સાહિત્ય એ જો પ્રજાકીય બળ હોય તો જરૂર આ સામાજિક ઘટનાએ તેના આત્માને વલોવી નાંખ્યો હોત. આપણા પ્રાચીન કવિઓનું ચિરંજીવીપણું તેમના હૃદયની સચ્ચાઈમાં રહેલું છે. કૃષ્ણભક્તિ કે પ્રભુપ્રેમ એ તેમનાં હૃદયમંથનનો વિષય. હૃદયમાં ચોટ વાગે, ઊર્મિઓનાં મંથન જાગે, ભાવના ધોધે વહેવા માંડે અને એ શબ્દધારામાં ઊતરી સૌ સ્પર્શ કરે ત્યારે સાચું સાહિત્ય રચાય. એવી ચોટ આપણા સાહિત્યકારોમાંથી કેટલાકને લાગી હશે ? સાહિત્યને સામર્થ્ય તરીકે વાપરી પ્રજાને ઉન્નતિમાર્ગે વેગભર્યાં ડગલાં ભરાવવાનો નિશ્ચય કેટકેટલા સાહિત્યકારોએ કર્યો ? નર્મદનું કદાચ નામ દેવાશે. નર્મદ એ તો સદાય અર્વાચીન ગુજરાતની પૂજનીય યુગમૂર્તિ છે. ગોવર્ધનરામ તરફ કોઈ દૃષ્ટિ કરે અગર કદાચ વિજયરાય તરફ આંગળી ચીંધે. સદ્‌વસ્તુ માટે અપાતા સર્વ ભોગ વંદનીય છે અને સાહિત્યસેવા અને સાહિત્યસેવક એ બન્નેને મારા સતત પ્રણામ છે. પરંતુ સાહિત્યને બળ બનાવવું હોય, લક્ષ્યવેધી સાધન બનાવવું હોય, આદર્શો પહોંચાડનાર વાહન તરીકે તે વાપરવું હોય તો આપણે ખરેખર સાહિત્યનાં બળની કસોટી તેમની સિદ્ધિના પ્રમાણથી કરવી પડશે. "કલા ખાતર કલા" "સાહિત્ય ખાતર સાહિત્ય" સાહિત્યની વિશુદ્ધિ અને રાજકારણની તેમાં ઉપજાવાતી આભડછેટ જેવા પ્રશ્નોની ચર્ચામાં હું ઊતરીશ નહીં. એ સઘળા વાદ સત્ય છે, પણ મર્યાદિત સત્ય છે. સાહિત્યે માનવબળ તરીકે ઊભા રહેવું હોય તો જરૂર માનવતા એ પ્રશ્ન તો પૂછશે જ કે સાહિત્યે માનવજાતનું શું સુખ સાધ્યું ? અને એ જ પ્રશ્ન સાહિત્યકારોને પણ પૂછાશે.

સાહિત્યમાં ભારે સામર્થ્ય રહેલું છે એ આપણે જોઈએ છીએ. વિજ્ઞાન, ફિલસુફી, અને શાસ્ત્રને તેણે ભાષાશુદ્ધિ અને રસમયતા આપી છે. કદીક પુષ્પપરિમલની માફક માનવહૃદયમાં સાહિત્ય આહ્‌લાદ

ઉપજાવી જાય છે. ટ્રોટસ્કી કે ગોર્કી જેવાના શબ્દોમાં તે વિપ્લવની આગ ચેતાવી નિરર્થક બનેલાં સંસ્કૃતિખોખાંને ઉથલાવી પાડે છે. નિત્ય વ્યહવારમાં માધુર્ય, માર્દવ, શિષ્ટતા અર્પી જીવનને જીવવા યોગ્ય બનાવે છે; નિરાશામાં આશ્વાસન આપે છે અને પરાજયની પાછળ રહેલા વિજયની ઝાંખી કરાવે છે. સાહિત્યનો મોટામાં મોટો વિજય તો એ જ કે તે આપણી સામાન્યતાને મહત્તાની હીરાકણી બનાવે છે, અને ગૌરવને ઘેર ઘેર પાથરી દે છે. કવિતા રચવા માટે આપણે મહેલમાં જવું પડતું નથી. ઉચ્ચમાં ઉચ્ચ સાહિત્ય પર્ણકુટી કે ઓરડીમાં રચાયું છે. મહેલ; બગીચા, વાહન અને સમૃદ્ધિ સામે ગીટ માંડી રહેલા સાહિત્યકારોએ એક સત્ય હૃદયમાં કોતરી રાખવાની જરૂર છે કે સામાન્યતાથી દૂર જતું સાહિત્ય અને દૂર જતો સાહિત્યકાર ઝડપથી એકદંડિયો મહેલ કે માત્ર પુરાતત્ત્વવિદોને જ પ્રસન્ન કરતું ખંડેર બની જાય છે. જીવનની કુમાશ, જીવનની નઝાકત કદાચ માનવજાતનાં ઉપલા થરમાં કારીગરીની વસ્તુ માફક સાચવી શકાય એ ખરૂં; પરંતુ પ્રજાનું બળ, પ્રજાનું સાચું જીવન, પ્રજાનો સાચો હૃદય-ધડકાર, સામાન્યતામાં–નીચલા થરમાં–રહેલાં છે. પૃથ્વીના ગર્ભમાં દાટેલો અગ્નિ ઉપલા થરમાં આવીને અગ્નિ મટી જાય છે. સાચો અગ્નિ તો જ્વાલામુખીની કંદરામાં છુપાયલો પડ્યો છે. સારૂં વાતાવરણ, સારી ખુરશી, સારૂં મેજ, કલામય કલમ, ફૂલદાની, બગીચો અને થોડી થોડી ક્ષણે વિક્ષેપ ન સહી શકતી પૂર્ણ શાંતિ જ્યારે કોઇ લેખક કે સાહિત્યકાર માગે છે ત્યારે મને લાગે છે કે એ સાહિત્યકાર જનતાથી દૂર જતો રહ્યો. એના જ બાગમાં કામ કરતા માળી કે કોશિયાના જીવનમાં જે લડત, જે વીરત્વ, જે સમાધાન કે જે નિરાશા રહેલાં છે તેનો અલ્પ અનુભવ પણ એવા સાહિત્યકારને થતો નથી. દેવની માફક એ સાક્ષર માનવીથી દૂર ચાલ્યો ગયો છે. અને માનવીથી દૂર ખસતા દેવનો પણ માનવીને શો ખપ છે ?

સાહિત્યકારો પણ માનવીઓ બને, માનવતા માટેનું સાહિત્ય ઉપજાવે, માનવતાને એક ડગલું આગળ ભરાવે એવું માનસ ઘડે ત્યારે જ સાહિત્ય અને સાહિત્યકાર સમાજને ખપનો રહી શકે છે. સાહિત્યના અહંભાવમાં, કે સાહિત્યના લાડમાં વિચિત્રતા, ઉગ્રતા, ફાંટાબાજપણું વધવા દઈ સાહિત્યકાર માનવતાથી જુદો તરી આવવા મથે એટલે સમાજને એનો ખપ મટતો જાય છે અને સમાજ એનાં

ઠઠ્ઠાચિત્રો ચીતરવા માંડે છે. એની ચબરાકી, એમાંથી ઊપજતું વેવલાપણું, અતિગાંભીર્ય, અને તેમાંથી જાગતી ચાંપલાશ કે દોઢડાહ્યાપણું, અતિ મહત્વ અને અતિઅહમ્‌માંથી ઊપજતું આત્મભોગ અને આત્મબલિદાનનું સતત મિથ્યાભિમાન અને તેના પરિણામે ઊપજતી જીભની, સ્વભાવની અને વર્તનની ખારાશ, ખાટાશ અને તીખાશ સાહિત્યસર્જકોમાં પ્રવેશ પામી તેમને અમાનવ બનાવી તેમની શક્તિનો ધ્વંસ કરે છે.

આ સર્વ સાહિત્યદોષ સામાન્ય માનવતાથી આઘા ખસવાના પોતાના માની લીધેલા અધિકારમાંથી ઉત્પન્ન થાય છે. સતત ભોગ બનવા માગતા અસહ્ય સાહિત્યકારને જનતા અંતે તો કહે છે જ : ‘ભાઈ તમને લખવાનું કહ્યું હતું કોણે?’ જનતા સાહિત્ય ઝીલતી નથી. જનતા સાહિત્ય વાંચતી નથી. સમાજ સાહિત્ય લેતું નથી. એ બધી ફરિયાદો સાચી મનાતી હોય તો યે તેમાંથી એક ધ્વનિ તો નીકળે જ છે કે જનતા વાંચી, વિચારી, ઝીલી ન શકે એવું લખવાની કાંઈ જરૂર ખરી?

૬

રખે કોઈ એમ ધારે કે હું સાહિત્યને નીચી કક્ષાએ ઉતારવા માગું છું, ગ્રામ્ય બનાવવા માગું છું, અગર નિર્માલ્ય કલારહિત, નીચે ઉતારનારૂં ભ્રષ્ટ સાહિત્ય ઉપજાવવાની તરફદારી કરૂં છું. હિન્દનું, હિન્દની માન્યતાનું અને હિન્દના સાહિત્યકારોનું એક મહાદુર્ભાગ્ય એ છે કે પરાધીન હિન્દની સંસ્કારલક્ષ્મી જનતામાંથી શોષાઈ ગઈ છે. સોએ દશ ભણેલાઓ સ્વાર્થી બની, સંસ્કાર અને સંસારનાં પરદેશી ચાટણ ચાટી સંતુષ્ટ, અર્ધસંતુષ્ટ રહે છે, અને ચાળીસમાંથી ત્રીસ કરોડ અભણો તરફ કોઈની નજર જ પડતી નથી. સંસ્કારપ્રચારની જૂની પ્રથાઓ બળહીન થતી ચાલી છે એટલે શિક્ષણરહિત હિન્દ સંસ્કાર-હીનતા જ અનુભવે છે. દસ ટકા ભણેલાઓમાંથી પા ટકા જેટલા વિદ્વત્તામાં પડેલા સાક્ષરોને જ્યારે ગાંધીજી કહે છે કે કોશિયા સમજે અને આનંદે એવું કાવ્ય રચો ત્યારે એ વર્ગ અને આખો ભણેલો વર્ગ એમાં ઘેલછા માની ગાંધીજીને હસે છે. સુંદર કવિતા લખવી, સુંદર નવલકથા સર્જવી એ સારૂં છે. પરંતુ વધારે સારૂં તો એ છે કે કાવ્ય, વિવેચન કે નવલકથા સમજી શકે એવું માનસ

વ્યાપક બનાવવું. પ્રૌઢ શિક્ષણના પતનમાં કોઇ ગુર્જર સાક્ષર પડયો જાણ્યો નથી. અને પછી એ ફરિયાદ કરે છે કે મને કોઇ વાંચતું નથી !

અવ્યવસ્થિત ઢબે વિકસતું, અનિયંત્રિત ઢબે ફેલાતું, ઉદ્દેશરહિત સાહિત્ય પણ જ્યારે પ્રબળ માનવશક્તિ બની શકે છે ત્યારે એ જ સાહિત્ય વ્યવસ્થિત, ઉદ્દેશભર્યું અને સંગઠિત બને તો એની અસર શતગુણ નહીં, હજારગુણ નહીં પણ લાખગુણ થવાની છે. ગેય, અને ઉચ્ચારણસામર્થ્યવાળી કવિતા, માનવમાનસના પૃથક્કરણ અને માનવ પ્રસંગોનાં ચિત્રણ ચીતરતી નવલકથા, કલાસમૂહની કલગી સરખું નાટક, અમૃત વરસતી વાદળી સરખી નવલિકા અને સમૂહનૃત્યના આનંદની હેલીનો સતત અનુભવ કરાવતો રાસ આપણા ગુજરાતે વિકસાવ્યાં છે. એ મહાન કલા-સાહિત્યપ્રકારો સાહિત્યશોખીનોમાં કેટકેટલાં સુગમ પરિવર્તનો કરી રહ્યા છે તેનો આપણે અનુભવ કરીએ છીએ. એ કલા-સામગ્રી સાથે આપણે આપણા જનતાજનાર્દન પાસે શું નહિ જઇએ ? જ્યારે વિરાટ જાગે છે ત્યારે તે સમુદ્રને શોષી નાખે છે, હિમાલયને હલાવી નાખે છે અને પૃથ્વીને કંપાવી નાખે છે. વિરાટની મહા-શક્તિનો સ્પર્શ આપણે આપણા સાહિત્યદ્વારા, કલાદ્વારા શું નહીં કરીએ ? શસ્ત્રથી સજ્જેલા સંસ્કારી અને અસંસ્કારી સમૂહો વિરાટ સ્વરૂપ ધારણ કરતાં જગતમાં જહન્નમ ઊભું કરી શકે છે. એ જ સંસ્કારી કે અસંસ્કારી જનતાનાં સમૂહોમાં સાહિત્ય, ચિત્ર, સંગીત-દીધા દીપકોની જ્યોત પ્રગટાવીએ તો શું આપણને નથી લાગતું કે દોઝખ દેખી દેખી થાકી ગયેલા જગતમાં આપણે સ્વર્ગ ઉતારી શકીશું ? સમૂહને સાથમાં લીધા વિના આપણાથી એક ડગલું પણ આગળ વધાય એમ નથી. શિથિલ સમૂહ સક્રિય સાહિત્યને પણ થિજાવી દે છે. સાહિત્યને પરમ બળ તરીકે અનુભવવું હોય તો એને સમૂહસાહિત્ય જ બનાવવું પડશે. માનવ પરિવર્તનનો કીમિયો સાહિત્યમાં રહેલો છે. પરંતુ એ કીમિયો સાહિત્યકારો ભેગા મળી વાપરે અને વાપરવા દે તો જ એની સંજીવિની માનવજાતને પાઇ શકાય. સંજીવિની વ્હેંચનારા-ઓમાં જ વિરોધ પડશે તો રાહુ અને કેતુ આપણાં અમૃત પી જશે. સાહિત્યસમૂહ બળ છે, યોજનાબદ્ધ વિચારણામાંથી વધારે સામર્થ્ય મેળવી શકે એમ છે અને સાહિત્યકારો પણ સામસામે આથડી ઝંઝા-વાતો ઉપજાવતાં નિરંકુશ રાક્ષસી સત્ત્વો નહોતાં, પરસ્પરને કોટી કરી, ભેગા બેસી અરસ્પરસની જ નહીં પરંતુ સામાન્યતાની નિર્બળતાઓ

અને ખામીઓને ચલાવી લે એવા સહાનુભૂતિભર્યાં માનવીઓ કે માનવ પ્રતિનિધિઓ છે. એની સાબીતી માટે જ આ સાહિત્ય પરિષદનું અસ્તિત્વ કેમ ન હોય? ન હોય તો થવું જોઈએ.

૭

ગુર્જર સાહિત્યની યશગાથા જરૂર ગાવી જોઈએ. સાહિત્ય પરિષદ ચેતનવંત સમુદાય હોય તો તે ગુજરાતી સાહિત્યને હજી વધારે ઓપ આપી શકે એમ છે. પેરીસ કે લંડન સરખી ગુર્જર સાહિત્યની એ academy–વિદ્વદ્સમિતિ બની શકે, અને સાહિત્ય અને સાહિત્યકારોની પ્રતિષ્ઠા કરી શકે; સાહિત્યકારોને ભેગા કરે, ભેગા રાખે અને એમનાં સાહિત્યવલણોને ઓળખી તેમને જનસેવામાં વાળે; પરદેશનાં મહાસાહિત્યોને ગુજરાતમાં પધરાવે; કંઈ નહીં તો નોબેલ ઈનામો જીતનારા વિશ્વવિખ્યાત સાહિત્યકારોના ગ્રંથોને સાહિત્યમાં ઉતારે અને તેમના પરિચય કરાવે.

પ્રબળ પ્રાંતીય સાહિત્યો સાથે ગુજરાતી સાહિત્યને સંસર્ગમાં મૂકી દે અને રાષ્ટ્રીય ઐક્યનાં દ્વાર ખુલ્લાં કરે. રાષ્ટ્રીય એકતાને ખાતર ભોગ આપવો પડે તો તે પોતાનું સ્વત્વ મિટાવીને પણ આપવાની પ્રેરણા કરે અને પ્રાંતિક હરીફાઈઓને સ્થાને પ્રાંતિક સિદ્ધિઓ સમગ્ર દેશને ચરણે ધરે. સિતારના તાર સંગીત ઉપજાવવા માટે છે, કર્કશતા ઉપજાવવા માટે નહિ; રાષ્ટ્રનું વાદ્ય પ્રાંતિક સંસ્કૃતિઓ અને શિષ્ટતાઓની સંવાદભરી ગોઠવણી માગે છે, કળોની ખેંચતાણ નહીં. માનવપ્રજા પણ એવો જ અને એથી ચઢિયાતો રાષ્ટ્રસંવાદ માગે છે. વ્યક્તિગત સાહિત્યકારો વચ્ચે જ જો મેળ નહીં મળે તો સમગ્ર માનવમુરલી કયે દિવસે સુરીલી બનશે? સાહિત્યપરિષદ ગુજરાતને એ ન ભૂલવા દે કે ગુજરાત અને ગુજરાતની સંસ્કૃતિ માનવ મહાગીતની એક શ્રુતિ છે.

સાહિત્યકારો અને સાહિત્યવાંચ્છુઓને પરિષદ દોરવણી આપે. સાહિત્યશોખ વધતો જાય છે, સાહિત્યસેવામાં ઉત્સાહ આવે જાય છે અને અભિલાષાભર્યા અનેક ભાવી સાહિત્યકારો દોરવણી વગર મૂંઝાય છે. પશ્ચિમના તંત્રીઓ અને સંપાદકો નાપસંદ કરેલા લેખની સાથે એનો લેખક પસંદગી પામે એવો લેખ લખી શકે એવી અને એટલી સૂચનાઓ અને દોરવણી પણ આપે છે. આપણે ત્યાં આવી સાહિત્યદોરવણી એક

વ્યાપક બનાવવું. પ્રૌઢ શિક્ષણના પઠનમાં કોઈ ગુર્જર સાક્ષર પડ્યો જાણ્યો નથી. અને પછી એ ફરિયાદ કરે છે કે મને કોઈ વાંચતું નથી!

અવ્યવસ્થિત ઢબે વિકસતું, અનિયંત્રિત ઢબે ફેલાતું, ઉદ્દેશરહિત સાહિત્ય પણ જ્યારે પ્રબળ માનવશક્તિ બની શકે છે ત્યારે એ જ સાહિત્ય વ્યવસ્થિત, ઉદ્દેશભર્યું અને સંગઠિત બને તો એની અસર શતગુણ નહીં, હજારગુણ નહીં પણ લાખગુણ થવાની છે. ગેય, અને ઉચ્ચારણસામર્થ્યવાળી કવિતા, માનવમાનસના પૃથક્કરણ અને માનવ પ્રસંગોનાં ચિત્રણ ચીતરતી નવલકથા, કલાસમૂહની કલગી સરખું નાટક, અમૃત વરસતી વાદળી સરખી નવલિકા અને સમૂહનૃત્યના આનંદની હેલીનો સતત અનુભવ કરાવતો રાસ આપણા ગુજરાતે વિકસાવ્યાં છે. એ મહાન કલા–સાહિત્યપ્રકારો સાહિત્યશોખીનોમાં કેટકેટલાં સુગમ પરિવર્તનો કરી રહ્યા છે તેનો આપણે અનુભવ કરીએ છીએ. એ કલા-સામગ્રી સાથે આપણે આપણા જનતાજનાર્દન પાસે શું નહિ જઈએ? જ્યારે વિરાટ જાગે છે ત્યારે ને સમુદ્રને શોપી નાખે છે, હિમાલયને હલાવી નાખે છે અને પૃથ્વીને કંપાવી નાખે છે. વિરાટની મહા-શક્તિનો સ્પર્શ આપણે આપણા સાહિત્યદ્વારા, કલાદ્વારા શું નહીં કરીએ? શસ્ત્રથી સજ્જેલા સંસ્કારી અને અસંસ્કારી સમૂહો વિરાટ સ્વરૂપ ધારણ કરતાં જગતમાં જહન્નમ ઊભું કરી શકે છે. એ જ સંસ્કારી કે અસંસ્કારી જનતાનાં સમૂહોમાં સાહિત્ય, ચિત્ર, સંગીત-દીધા દીપકોની જ્યોત પ્રગટાવીએ તો શું આપણને નથી લાગતું કે દોઝખ દેખી દેખી થાકી ગયેલા જગતમાં આપણે સ્વર્ગ ઉતારી શકીશું? સમૂહને સાથમાં લીધા વિના આપણાથી એક ડગલું પણ આગળ વધાય એમ નથી. શિથિલ સમૂહ સક્રિય સાહિત્યને પણ થિજાવી દે છે. સાહિત્યને પરમ બળ તરીકે અનુભવવું હોય તો એને સમૂહસાહિત્ય જ બનાવવું પડશે. માનવ પરિવર્તનનો કીમિયો સાહિત્યમાં રહેલો છે. પરંતુ એ કીમિયો સાહિત્યકારો ભેગા મળી વાપરે અને વાપરવા દે તો જ એની સંજીવિની માનવજાતને પાઈ શકાય. સંજીવિની વ્હેંચનારા-ઓમાં જ વિરોધ પડશે તો રાહુ અને કેતુ આપણાં અમૃત પી જશે. સાહિત્યસમૂહ બળ છે, યોજનાબદ્ધ વિચારણામાંથી વધારે સામર્થ્ય મેળવી શકે એમ છે અને સાહિત્યકારો પણ સામસામે આથડી ઝંઝા-વાતો ઉપજાવતાં નિરકુંશ રાક્ષસી સત્ત્વો નહોતાં, પરસ્પરને કોટી કરી, ભેગા બેસી અરસ્પરસની જ નહીં પરંતુ સામાન્યતાની નિર્બળતાઓ

અને ખામીઓને ચલાવી લે એવા સહાનુભૂતિભર્યા માનવીઓ કે માનવ પ્રતિનિધિઓ છે. એની સાબીતી માટે જ આ સાહિત્ય પરિષદનું અસ્તિત્વ કેમ ન હોય? ન હોય તો થવું જોઈએ.

૭

ગુર્જર સાહિત્યની યશગાથા જરૂર ગાવી જોઈએ. સાહિત્ય પરિષદ ચેતનવંત સમુદાય હોય તો તે ગુજરાતી સાહિત્યને હજી વધારે ઓપ આપી શકે એમ છે. પેરીસ કે લંડન સરખી ગુર્જર સાહિત્યની એ academy–વિદ્વદ્સમિતિ બની શકે, અને સાહિત્ય અને સાહિત્યકારોની પ્રતિષ્ઠા કરી શકે; સાહિત્યકારોને ભેગા કરે, ભેગા રાખે અને એમનાં સાહિત્યવલણોને ઓળખી તેમને જનસેવામાં વાળે; પરદેશનાં મહા-સાહિત્યોને ગુજરાતમાં પધરાવે; કંઈ નહીં તો નોબેલ ઇનામો જીતનારા વિશ્વવિખ્યાત સાહિત્યકારોના ગ્રંથોને સાહિત્યમાં ઉતારે અને તેમનો પરિચય કરાવે.

પ્રબળ પ્રાંતીય સાહિત્યો સાથે ગુજરાતી સાહિત્યને સંસર્ગમાં મૂકી દે અને રાષ્ટ્રીય ઐક્યનાં દ્વાર ખુલ્લાં કરે. રાષ્ટ્રીય એકતાને ખાતર ભોગ આપવો પડે તો તે પોતાનું સ્વત્વ મિટાવીને પણ આપવાની પ્રેરણા કરે અને પ્રાંતિક હરીફાઈઓને સ્થાને પ્રાંતિક સિદ્ધિઓ સમગ્ર દેશને ચરણે ધરે. સિતારના તાર સંગીત ઉપજાવવા માટે છે, કર્કશતા ઉપ-જાવવા માટે નહિ; રાષ્ટ્રનું વાદ્ય પ્રાંતિક સંસ્કૃતિઓ અને શિષ્ટતાઓની સંવાદભરી ગોઠવણી માગે છે, કળોની ખેંચતાણ નહીં. માનવપ્રજા પણ એવો જ અને એથી ચઢિયાતો રાષ્ટ્રસંવાદ માગે છે. વ્યક્તિગત સાહિત્ય-કારો વચ્ચે જ જો મેળ નહીં મળે તો સમગ્ર માનવમુરલી કયે દિવસે સુરીલી બનશે? સાહિત્યપરિષદ ગુજરાતને એ ન ભૂલવા દે કે ગુજ-રાત અને ગુજરાતની સંસ્કૃતિ માનવ મહાગીતની એક શ્રુતિ છે.

સાહિત્યકારો અને સાહિત્યવાંચ્છુઓને પરિષદ દોરવણી આપે. સાહિત્યશોખ વધતો જાય છે, સાહિત્યસેવામાં ઉત્સાહ આવે જાય છે અને અભિલાષાભર્યા અનેક ભાવી સાહિત્યકારો દોરવણી વગર મૂંઝાય છે. પશ્ચિમનાં તંત્રીઓ અને સંપાદકો નાપસંદ કરેલા લેખની સાથે એનો લેખક પસંદગી પામે એવો લેખ લખી શકે એવી અને એટલી સૂચનાઓ અને દોરવણી પણ આપે છે. આપણે ત્યાં આવી સાહિત્યદોરવણી એક

નાટું સેવાકાર્ય બની રહે એમ છે. સાહિત્ય પરિષદને વળગીને આ કાર્ય વધારે સારું બની શકે એમ છે.

સ્થળે સ્થળે જાગતાં સાહિત્યસંગઠનો અને મંડળોને પરિષદ અપનાવી લે અને અન્ય કલાકેન્દ્રો સાથે જીવંત સંબંધ બાંધે.

સાથે સાથે નેવું ટકા અભણ અને અસંસ્કૃત ગણાતી જનતાને એક ક્ષણ પણ પરિષદ ન વીસરે. સાચું જીવન અંધોળ કરી જુદી પંગત પાડી બેઠેલા શિક્ષિત વર્ગમાં નથી. ઝડપથી સર્વાંગે પતિત બનતો એ શિક્ષિત વર્ગ સમુદાયથી અળગો રહેશે તો આપોઆપ તે પોતાનું કેદખાનું ઊભું કરશે. સાચી માનવતા ત્યારે જ જામશે કે જ્યારે માનવસમુદાય આખો સાહિત્યસંજીવની ચાખશે.

શોધખોળ, વિદ્વતા, સાક્ષરત્તા, પાંડિત્ય એ સઘળું જરૂરનું છે અને સાહિત્ય પરિષદ તેના વિકાસને પણ હાથમાં જરૂર લે. સાથે સાથે એટલું એ ન ભૂલે કે સઘળું પાંડિત્ય સમૂહને જ ત્રાજવે અંતે તોળાવાનું છે.

૮

એક રશિયન લેખકનું વાક્ય છે: "The word arose out of rhythm of Toil" શ્રમના લય અને સંવાદમાંથી શબ્દ જન્મ્યો. આપણે એક કરોડ ગુજરાતીઓ. આપણે સૌ ગુજરાતીઓ શબ્દ નહીં સર્જીએ તો ચાલશે. આપણે સહુ શ્રમ સર્જીશું, શ્રમને સામ સામે ખેંચવાને બદલે એક સમગ્રદર્શી ઉન્નતિક્રમનાં સૂર અને લયમાં તે જ શ્રમને ગોઠવી દઈશું તો આપોઆપ આપણા સમૂહશ્રમમાંથી એક એવી શબ્દાવલી ઊઠશે કે જે ગુજરાતને, હિન્દને. સમગ્ર માનવજાતને એક ભવ્ય સંવાદભરી ગતિમાં મૂકી દેશે. આજે આપણે એકાદ ન્હાનાલાલથી રાજી થઈએ છીએ, એકાદ ખબરદારમાં અભિમાન લઈએ છીએ, એકાદ મુનશીને જોઈ રાચીએ છીએ, એકાદ મેઘાણી એકાદ ધૂમકેતુ, એકાદ જ્યોતીન્દ્રને નિહાળી આપણે હર્ષમાં આવી જઈએ છીએ. એ અને એ સિવાયના બીજા આપણા માનીતા સાહિત્યકારો, વિદ્વાનો અને અભ્યાસીઓ આપણું મોંઘું ધન છે, અને ઉદાર ગુજરાત એની જેટલી કદર કરે એટલું ઓછું છે. ગુજરાતની કદરદાની તો એટલી બધી વિશાટ છે કે તે મોટે ભાગે ગુજરાતની વિભૂતિઓને વિસારે પાડીને પણ અન્યપ્રાંતીય વિભૂતિઓની જ ચમકમાં રાચે છે. ટાગોર કે રાધાકૃષ્ણન વગર આપણા શારદોત્સવો

પણ અધૂરા અને પાંગળા લાગે એવી માન્યતા સુધીની ઉદારતા ગુજરાત સેવે છે, અને ઉદારતાનો અવધિ તો મેં ત્યારે નિહાળ્યો કે જ્યારે ટાગોરની ગેરહાજરીની ક્ષણોમાં પરિષદની સભામાં પણ હાજરી ન આપવી એવો સુખી અને સુશિક્ષિત ભાઈબ્હેનોએ અમદાવાદમાં નિશ્ચય સેવેલો મેં જોયો. સાથે સાથે હું ઈચ્છું છું કે એ ઉદારતા આપણે જરાય સંકુચિત ન કરીએ, એટલું જ નહીં, પરંતુ નાનાલાલ મોટા કે ખબરદાર, મુનશી મોટા કે બળવંતરાય, ધૂમકેતુ ઊંચા કે રામનારાયણ. સુંદરમ્ સુંદર કે ઉમાશંકર, આવા પ્રશ્નોને ગંભીર ન બનાવતાં માત્ર નાનકડી રમત માટે જ રાખીએ. રમતમાંથી પણ વાણીશૂરા ગુજરાતીઓ લઢી પડીએ એવો સંભવ છે અને ગુજરાતની ઉદારતા એવી કંજુસ તો ન બને કે આંગળીને વેઢે ગણી કાઢાય એટલા સાહિત્યકારોથી સદાય સંતુષ્ટ રહે એટલું જ નહીં પણ તેને માટે ઘર્ષણો ઊભાં કરે. પરાધીન દેશમાં કોણ મોટું છે? પરાધીનતાની બેડી તોડવાનો નિશ્ચય કરી પંચાગ્નિ પ્રગટાવી બેઠેલા ગુજરાતના તપસ્વી વિના મને તો સર્વત્ર વામનો જ દેખાય છે. આંગળ બે આંગળ ફેર ભલે હોય.

પંચાગ્નિની વાત કરતાં મને ક્રાઇસ્ટની એક વાત યાદ આવે છે. બારબાર વર્ષ સુધી ઇશ્વરને શોધવા મથન કરી ચૂકેલો એક માનવ ઇસુની પાસે ક્રોધભર્યો આવ્યો અને કહેવા લાગ્યો :

'હરામખોર, તેં કહ્યું કે માગો અને તે મળશે, ઠોકો અને તે ઊઘડશે. હું ઇશ્વરને જોવા માંગું છું. બારબાર વર્ષ મથ્યો પરંતુ ઇશ્વર મને દેખા દેતો નથી. એટલે તે જૂઠો છે. મારાં બાર વર્ષ તારે લીધે એળે ગયાં.

ઇસુએ સ્મિત કર્યું અને કહ્યું:-

"અરે, પિતા તને ન દેખાયા? ચાલ, ચાલ, તને પ્રભુ એક ક્ષણમાં દેખાડું."

તેનો હાથ પકડી જાણે ઇશ્વર મળવાના હોય તેમ પેલા નારાજ માણસને ખેંચી ઇસુ તેને પાસેના એક કુંડ આગળ લઇ ગયો અને અત્યંત બળથી તેણે પેલા માણસને પાણીમાં ઝબકોળી ડુબકી ખવરાવી.

ગુંગળાતા માણસે સ્વાભાવિક રીતે તરફડિયાં માર્યાં. ઇસુએ તેને છોડયો ન.ી. ગુંગળાયલા માનવીનાં તરફડિયાં ખૂબ વધ્યાં અને અ

ગુંગળામણ અસહ્ય થતાં તેના દેહમાં એટલો વેગ આવ્યો કે ઇસુના બળથી પણ પર થઇ તે માણસ પાણીની ઉપર આવ્યો અને ગુંગળામણ મટતાં ક્રોધાવેશમાં ઇસુને બેચાર તમાચા લગાવી ગાળો દઇ તેણે પૂછ્યું:

"લુચ્ચા, મને આમ ઇશ્વર દેખાડતો હતો !"

દર્દ અને સ્મિતની સતત તડકીછાંયડીઓ પાડતા ઇસુના મુખ ઉપર ફરી સ્મિત આવ્યું. ઇસુએ કહ્યું:

"બેશક, આજ રીતે ઇશ્વર દેખાય. તારાં બારે વર્ષમાં તને ઇશ્વર માટે કદી આવી ગુંગળામણ થયેલી છે?"

શબ્દબ્રહ્મ પણ આવી ગુંગળામણ પછી જ જડે છે. ન્હાનાલાલની આપણે મુખે રમતી સાખી, ધૂમકેતુના "ભૈયાદાદા," ચંદ્રવદનની "આગગાડી" કે ત્રિભુવન વ્યાસનું "બાળ સ્વરૂપ"—એના સર્જન પહેલાં જગતના ઊંડા વાસ્તવમાં કેટકેટલી ડુબકીઓ એ કલાકારોએ ખાધી હશે તેનો ખ્યાલ એવા પ્રયત્નો કર્યા સિવાય આવવો મુશ્કેલ છે. સાહિત્યશૉખીનો, સાહિત્યના મહત્ત્વાકાંક્ષીઓ, સાહિત્યની ફૂલકણીઓ ઉરાડનારાઓ રખે એમ માને કે સાહિત્ય એ માત્ર રમત છે. સાહિત્યની પાછળ—ખૂબ સરળ સાહિત્યની પાછળ પણ ભારે તપશ્ચર્યા રહેલી છે, ભારે તૈયારી રહેલી છે.

શબ્દનું શ્રમથી સર્જન છે. સાહિત્યનું શ્રમની ડુબકીઓમાંથી સર્જન છે. પણ એ કોનો શ્રમ? સરળતાથી ભણી, ઝડપથી કાયમી આવક મેળવનાર શિક્ષિતોનો? બંગલાઓ, નોકરો અને મોટરકારની કતારો ઊભી કરી મજૂરોના પગારમાં પાઇનો વધારો કરી—કે ન કરી-હાતિમ તાઇની ઉદારતા અનુભવતા વ્યાપારીઓ કે શાહસોદાગરોનો? ધનના ઢગલાઓ ભેગા કર્યા પછી બીજી કંઇ પણ સૂઝ ન પડતાં દેશસેવાની ઝમકમાં થોડો આનંદ લેતા વકીલો, ડોકટરો કે જમીનદારોનો? કાઉન્સીલ, મ્યુનીસીપાલીટી કે પંચાયતમાં દેશસેવાને નામે પ્રવેશ પામી એ માયાજાળ છોડવાનો પ્રસંગ આવતાં રૂદન કરી મૂકતા આપણા નેતાઓનો? કે લોકો પુસ્તકો વાંચતા નથી, ઉચ્ચ સાહિત્યમાં લોકોને ગતાગમ નથી, પ્રકાશકો અમારું ધનશોષણ કરે છે એવી સતત કિકિયારી પાડનારા સાહિત્યકારોનો?

શ્રમજીવન આપણી આસપાસ વેરાયેલું છે. એના અનેક પ્રશ્નો માત્ર દયા માટે નહીં, સહાનુભૂતિ માટે નહીં પણ સમજ માટે

ઉકેલ માટે ચારે પાસ વેરાયલા પડ્યા છે. શ્રમજીવનમાં પણ દેહ છે, મન છે, ઊર્મિ છે અને માનીએ તો આત્મા પણ છે. સાહિત્યકાર શ્રમજીવી સૌંદર્યવાદની ખાંધ ઉપર ચડેલો જીન-રાક્ષસ બનશે કે એની સાથે હાથ મિલાવી સમય, સગવડ અને સાધન આપી એને નૃત્યમાં દોરતો એનો સાચો મિત્ર બનશે?

થોડા સંવાદભર્યા શ્રમથી આપણે આપણને યશસ્વી બનાવે એવું ગુર્જર સાહિત્ય સર્જ્યું છે. એ સંવાદભર્યા શ્રમમાં આખું ગુજરાત ભેગું ભળે તો? એક ન્હાનાલાલ નહીં, એક બળવંતરાય નહીં, એક મુનશી નહીં, એક ઝવેરી નહીં પરંતુ એવા અનેક સાહિત્ય-હીરાઓનો ભંડાર આપણા ગુજરાતમાં આપણે ઉપજાવીશું. સાચી સમૃદ્ધિ એ કે જે વાપરતાં વધે. સાહિત્ય એવી સમૃદ્ધિ છે. ગુજરાત એનું રક્ષણ અને સંવર્ધન કરે. ગુજરાતી સાહિત્યમાં એકલા સાહિત્યકારોનો નહીં પરંતુ સમગ્ર ગુર્જર જનતાનો ભાગ છે. જનતા વગર સાહિત્ય નથી અને સાહિત્યકારે નથી.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અંધેરી

# ગુજરાતમાં ભાષાશાસ્ત્રનો અભ્યાસ અને આનુષંગી પ્રશ્નો

વ્યાખ્યાતા : પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
પ્રમુખ, ભાષાશાસ્ત્ર વિભાગ.

આ સ્થાન મને આપવા માટે પરિષદના સંચાલકોનો આભાર માનું છું.

આપણા દેશમાં ભાષાઓના તુલનાત્મક અભ્યાસ માટે અદ્ભુત ક્ષેત્ર છે. અને પ્રાચીન સમયથી એ વાત સમજાઇ હોય એમ વિનયનની, સંસ્કારની ભાષા અને લોકભાષા કે બોલીની સાથેસાથ પરીક્ષા આપણા વૈયાકરણો કરતા આવ્યા છે. પ્રાચીન સમયમાં યાસ્ક અને પાણિનિને કે પ્રાકૃત યુગમાં હેમચન્દ્રને જે સમજાયું તે અર્વાચીન યુગમાં બીમ્સ ગ્રિયર્સન ભાણ્ડારકરને પાશ્ચાત્ય ભાષાઓના અભ્યાસથી વિશેષ રહસ્યપૂર્વક અને પાકું સમજાયું; અને ગુજરાત ગૌરવ લઈ શકે કે વિશાળ અને અખૂટ ધીરજ માગતા શાસ્ત્રીય અભ્યાસમાં, શાસ્ત્રીય કલ્પનામાં અને શુદ્ધ નિર્ણયો બાંધવામાં બીમ્સ ગ્રિયર્સન આદિ ભાષાશાસ્ત્રીઓની હરોળમાં સગૌરવ બેસી શકે એવા પંડિતો કેશવલાલ અને નરસિંહરાવ તેણે આપ્યા છે. અને આજે તેમને પગલે ચાલી ભાષાશાસ્ત્રી લેખે આગળ પડેલા ચતુરભાઈ પટેલ, કેશવરામ શાસ્ત્રી અને મધુસૂદન મોદી છે. પંડિત બેચરદાસ જેવા અગ્રગણ્ય પ્રાકૃતવિદની સેવા પણ ગુજરાતને મળી છે.

(૧)

મુખ્યત્વે કેશવલાલ અને નરસિંહરાવના પ્રયત્નથી આપણી ભાષાના વર્ણ અને ઉચ્ચારોનો વિચાર લગભગ સંપૂર્ણ થઇ, નિશ્ચિત નિર્ણયો આવી ગયા છે. દ્રુત અ, વિવૃત અર્ધવિવૃત અને સંવૃત એ ઓ, શુદ્ધ અને કોમલ અનુસ્વાર, લઘુપ્રયત્ન ય અને વ, ઔરસ્ય અને કણ્ઠ્ય હ, મૂર્ધન્ય સાથે મૂર્ધન્યતર ડ અને ઢ, તાલવ્ય સાથે ઉપતાલવ્ય ચ, છ, જ, ઝ, વગેરે વિશેષતાઓનો સ્વીકાર થઈ ગયો છે. ઉષ્માક્ષરો સ અને શ

ગુજરાતીમાં છે, તાલવ્ય श કદાચ પાછળથી પણ શુદ્ધ રૂપમાં પ્રવેશ્યો છે, પણ મૂર્ધન્ય ष અને હ્રસ્વ દીર્ઘ મૂર્ધન્ય દંત્ય સ્વર– ऋ ॠ ऌ ॡ – આપણે ખોયા છે. બોલીમાં લુપ્ત થયેલા ऋકાર અને षકાર આપણે જેમતેમ બોલીએ છીએ, લિપિમાં તત્સમ શબ્દોમાં બતાવીએ છીએ, પણ તે તો પંડિત કેશવલાલ કહે છે તેમ ચિત્રામણનાં મેનાપોપટ છે. પરસંસ્કારના મહેમાન તરીકે આવેલા ઉચ્ચારો પણ ઘર માનીને રહી પડવા માંડ્યા છે. ફારસી અરબી ख નાં કણ્ઠ્યતર કણ્ઠ્યતમ ફારસી કે અંગ્રેજી division જેવા શબ્દમાંના झ નો श–झ જેવો કંઈક મૂર્ધન્ય ઉચ્ચાર, અંગ્રેજી the, thatમાંનો द અને ध વચ્ચેનો મેળો દન્ત્ય ध, અને father જેવા શબ્દનો ઓષ્ઠ્યતર फ આક્રમણ કરવા લાગે છે. તેથી એ વિશે સાવચેત રહેવાની જરૂર છે. વળી જોડણી કોશના સંપાદકોને વિનંતિ કરીશું કે વિવૃત ॲ–ऑ તેઓ કોશમાં સ્પષ્ટ બતાવે શાળાઓમાં પણ લઘુપ્રયત્ન ह, શુદ્ધ અને કોમલ અનુસ્વાર, વિવૃત અર્ધવિવૃત અને સંવૃત ॲ–ऑ વગેરેના ઉચ્ચારો વિદ્યાર્થીઓએ સ્પષ્ટ કરવા જોઈએ.

આપણી ભાષામાંના શબ્દોની સામાન્ય અર્થમાં માત્રા નક્કી કરી છે, પણ તેમાંનું વિવિધ પ્રયત્નતત્ત્વ પૂરેપૂરું વિચાર્યું નથી. તેથી ગદ્યશૈલીના લયોનો તેમજ નાનાલાલનો અપદ્યાગદ્યનો પણ શાસ્ત્રીય વિચાર આપણે કરી શકતા નથી. અપદ્યાગદ્યનાં સૌન્દર્યનું ગૂઢ તત્ત્વ પ્રયત્ન અને સ્વરિતત્વની યોજના હશે; નંદશંકર, મણિલાલ, ગોવર્ધનરામ વગેરેની શૈલીઓનું સૌન્દર્ય ગુજરાતીમાં પ્રવર્તતા પ્રયત્નતત્ત્વના નિર્ણયો તારવ્યા વગર પૂરું પ્રગટ થશે નહીં. આ પ્રયત્નતત્ત્વના પૂરા શોધ વગર શ્રી. ખબરદારની પ્રયત્નમેળ રચનાઓ આપણે અપનાવી શકીશું નહીં, તેમાંથી લયમાધુર્યનો આહ્લાદ પણ પામીશું નહીં. ખબરદારે–'કલિકા' ને જોડેલા નિબંધમાં ગુજરાતી પ્રયત્નનો વિચાર કર્યો છે. તે પરત્વે પહેલી વાત એ કે ગુજરામાં શાન્ત अ નથી, દ્રુત अ છે, જે કવિતારચનામાં એક માત્રાનો થાય છે, ને તે સ્થિતિમાં વિચિત્ર લાગતો નથી. ગુજરાતી સાપ અને અંગ્રેજી hop प નો ઉચ્ચાર સરખો નથી. કદાચ સરખો માનીએ તોપણ પ્રત્યયો સાથે સાપ કદી સાપ્ બોલાતો નથી. સાપથી સાપમાં; સાપ્થી સાપ્માં નહિ. અને આ अ જે સાવ અસ્વરિત નથી તેનો સંસ્કાર સ્મૃતિમાં રહેવાથી સાપ આપણા કાનને સાપ્ લાગતો નથી. ધાતુઓમાં પણ અલ્પસ્વરિત अ નો સંસ્કાર રહે છે, દા. ત. कापમાંના

પમાં કાપવું ના પને: અંગ્રેજી ભાષામાં વિભક્તિઓ બતાવનાર શબ્દો પ્રધાનપણે છૂટા હોવાથી તેમાં શબ્દનું સ્વરૂપ તેનું તે જ કાયમ રહે છે અને સ્વરિતતાના સંસ્કારનો પ્રશ્ન રહેતો નથી. વળી નામોમાં અપભ્રંશમાં પ્રથમા એકવચનમાં उ હતો તે ગુજરાતીમાં अ થયો છે, અને ધાતુઓમાં આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચનના इનો ગુજરાતીમાં अ થયો છે; એટલે સાપમાં અને ચાલમાં શબ્દાન્તે અપભ્રંશ उ અને इનો સંસ્કાર રહેલો જ છે.

૧. આપણી ભાષામાં સ્વરભાર છે પણ તે ભારે સ્વરભાર નથી. એ સ્વરભાર એક પ્રકારનો નથી. શબ્દારંભે વજનરૂપ કે પ્રયત્નરૂપ છે, અનારંભે ઘણુંખરું અલ્પારોહરૂપ હોય છે. તેથી એ નિર્બળ અને વિજાતીય બીજ ઉપર લયના આકારો બહુ શક્ય લાગતા નથી; અર્થાત્ અંગ્રેજી કે બંગાળી જેવી પદ્યરચનાઓ ગુજરાતીમાં કાંઇક ભાષાના સ્વભાવની વિરુદ્ધ ને કૃત્રિમ લાગવાની. તથાપિ આ દિશામાં પ્રયોગો જ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરી શકે કે નવી રુચિ કેળવી શકે. પ્રયોગોનો શિષ્ટજનથી સ્વીકાર-અસ્વીકાર જ છેવટનો નિર્ણય ગણાય. તેથી પ્રયત્નમેળ રચનાઓ તથા પ્રયોગોને હું આવકારું છું.

૨. સ્વરભાર વજન કે અલ્પ આરોહના રૂપનો હોય છે. વજનના રૂપનો હોય તો આપણે પ્રયત્ન કહીશું; આરોહના રૂપનાને સ્વરભાર કહીશું.

૩ આરંભે સ્વરભાર આવે તે (stress) વજનનો હોય છે.

૪. ગાનતાન ગસ્બડ જેવાં શબ્દયુગ્મો કે કલ્પાયેલા શબ્દયુગ્મો સિવાયના શબ્દોમાં અનારંભે આવતો સ્વરભાર અલ્પ આરોહનું રૂપ લે છે, અને તેને માટે સ્વરભાર શબ્દ યોગ્ય છે.

૫: અનારંભે આવતા સ્વરભારથી આરંભનો પ્રયત્ન (stress) મૃદુ થાય છે.

૬. દ્રુત અને અલ્પદ્રુત (કે અનુદાત્ત) સ્વરનો ભેદ છે. શબ્દને અંતે આવેલો अકાર દ્રુત છે, દા. ત. माणसમાં स દ્રુત છે, णा સાધારણ (normal) શ્રુતિ છે અને मा સપ્રયત્ન છે. શબ્દયુગ્મમાં ઘણી વખત પ્રત્યેક શબ્દનો અંતનો अ દ્રુત છે; દા. ત. घरकाम कच पच गान् तान्.

૭. અસ્વરિત અને અનન્ત અ દ્રુત નહીં પણ અલ્પદ્રુત છે. लखवुं, कूतरो માં મધ્યવર્તી अ દ્રુત નથી પણ અલ્પદ્રુત કે અનુદાત્ત છે. તે સ્વરને ઉચ્ચારમાં તેની પછીની સાધારણ શ્રુતિ માટે કે સ્વરિત શ્રુતિ માટે તૈયારી કરવી પડે છે.

૮. ત્રિસ્વરી શબ્દમાં પ્રયત્ન એક જ હોય છે, બીજી પૂર્ણશ્રુતિઓને સપ્રયત્ન ગણવાની જરૂર નથી. लखवु માં ल સપ્રયત્ન છે, પણ वुं માત્ર પૂર્ણ શ્રુતિ છે. चपट માં प સપ્રયત્ન છે અને च પૂર્ણ શ્રુતિ છે. कुमार માં मा સ્વરિત છે અને कु પૂર્ણ શ્રુતિ છે.

૯. ચારવર્ણી કે પાંચવર્ણી શબ્દમાં બે પ્રયત્ન હોય છે: પ્રથમ શ્રુતિ પરનો તે પ્રયત્ન અને બીજો કોઇ **દીર્ઘ** શ્રુતિ પરનો તે સ્વરભાર. गुजरात માં गु સપ્રયત્ન અને रा સ્વરિત, ज અલ્પદ્રુત અને त દ્રુત શ્રુતિઓ છે. खिवडाववुं માં खि સપ્રયત્ન અને डा સ્વરિત છે; वुं પૂર્ણશ્રુતિ છે, બે व અલ્પદ્રુત છે.

(૨)

યુરોપી ભાષાશાસ્ત્રીઓ ઉપરાંત નરસિંહરાવ, કેશવલાલ અને ચતુરભાઈ પટેલના પ્રયત્નોથી ગુજરાતી ભાષામાંની રૂપરચનાની ઐતિહાસિક આલોચના થઈ ગઈ છે. નરસિંહરાવે ગુજરાતી વિભક્તિઓની વ્યસ્તતા–સમસ્તતા વિશે જે લાંબી ચર્ચા કરી છે તે સફળ થઈ નથી અને બહુ ઉપયોગી પણ લાગતી નથી. "સમસ્ત પ્રત્યય જે શબ્દને જોડાય તેના અન્ત્ય ભાગમાં રૂપાન્તર કરવાનું **સામર્થ્ય** તેનામાં હોવું જોઈએ, સામર્થ્ય હોય તેટલું જ બસ; કોઇ પ્રસંગે તે કાર્ય ના થતું હોય તો બાધ નહિ." આ વ્યાખ્યા પ્રમાણે ગુજરાતીમાંની નામને લાગનારી વિભક્તિઓ સમસ્ત રૂપની છે, અને ક્રિયાપદોમાં રૂપો બંને પ્રકારનાં છે, આ બધી ચર્ચામાં સમસ્તતા કે વ્યસ્તતાની વ્યાખ્યા બાંધવામાં ખાસ મહત્તા નથી; પ્રત્યયો અને અનુગોના વિકાસનો ઇતિહાસ જ કામનો છે.

સ્વ૦ કમળાશંકર ત્રિવેદીએ રૂપદૃષ્ટિએ ભાષાઓના જે વિભાગો બૃહદ્ વ્યાકરણના બીજા પ્રકરણમાં પાડ્યા છે તે બરાબર નથી. ભાષાઓના મુખ્ય બે વર્ગ છે, અપ્રત્યયી અને સપ્રત્યયી. ચીની ભાષા અપ્રત્યયી અને અન્વયાધાર છે. સપ્રત્યયી એટલે વિશાળ અર્થમાં inflectional. એનસાઇક્લોપીડિયાની નવમી આવૃત્તિમાંથી નરસિંહરાવે ઉતારેલો

અભિપ્રાય યોગ્ય છે: "Any language ought to have the right to be called "inflective' that has inflexion, that is, that not merely distinguishes parts of speech and roots and stems formally from one another, but also conjugates its verbs and declines its nouns; and the name is sometimes so used." કોઇ પણ ભાષાનાં બધાં રૂપો કેવળ સમસ્ત પદ્ધતિનાં અથવા કેવળ વ્યસ્ત પદ્ધતિનાં છે એમ કહી શકાશે નહીં, તેથી નામરૂપો અને ધાતુરૂપોની સમસ્તતા–વ્યસ્તતાના મુદ્દા ઉપર ભાષાઓનું વર્ગીકરણ થઇ શકે નહીં. સપ્રત્યયી ભાષાઓમાં પ્રત્યયો છૂટા હોય, સંલગ્ન હોય, સાવ ભળી ગયા હોય કે પહેલાંના પ્રત્યયો લુપ્ત થઈ નવા આવ્યા હોય. એટલે તે તે દૃષ્ટિએ જુદા વિભાગો પાડીએ, પણ તેમાં સરળતા કરતાં ગૂંચવણ વધે છે. કમળાશંકરે સમાસાત્મિકા શબ્દ Agglutinative વિભાગ માટે વાપર્યો છે, પણ તે કરતાં સંયોગાત્મિકા શબ્દ ઉચિત છે, કેમકે તેથી પ્રત્યયાત્મિકા ભાષાઓમાં આવતી સમસ્તતા અળગી સમજી શકાય. પ્રત્યયલુપ્તા વિભાગ તદ્દન બિનજરૂરી છે.

ઓકારાન્ત અને ઉંકારાન્ત નામો વિશે એક તર્ક રજૂ કરવાનું સાહસ કરૂં છું. સંસ્કૃત अक અને अकं ઉપરથી ઓ અને ઉં ઉપજાવવામાં કૃત્રિમતા ઘણી છે સંસ્કૃત જે કોઇ પ્રદેશમાં બોલાતું હશે ત્યાં મૂળ શબ્દમાં अक અને अकं પ્રત્યયો જોડવાનો ચાલ પડી ગયો હશે એમ હું માની શકતો નથી. અપભ્રંશના નરજાતિના उ અને अउ તથા નાન્યતરજાતિના उ અને अउं, પૂર્વાધિકારી ભાષામાં **ઉચ્ચારાતાં** પ્રતિરૂપોનાં પરિણામો હોઇ શકે, અને તેમાં નિર્ણાયક તત્ત્વ બીમ્સ કહે છે તેમ પ્રયત્ન જ હશે.

પ્રાકૃતમાં અન્ત્ય શ્રુતિ પર સ્વરભાર હોય તો ओ નો અપભ્રંશમાં अउ થઇ ગુજરાતીમાં અર્ધવિવૃત ओ થયો. घडो નો घडउ અને તેમાંથી ગુજરાતી घडो. નાન્યતરજાતિમાં દા. ત. पक्कं પછી पक्कुं અને તેમાં અનુસ્વાર શુદ્ધ બોલાવાને લીધે તેમજ છેલ્લી શ્રુતિ પર પ્રયત્નને લીધે पक्कउं થઇ पाकुं રૂપ થયું. मग्गं, मग्गुं, मग्गउं, मागुं. છેલ્લી શ્રુતિ પર પ્રયત્નને અભાવે माणुसुનો माणसउ ન થતાં माणस થાય છે. તે જ રીતે અનુસ્વાર કોમળ થઇ લુપ્ત થાય અને અન્ત્ય શ્રુતિ પર પ્રયત્નનો અભાવ થતાં फलं फलुँ फलु થઈ फळ થાય છે. ગુજરાતીમાં જ્યાં

બે રૂપેના શબ્દો મળે ત્યાં મૂળમાં એક જ શબ્દનાં બે ભિન્ન ઉચ્ચારણ કલ્પવાં પડે.




## ૩

શ્રી મધુસૂદને (બીજા વિદ્વાનોએ એ વિશે પહેલાં સૂચનાએ તો કરી જ હતી) અપભ્રંશપાઠાવલીની પ્રસ્તાવનામાં સ્પષ્ટ બતાવ્યું છે કે હેમચંદ્રનું અપભ્રંશ ઉત્તર હિંદુસ્તાનની સાહિત્યભાષા બનેલું પ્રકૃષ્ટ અપભ્રંશ નથી, પણ પશ્ચિમ હિંદુસ્તાનની—ખાસ કરીને તત્કાલીન ગુજરાતની—પ્રાદેશિક બોલીની ખૂબ છાંટવાળું અપભ્રંશ છે. હેમચંદ્રે તેનું જુદું નામ પાડયું નથી, પણ આપણે તેને ગુજરાતી ભાષાની માતા તરીકે ગુર્જર અપભ્રંશ કે ગૌર્જરી અપભ્રંશ કહી શકીએ. આ ભાષામાં થોડુંઘણું પણ સાહિત્ય લખાતું થાય તેને માટે તેનો ઉદય ઈ. સ. ૯૦૦ લગભગ મૂકવો પડે. નવાં સંશોધનોથી જણાયું છે કે ગુજરાતી ભાષાની વિશિષ્ટતાઓ સાહિત્યમાં ઈ. સ. ૧૩૦૦ લગભગ જણાય છે. તો આપણે ઈ. સ. ૯૦૦ થી ઈ. સ. ૧૨૫૦ નો સમય ગૌર્જરી અપભ્રંશનો ગણી શકીએ. ઈ. સ. ૧૨૫૦ થી ૧૪૫૦ સુધી (મુગ્ધાવબોધઔક્તિક પછીનાં પચાસેક વર્ષ સુધી) જૂની ગુજરાતી, ૧૪૫૦ થી ૧૬૫૦ સુધી મધ્યકાલીન ગુજરાતી, અને ૧૬૫૦ થી અર્વાચીન ગુજરાતીનો યુગ ગણી શકાય જૂની ગુજરાતીના વિવિધ થરો તપાસવામાં શ્રી કેશવરામે શાસ્ત્રીએ અમૂલ્ય અન્વેષણ કર્યું છે.

## (૪)

અપભ્રંશ, જૂની ગુજરાતી અને મધ્ય ગુજરાતીનું સાહિત્ય મૂળ સ્વરૂપમાં સારી પેઠે પ્રગટ થતું જાય છે; જૂનું ગદ્યસાહિત્ય થોડુંથોડું બહાર પડ્યું છે અને વધારે બહાર પડશે; ગ્રિયર્સન, ટેસિટરી આદિ યુરોપી ભાષાસંશોધકોનું ગુજરાતીવિષયક અન્વેષણ ગુજરાતી ભાષામાં

અનુવાદિત થયું છે; વિદ્યાપીઠમાં ગુજરાતીને અને ગુજરાતી વિષયમાં સંશોધનને, પૂરતું નહિ તો, ઓછામાં ઓછું આવશ્યક સ્થાન મળ્યું છે; એટલે ભાષાવિજ્ઞાનમાં હવે ઉતાવળે પ્રગતિ થવાનો સંભવ છે. ભાષા-વિજ્ઞાન માટે એકાદ બીજી સંસ્કૃતોત્થ ભાષાના અભ્યાસની અનિવાર્ય આવશ્યકતા હિન્દી, હિન્દુસ્તાનીના વધતા જતા અભ્યાસથી આડકતરી રીતે પુરાઈ છે, જોકે રાષ્ટ્રભાષાના અભ્યાસ દ્વારા હિન્દીના ખોટા શબ્દપ્રયોગો—સંસાર, વિશ્વ, સભ્યતા, જાગરણ જેવા—તેના અશુદ્ધ કિંવા ભિન્ન ઉચ્ચારો, તેના રૂઢ પ્રયોગો ને લઢણો, ફારસી અરબી શબ્દોનું ભરણું ગુજરાતીમાં દાખલ થઈ જવાનો ભય મોટો છે જ. (સાહિત્ય અને સાહિત્યકાર ઉપર જે આક્રમણ થશે તે હું અહીં વિચારતો નથી.) પણ એ ભય સામે સાવચેત રહેવાની હું સૂચના આપું; રાષ્ટ્રભાષાના અભ્યાસનો વિરોધ કરું નહીં. અસ્તુ. રાષ્ટ્રભાષાના અભ્યાસથી ભાષા-વિજ્ઞાનમાં પ્રગતિનો ઘણો સંભવ છે. આ પ્રગતિ કઈ દિશામાં તાત્કા-લિક કરી શકાય?

પહેલી આવશ્યકતા વ્યુત્પત્તિદર્શક, રૂઢપ્રયોગદર્શક બૃહત્કોશની. એ કામ વિદ્યાપીઠ તરફથી થઇ રહ્યું છે એમ સાંભળ્યું છે; અને એને પંડિત બેચરદાસ જેવા વ્યુત્પત્તિવિદની સેવા મળી હશે એમ ધારું છું. આવો કોઈ પ્રયત્ન પ્રો. બલન્તરાયની સૂક્ષ્મ દૃષ્ટિ, સઘન વિદ્વતા અને વ્યાપક ભાવનાનો ઉપયોગ કરે તો ઘણું સારું. મોટા પાયા પર ભગવદ્ગોમંડલ કોશ શરૂ થયો છે, પણ એ પ્રયાસ સમર્થ પગરણ માંડવાથી આગળ વધ્યો નથી. આ બૃહત્કોશમાં સર્વ શાસ્ત્રીય વિષયોની સંસ્કૃતને આધારે ઘડેલી પરિભાષાનો સમાવેશ થવો જોઇએ.

ગુજરાતી ભાષાનો શબ્દાર્થ–પ્રક્રિયાની (Semantics) દૃષ્ટિએ હજી ઓછો વિચાર થયો છે. નરસિંહરાવે એ વિષયમાં શરૂઆત કરી, પછી ચતુરભાઇ તથા બચુભાઇ શુક્લે ઓછુંવધતું કામ એ ક્ષેત્રમાં કર્યું છે. મારા જાણવા પ્રમાણે નરસિંહરાવની અપ્રગટ નોંધોમાં ચાલુ વ્યાકરણના શોધન માટે તેમજ શબ્દાર્થપ્રક્રિયા માટે પુષ્કળ સૂચનાઓ પડી છે. એ ખ્યાલ ખરો હોય તો તે નોંધોનો હવે સત્વર ઉપયોગ થવો ઘટે.

સ્વ. કમળાશંકરનું બૃહદ્ વ્યાકરણ ગુજરાતી વ્યાકરણમાં આપણો સૌથી મહત્ત્વનો ગ્રંથ છે, પણ તેને પ્રગટ થયાં વીસઆવીસ વર્ષ થયાં. તેની કેટલીક ખામીઓ નરસિંહરાવને સાલી હતી. આ જ વ્યાકરણને શુદ્ધ કરી તદ્દન નવી આવૃત્તિ કરવા માટે સમય પાકી ગયો છે.

તેમાંનાં ભાષાશાસ્ત્રવિષયક પ્રકરણો તથા છંદ ઉપરનું પ્રકરણ નવેસરથી લખવાની જરૂર છે.

ઉપર સૂચવ્યું તેમ પરપ્રાન્તની ભાષાનો અભ્યાસ માતૃભાષાને ભયરૂપ થઈ શકે. આ વિષયમાં આપણા રાજકારણના નેતાઓ જેટલી સ્વસ્થતા હું રાખી શકતો નથી. રાજકીય કારણોથી (જે શરૂઆતમાં બહુ નજીવાં લાગ્યાં હશે) ભાષાના સ્વરૂપ અને મહત્ત્વમાં ભારે ફેરફારો થઈ ગયા છે. પશ્ચિમ રાજસ્થાનનો રાજકીય અને સામાજિક સંબંધ ગુજરાત સાથે ઓછો થયો ને પશ્ચિમ રાજસ્થાનીએ પોતાનું અલગ સ્વરૂપ પકડ્યું, અને આજે અલ્પ સાહિત્યવાળી એ ભાષા-ભાષાઓએ હિન્દીનું વર્ચસ્વ સ્વીકાર્યું છે. ગુજરાત અને રાજસ્થાન એક રાજકીય એકમ તરીકે રહી શક્યા હોત તો આ બધા પ્રદેશમાં એક જ ભાષા હોત. સિંધે. ત્યાંના આમીલોએ, તેમને આપેલી લિપિ સામે વિરોધ ના કર્યો તો આજે સિંધ સંસ્કારની દૃષ્ટિએ વિશાળ ભારતથી અળગું પડી ગયું છે આજે ત્યાં સિંધીને પૂરી અરબીજા બનાવવાનો વ્યવસ્થિત પ્રયત્ન થઈ રહ્યો છે.

ઉત્તર ગુજરાતનાં દેશી રાજ્યોનો રાજસ્થાન સાથે તથા દિલ્હીના સરકારી તંત્ર સાથે સીધો સંબંધ વધવાથી ત્યાં ગુજરાતીનું વર્ચસ્વ ઓછું થવાનો સંભવ ઊભો થયો છે.

ગુજરાતીનો અભ્યાસ શાળા કોલેજમાં વધતો જાય છે અને દેશભક્તિ પણ ખીલતી આવે છે, નથાપિ અંગ્રેજીનો આપણા માનસ પર પ્રભાવ ઓછો થયો નથી. આપણી જાહેરખબરો, આપણાં મકાનોનાં નામો અને દુકાનોનાં પાટિયાં, તથા ભણેલા વર્ગની ખરી બોલી આ વાત સ્પષ્ટ કરે છે. દરજી અને હજામ હજી પણ ટેઇલર અને બાર્બર શબ્દથી પોતાનું ગૌરવ વધારે છે. રેડી, રીઅલ, એક્સ્ટ્રા, ગ્રાન્ડ જેવા અસંખ્ય શબ્દો જનતાને સ્વદેશી જ લાગે છે; અરે, the આર્ટિકલનો પણ મોહ ગુજરાતી દુકાનદારને છે—સૂરતમાં 'ધ ભારતી પટેલ દાંતની હૉસ્પિટલ' છે. અંગ્રેજી વિશેષણને ગુજરાતી માની તેનું ભાવવાચક નામ nervous ઉપરથી 'નર્વસતા' પણ એક ભાઈએ શુદ્ધ બુદ્ધિથી લખેલું.

અંગ્રેજી, હિંદુસ્તાની સાથે મરાઠીએ પણ પોતાની વિશેષ જાગૃતિ અને સ્વાભિમાનથી ગુજરાતી ભાષાના સ્વીકારાયલા પ્રદેશમાં પગપેસારો કરવા માંડ્યો છે. મહારાષ્ટ્રીઓનો ઉત્સાહ ધર્મપ્રચારકો જેવો હોય છે

તેથી હિંદુધર્મે જેમ સંકુચિતતાથી, જડતાથી કે અંધારામાં રહી અસંખ્ય હિંદુઓને ખ્રિસ્તીધર્મને અને ઇસ્લામને સોંપ્યા, તેમ લાંબી દૃષ્ટિ તથા પ્રચારને અભાવે ગુજરાત ગુજરાતી બોલીઓ બોલનાર લાખો અભણ સીમાડાવાસી ભીલ આભીર આદિ જાતિઓને સંસ્કાર અને કેળવણી માટે મહારાષ્ટ્રને સોંપશે. આનું રાજકારણમાં પણ સારું પરિણામ આવવાનું નથી.

મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલને ઇ. સ. ૧૯૩૫માં ઠરાવ કર્યો કે ખાનદેશી કે અહિરાણી ભાષા મરાઠીથી જુદી છે કે નહિ તેની તપાસ કરવા એક તદ્દવિદ્દોની સમિતિ નીમવી. મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદે પ્રો. ચાપેકર, પ્રો. કુલકર્ણી વગેરેની એક સમિતિ નીમી. તેનો હેવાલ ૧૯૩૮માં બહાર પડ્યો. એ હેવાલમાં આ પ્રશ્ન કેમ ઉપસ્થિત થયો તે બતાવ્યું છે.

ગ્રિયર્સનને ભારતીય ભાષાઓની સંમીક્ષાનું કામ સોંપેલું, પણ તેમને મરાઠી ભાષાનો બરાબર અભ્યાસ નહિ હોવાથી મરાઠી પૂરતું કામ તેમણે બીજા યુરોપી વિદ્વાન સ્ટીન કોનોને સોંપ્યું. આ પંડિતે એમ ઠરાવ્યું કે **પશ્ચિમ અને પૂર્વ** ખાનદેશ, નાશિકનો ઉત્તર પ્રદેશ, તાપીની દક્ષિણે આવેલો પ્રદેશ, એ બધામાં જે બોલી બોલાય છે–ખાસ કરીને અશિક્ષિત ગામડિયાઓની–તેમાં મરાઠી ભાષાનાં લક્ષણો છે ખરાં, પણ ગુજરાતીનાં પ્રધાનપણે છે, તેથી તે બોલીને મરાઠીનો પ્રાદેશિક ભેદ ન ગણતાં ગુજરાતનો પ્રાદેશિક ભેદ ગણવો. આ ઠરાવ અનુસાર ૧૯૧૧, ૧૯૨૧, ૧૯૩૧ની વસ્તીગણતરીમાં આ ખાનદેશી વા અહિરાણી બોલી બોલનારાઓનો સમાવેશ ગુજરાતીઓમાં થાય છે, અને તેટલી સંખ્યા મહારાષ્ટ્રીઓને મતે મરાઠી ભાષાકોષમાંથી ઓછી થાય છે. આ ભાષા બોલનારની સંખ્યા નાનીસૂની નથી. આશરે સાડાબાર લાખ જેટલા મનુષ્યો આ અહિરાણી કે ખાનદેશી બોલે છે.

તદ્દવિદ્દોની સમિતિએ અહિરાણીની વિચિકિત્સા કરી ૧૯૩૮માં નીચે પ્રમાણે નિર્ણય આપ્યો.

"(अ) અહિરાણી ભાષેંત મરાઠી ગુજરાથી શબ્દાંચેં પ્રમાણ ૧૦૦ : ૪૧ અસેં આહે;

(आ) નામવિભક્તિપૈકીં સંબોધન, પ્રથમા, દ્વિતીયા (સપ્રત્યય,

અપ્રત્યય, ચતુર્થી, તૃતીયા, પંચમી, સપ્તમી હ્યા મરાઠી આહેત. ફક્ત ષષ્ઠી વિભક્તિ ગુજરાતી દિસતે;

(ઇ) આખ્યાતવિભક્તિપૈકીં વર્તમાન, ભૂત, ભવિષ્ય, આજ્ઞાર્થ, અકરણરૂપ હે પ્રકાર મરાઠી આહેત. દ્યયન્ત હેં ગુજરાતી આહે. અસ્તિવાચક સંક્ષિક્રિયાપદ 'સે' હેં ગુજરાતી આહે;

(ઈ) વાક્પ્રચાર મરાઠી આહેત;

(ઉ) વર્ણપત્રિકેંત મરાઠી ઉચ્ચાર પ્રામુખ્યાનેં દિસતાત;

ત્યાઅર્થીં :–

અહિરાણી ભાષા હી મરાઠી ભાષેચી ઉપભાષા સમજાવી વ અહિરાણી ભાષકાંચી શિરોગણતી મરાઠી ભાષકાંત સમાવિષ્ટ કેલી જાવી."

આ નિર્ણય અશુદ્ધ છે એમ કહેવાની સ્થિતિમાં અત્યારે હું નથી, પણ તેની પાછળનું પ્રેરક બળ તો સમજી શકશો. તેથી આપને આ સ્થાનેથી નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું કે આ ક્ષેત્રમાં પૂરતા સચેત રહેવા, શાસ્ત્રીય અન્વેષણ કરાવવા, કોઈ સ્થાયી પ્રબંધ કરશો.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અંધેરી

# ભારતીય તત્વચિન્તન

વ્યાખ્યાતા : પ્રો. રસિકલાલ છોટાલાલ પરીખ
પ્રમુખ, તત્ત્વજ્ઞાન વિભાગ

## ૧

### हृदि प्रतीष्या कवयो मनीषा

સાહિત્ય પરિષદના કાર્યવાહકોએ મારો શો અધિકાર સમઝી તત્ત્વજ્ઞાન વિભાગનો મને પ્રમુખ નીમ્યો છે તે હું જાણતો નથી. આ સ્થાનના પૂર્વ અધિષ્ઠાતાઓનો અધિકાર તો સુપ્રસિદ્ધ છે : એક છે, ફિલ્સૂફીના વર્ષોના પીઢ અધ્યાપક અને બીજા છે સદાચારનિષ્ઠ તત્ત્વના અનુભવી સંશોધક—જીવનશોધનકાર. આમાંનો એક પણ અધિકાર મારો નથી. પણ મારો અધિકાર કેટલો, એનો વિચાર કરતાં જે માણસને ફિલ્સૂફી શબ્દ પ્રચલિત કરવાનું માન મળે છે તે પાયથગોરસની ફિલ્સૂફ અને ફિલ્સૂફીની સમઝ યાદ આવી. જ્ઞાન ચોક્કસ રીતે તો એક કેવલ ઇશ્વરને જ હોય છે એમ સમઝી માણસ પોતાને જ્ઞાની કહેવડાવે એ પાયથગોરસને ઠીક ન લાગ્યું અને તેથી તેણે પોતાને માટે (Philosopher=Lover of wisdom; Gk. Philos=lover of; Gk. Sophia=wisdom) જ્ઞાનરસિક અથવા જ્ઞાનરતિ એવો શબ્દ યોજ્યો. અને જ્ઞાનમાં ઓછો વધતો રસ તો મને છે. હું તેથી યૌગિક અર્થમાં એટલો ફિલ્સૂફ પણ ખરો—અને એટલો સર્વસાધારણ અધિકાર પણ ખરો; પણ વિશેષ નહિ. તેથી ફિલ્સૂફના રૂઢ અર્થમાં હું આપની અપેક્ષા પૂરી ન કરું તો દોષ મારો ન ગણશો, કારણ કે હું રૂઢ અર્થમાં ફિલ્સૂફ નથી, અને મારી એવી પ્રસિદ્ધિ પણ નથી. છતાં આ સંમેલનના કાર્યવાહકોએ મને આ સ્થાન આપ્યું છે તો તેને કંઇક વાંચવાની, કંઇક યાદ કરી જવાની, કંઇક ફરી વિચારવાની—કંઇક નવું વિચારવાની—ટૂંકામાં કંઇક નવું જાણવાની તક સમઝી ઉપકારની લાગણી સાથે વધાવી લઉં છું; બીજી કોઇ બુદ્ધિથી નહિ.

સાહિત્યપરિષદે તત્ત્વજ્ઞાનનો એક વિભાગ રાખ્યો છે, એનો અર્થ એ કે તેણે સાહિત્યમાં તત્ત્વજ્ઞાનને પણ સ્થાન આપ્યું છે; એટલે તેના સમર્થનમાં બહુ કહેવું એ બિનજરૂરી પુનરુક્તિ થાય. છતાં આપણી સાહિત્યોપાસનામાં તત્ત્વજ્ઞાનની ઉપેક્ષા જોતાં સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એકબીજા વિના સમૃદ્ધ થઇ શકે એમ નથી એ તત્ત્વ ઉપર ભાર મૂકવાની જરૂર છે. આ ઉપેક્ષાનું કારણ કેટલેક અંશે આપણી યુનિવર્સિટીઓનો અભ્યાસક્રમ છે જે સાહિત્યના વિદ્યાર્થીને તત્ત્વજ્ઞાનથી વંચિત રાખે છે, અને તેથી બન્નેના સંબંધ વિશે મનન કરવાના પ્રસંગ આવતા નથી-અને આવે છે ત્યારે Imagination અને Reason વચ્ચેના કલ્પિત વિરોધથી સાહિત્ય અને ફિલસૂફી વચ્ચે વિરોધ માની લેવાય છે; અને તેથી સાહિત્યના રસભૃંગને ફિલસૂફી એ માથાકૂટ લાગે છે; પણ આપણા દેશની અને તેમાંયે ગુજરાતની પરંપરા એવી નથીઃ પ્રભાવકચરિતાદિ ગ્રંથો જોવાથી જણાય છે કે જૂના સમયમાં કોઇને શિક્ષિત ગણાવું હોય તો તર્ક-લક્ષણ-સાહિત્ય એ ત્રણે વિષયોનું ઓછું વધતું જ્ઞાન મેળવવાની જરૂર હતી; ત્યારે જ માણસ 'કૃતવિદ્ય' અને સભાસ્થાનને યોગ્ય સભ્ય ગણાતો. આ ત્રણે વિદ્યાઓ-તર્ક એટલે ષટ્ કે વધારે તર્ક અથવા દર્શન, લક્ષણ એટલે વ્યાકરણ અને સાહિત્ય-ની જેને યથોચિત કેળવણી હોય તેને તત્ત્વજ્ઞાન અને સાહિત્ય વચ્ચે વિરોધ લાગે નહિ અને એકનો ઉપાસક બીજાની ઉપેક્ષા કરી શકે નહિ.

આને શાસ્ત્રસંમતિ પણ છે. રાજશેખર કાવ્યમીમાંસામાં વાઙ્મય બે પ્રકારનું ગણાવે છે; શાસ્ત્ર અને કાવ્ય; અને કહે છે કે **शास्त्रपूर्वकत्वात् काव्यानां पूर्वं शास्त्रेष्वभिनिविशेत।** કાવ્યોનું શાસ્ત્રપૂર્વપણું હોવાથી પહેલાં શાસ્ત્રોમાં કુશળતા મેળવવી. વળી રાજશેખર સાહિત્યવિદ્યાને **शब्दार्थयोर्यथावत् सहभावेन विद्या**-એમ સમઝાવી એને ચારે વિદ્યાઓનો-આન્વીક્ષકી-ત્રયી-વાર્તા-દણ્ડનીતિ-નો 'નિષ્યન્દ' ગણે છે. અર્થાત્ સાહિત્યને વાઙ્મયના વિશાળ અર્થમાં લઇએ તો શાસ્ત્ર અને કાવ્ય બન્ને સાહિત્યના પ્રકાર છે અને કાવ્યના મર્યાદિત અર્થમાં લઇએ તો સાહિત્યવિદ્યા બધી વિદ્યાના નિષ્યન્દ-સત્ત્વરૂપ છે. આ અભિપ્રાય સાથે આપણે સંમત થઇએ કે ન થઇએ-અને તે વિચારવાનું કામ બીજા વિભાગનું છે-તોપણ પ્રાચીન પરંપરાને આન્વીક્ષકી (તત્ત્વજ્ઞાન અથવા ફિલસુફી માટે પ્રાચીન શબ્દ) અને સાહિત્ય

વિદ્યાના સંબંધની–પરસ્પર ઉપકારક સંબંધની અપેક્ષા હતી એટલું સ્પષ્ટ થાય છે.

વર્તમાન યુરોપીય પરંપરા લઈએ તો તેમાં પણ સાહિત્ય અને ફિલસૂફીનો સંબંધ સ્પષ્ટ સ્વીકારેલો દેખાય છે. ઉદાહરણ તરીકે પ્રો. મુલ્ટન સાહિત્યના પ્રકારના કોઠામાં પોયેટ્રી અને પ્રોઝ એવા બે પ્રકાર પાડી પ્રત્યેકમાં વર્ણન, પ્રત્યક્ષીકરણ અને ચિંતન એ ત્રણ વ્યાપારોને આધારે ઉપપ્રકારો પાડી પોયેટ્રીમાં જ્યાં લિરિક આવે છે ત્યાં પ્રોઝમાં ફિલસૂફીને મૂકે છે. આ સાહિત્યકારપક્ષે મત થયો. ફિલસૂફપક્ષે મત જોવો હોય તો આર. જી. કોલિન્ગવુડના 'ફિલોસોફિકલ મેથડ'નામના નિબંધમાં મળશે. તે ફિલસૂફીને સાહિત્યના એક પ્રકાર પ્રોઝમાં સ્થાન આપે છે; પણ તેના વિષયની દૃષ્ટિએ ફિલસૂફીને કવિતાની નજીક લઈ જાય છે: Philosophy represents the point at which prose comes nearest to being poetry...Many of the greatest philosophers have adopted an imaginative and somewhat poetic style which would have been perverse in science and ridiculous in history but in philosophy is often highly successful. અને પ્લેટોના સંવાદોનો, ડેકાર્ટની શૈલીની શિષ્ટરુચિતા ('classical elegence')નો, સ્પિનોઝાના કોરેલા પદસમૂહો ('lapidary phrases')નો અને હેગેલનાં વળવાળાં રૂપક આરૂઢ બૃહદ્વાક્યો ('tortured metaphor-ridden periods') નો ઉલ્લેખ કરે છે. આપણે એક બાજૂએ ઉપનિષદોની પ્રેરક વાણી અને બીજી બાજૂએ શંકરાચાર્યના ભાષ્યની પ્રસન્નગંભીર પ્રૌઢિ નમૂના તરીકે ઉમેરી શકીએ.

અર્થાત્ કે સાહિત્ય અને તત્ત્વજ્ઞાન અનેક રીતે વિષય ને આકારમાં પરસ્પરાશ્રિત છે; અને એકનો અભ્યાસ બીજાના પરિચય વિના કાં તો ક્ષુલ્લક કે કાં તો શુષ્ક થઈ જાય છે.

સાહિત્યપરિષદના એક વિભાગ તરીકે તત્ત્વજ્ઞાનને રાખવામાં ઔચિત્ય ઉપરાંત બીજો ઉદ્દેશ હું એમ સમજું છું કે આ સંસ્થા તત્ત્વજ્ઞાનના સાહિત્યને ઉત્તેજન આપવા માગે છે, અને તેથી આ વિભાગના પ્રમુખનું એક કર્તવ્ય આવું ઉત્તેજન કેમ અપાય તે

વિચારવાનું—શું કરવાથી ગુજરાતીમાં તત્ત્વજ્ઞાનનું સાહિત્ય જીવતું રહે, વધે અને સમૃદ્ધ થાય એ વિચારવાનું-રહે છે. આ અંગે શ્રી. કિશોરલાલભાઈએ વિભાગીય પ્રમુખોની જવાબદારીઓનો વિચાર કરતાં જે સૂચનાઓ કરી હતી તેનું આપને સ્મરણ કરાવું છું, કારણ કે તત્ત્વજ્ઞાનના સાહિત્યને ઉત્તેજન આપવાનો એ એક ઉપાય છે, છતાં આ સંસ્થા એ સૂચનાઓને અમલમાં મૂકી શકી નથી: હું ધારૂં છું કે અનિચ્છાથી નહિ પણ સંયોગવશાત્; તે સૂચનાઓ તે તે વિભાગના સાહિત્યની છેલ્લી 'ખાનેસુમારી' તૈયાર કરાવવા એક સંમેલનના અન્તે સમાલોચકો નીમવા પરત્વે છે, જેથી બીજા સંમેલનના તે તે વિભાગના પ્રમુખનું 'માર્ગદર્શન' કરાવવાનું કામ સરલ થાય. તત્ત્વજ્ઞાનના સાહિત્યની આવી ખાનેસુમારી તૈયાર થઈ હોત તો હું 'માર્ગદર્શન' કરાવી શકત એવો મને મારી શક્તિ વિશે વિશ્વાસ નથી, છતાં આ વિભાગના આગામી પ્રમુખો વધારે યોગ્ય હશે એમ માની લઈ શ્રી. કિશોરલાલભાઈની સૂચનાનો પુનર્નિર્દેશ કરી તેમનું સમર્થન કરું છું.

ગુજરાતી સાહિત્યપરિષદના સંમેલનમાં તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવાની હોય ત્યારે ગુજરાતની 'અસ્મિતા' ધ્યાનમાં લેવી જોઈએ એમ એક વિચાર આવે છે, પણ સાથે સાથે અત્યારે તો 'અખણ્ડ ભારત'ની ભાવના એ જ મુખ્ય હોય એમ પણ વિચાર આવે છે; અને તત્ત્વજ્ઞાનના વિષયમાં-બીજા વિષયોમાં ગમે તેટલા વિવાદને સ્થાન હોય—તો 'અખણ્ડ ભારત'ની ભાવના જ ઇતિહાસ પ્રમાણિત છે. હિન્દુસ્તાનમાં ગમે તેટલાં દર્શનો અને સંપ્રદાયો થયા હોય પણ તે ક્યારે પણ પ્રાન્તીય રહ્યા નથી; એટલે હિન્દુસ્તાનની સંસ્કૃતિની આ ઇતિહાસ-પ્રમાણિત અખણ્ડતા—જેને 'અખણ્ડભારતી' એવું નામ પણ અપાય-ધ્યાનમાં રાખી ગુજરાતમાં તત્ત્વજ્ઞાનના પ્રવાહને સમૃદ્ધ કરવાનો આપણો ઉદ્દેશ હોઈ શકે. સરસ્વતીચંદ્રકારે આપણી વર્તમાન સંસ્કૃતિ માટે જે ત્રિવેણીસંગમની વાત કરી છે તેનું સ્મરણ કરી એ દૃષ્ટિએ આ વિષયને ચર્ચવો એ યુક્ત છે.

ગુજરાત અર્વાચીન યુગમાં તત્ત્વજ્ઞાનીઓથી રહિત છે એમ નહિ કહી શકાય. સાક્ષાત્કારના ઉદ્દેશથી તત્ત્વજ્ઞાનનું સેવન અને નિરૂપણ કરનાર તત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચન્દ્રનું પ્રથમ સ્મરણ થાય છે, જેમનું એક મહાન કાર્ય એ કે ગાંધીજીની કંઈ સો જેટલી શંકાઓનું સમાધાન કરી તેમને હિન્દુધર્મમાં સ્થિર કર્યા; અને બીજું સ્મરણ

સત્ય અને અહિંસાનાં તત્ત્વો કે તત્ત્વનું પ્રયોગથી શોધન કરી તેને વર્તમાનયુગમાં સ્થાપનાર મહાત્માજીનું, જેમની 'વાચોયુક્તિ'એ વર્તમાન ગુજરાતના વિચારને પ્રાણવાન કર્યો છે.

પાણ્ડિત્ય અને તત્ત્વચિંતનની દૃષ્ટિએ મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું પ્રથમ સ્મરણ થાય છે. આપણાં દર્શનશાસ્ત્રોનું અને પશ્ચિમની ફિલસૂફીનું સાઙ્ગપાઙ્ગ અધ્યયન કરી તત્ત્વચિંતનથી બન્નેનું રહસ્ય સમજી તેમને વિવેકપૂર્વક યથાયોગ્ય ઘટાવનાર આચાર્ય આનંદશંકર એ ગુજરાતના અદ્વિતીય ફિલસૂફ કે તત્ત્વચિંતક છે, અને અખિલ ભારતના પ્રથમ પંક્તિના તત્ત્વચિંતકોમાં તેમનું સ્થાન છે.

આ પછી આ સંબંધમાં નર્મદાશંકર દેવશંકર મહેતાનું સ્મરણ થાય છે; તેમના ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસના બે ભાગો એ હજી ગુજરાતીમાં એ જાતના ગ્રંથોમાં અદ્વિતીય છે.

પશ્ચિમની ફિલસૂફીઓના અભ્યાસીઓમાં મણિશંકર રત્નજી ભટ્ટનું સ્મરણ થાય છે, જેમનો 'શિક્ષણનો ઇતિહાસ' ગુજરાતી ભાષામાં અપૂર્વ ગ્રંથ છે. એક રીતે તો એ ફિલસૂફીનો ઇતિહાસ પણ છે. પ્રારંભમાં જ જેમનો ઉલ્લેખ કર્યો છે તે પ્રો. અતિસુખશંકર પણ ફિલસૂફીના જાણીતા અધ્યાપક છે.

આવી માન્ય વ્યક્તિઓ ગુજરાતી સાહિત્યને પોતાની સેવા આપતી હોવા છતાં મને હજી એક પ્રશ્નનો ઉત્તર મૂંઝવે છે : જે અર્થમાં કાવ્ય, નાટક, નવલકથા, નિબંધ, વિવેચન ઇત્યાદિ ગુજરાતી સાહિત્ય કહેવાય તે અર્થમાં ગુજરાતી કહેવાય એવું તત્ત્વજ્ઞાનનું સાહિત્ય છે? બીજી રીતે કહીએ તો અધ્યયન અને જીવનનો અનુભવ કરી સાહિત્યકારોએ સ્વબુદ્ધિથી ગુજરાતી સાહિત્યનું નિર્માણ કર્યું છે તેમ તત્ત્વચિંતકોએ કર્યું છે? ફિલસૂફીના અધ્યયન કરનારા છે, અધ્યયનનો સાર અથવા વિવેચન કરનારા છે, પણ પોતે વિજ્ઞાન અને જીવન જે પ્રશ્નો ઉપસ્થિત કરે છે તે પ્રશ્નોને તત્ત્વદૃષ્ટિએ સ્વબુદ્ધિથી ચર્ચી તત્ત્વજ્ઞાનનું સાહિત્ય સર્જનાર કોણ? જે અર્થમાં સંસ્કૃતમાં દાર્શનિક સાહિત્ય છે, અંગ્રેજીમાં ફિલસૂફીનું સાહિત્ય છે તેવું સાહિત્ય ગુજરાતીમાં કયું? મારું વાંચન અલ્પ છે એટલે મને જડયું ન હોય એ મારી કસૂરને અવકાશ રાખી કહું છું કે, મણિલાલ નભુભાઇના 'સિદ્ધાન્તદર્શન' કે 'ન્યાયપ્રવેશ' આદિ ગ્રંથો, આચાર્ય આનંદશંકરના 'હિન્દુ વેદધર્મ' પણ

ખાસ તો 'આપણો ધર્મ', પ્રો. રામનારાયણ પાઠકનો 'પ્રમાણશાસ્ત્ર-પ્રવેશિકા' અને શ્રી. કિશોરલાલભાઇનું 'જીવનશોધન' આવા થોડાંક—જો કે મહત્ત્વના ગ્રંથો—બાદ કરીએ તો તો ગુજરાતીમાં તત્ત્વજ્ઞાનનું સાહિત્ય ક્યાં?

રહસ્ય શોધતા તત્ત્વજ્ઞાનના સાહિત્યના અધ્યયન તથા વિજ્ઞાન અને જીવનવ્યવહારમાં આવતા પ્રશ્નોના ઉચિત તત્ત્વચિંતન વિના તત્ત્વજ્ઞાનનું સાહિત્ય ગુજરાતીમાં થવું અશક્ય છે. દર્શનશાસ્ત્ર કે ફિલસૂફીના ગ્રંથોના કેવળ અનુવાદ કે અધ્યયનથી એ થાય નહિ. પૂર્વ અને પશ્ચિમની ફિલસૂફીમાંથી નિષ્પન્ન થતા પદાર્થોને સમજી વિજ્ઞાનના કોયડા તથા વર્તમાન જીવનવ્યવહારની મુશ્કેલીઓ ધ્યાનમાં લઇ નવેસરથી ચર્ચા થાય, વિશ્વતત્ત્વની—પુરુષ અને પુરુષાર્થના સ્વરૂપ પરત્વે નવેસરથી ચિંતન અને ચર્ચા થાય ત્યારે તત્ત્વજ્ઞાન ગુજરાતીમાં પ્રતિષ્ઠિત થાય અને પોતાનું સાહિત્ય ઉત્પન્ન કરી શકે!

આ કાર્યમાં ઉપયોગી થાય એવું માર્ગદર્શન કરવું એ આ વિભાગના પ્રમુખનું કર્તવ્ય ગણાય: પણ તેટલી મારી યોગ્યતા નથી, તેથી એવી આશા આપ્યા વિના યત્કિંચિત્ આપની વિચારણા માટે રજૂ કરું છું.

આ વિભાગનું પહેલાં બે સંમેલનોમાં 'ધર્મ અને તત્ત્વજ્ઞાન' એવું નામ હતું; આ વેળાએ એકલું 'તત્ત્વજ્ઞાન' રાખ્યું છે. આ ફેરફાર શા હેતુથી કરવામાં આવ્યો છે તેની મને માહિતી નથી; પણ હું આમ કંઇક અટકળ કરું છું: ધર્મ અને તત્ત્વજ્ઞાન—એ એક રીતે અંગ્રેજી Religion & Philosophyના પર્યાયરૂપે છે. પશ્ચિમની પરંપરા આ બન્નેને સ્વતંત્ર રાખે છે, એટલું જ નહિ પણ એકના ઉપર બીજાની પ્રેરણા તે તે ચિન્તનોના વિકાસમાં બાધક ગણે છે; એટલે આ વિભાગનું નામ એકલું તત્ત્વજ્ઞાન રાખવામાં ઉદ્દેશ 'રિલિજ્યન'ને અલગ રાખી ફિલસૂફીના પ્રશ્નો પરત્વે તેનું ક્ષેત્ર મર્યાદિત કરવાનો હોય;—અથવા આપણા દેશની પ્રાચીન પરંપરાને અનુસરવાનો હોય, જેમાં તત્ત્વજ્ઞાન, રિલિજ્યન અને ફિલસૂફી બન્નેને પોતાનામાં સમાવે છે—તેમને એકબીજાના પ્રેરક ગણે છે. આ બન્નેમાંથી મારે નિરૂપણ કઇ પરંપરા પ્રમાણે કરવાનું છે તે સ્પષ્ટ નહિ હોવાથી આ બન્ને યથાશક્તિ અને યથાવકાશ ધ્યનમાં રાખી કંઇક કહેવાનો પ્રયત્ન

ભાગલાઓ નથી. અને ગમે ત્યાંથી આવ્યા હોય છતાં ગુજરાતીઓને એક ભાષાદ્વારા બંધાયેલો સંબંધ તેમના સંગઠનમાં, આર્થિક સહકારમાં સારો ભાગ ભજવે છે.

જે સાહસ અને ઉદ્યમને લીધે ગુજરાતીઓએ મુંબઇને મોખરે આણ્યું છે તેવા જ સાહસને લીધે તેઓ હિંદુસ્તાનનાં બીજાં જાણીતાં મથકોમાં, જેવાં કે કલકત્તા મદ્રાસ વગેરેમાં, સારા પ્રમાણમાં કામ કરે છે. તેમજ રંગુન અને કોલમ્બોમાં અને જાપાન અને પૂર્વ આફ્રિકામાં ગુજરાતીઓ વેપારને અંગે વસેલા છે. તેથી ગુજરાતનો આર્થિક પ્રશ્ન એટલે મહાગુજરાતનો આર્થિક પ્રશ્ન. એ પ્રશ્નને સંકુચિત દૃષ્ટિએ નહિ જોઈ શકાય.

આપણે જોયું કે ગુજરાતીઓનું વેપાર અને ઉદ્યોગમાં આખા દેશમાં આગળપડતું સ્થાન છે. તેથી ગુજરાતી માત્ર લક્ષ્મીસંપન્ન છે, ગુજરાત ધનાઢ્ય દેશ છે, એવી માન્યતા કેટલીક જગ્યાએ ઘર કરી ગઈ છે. પણ ખરી વસ્તુસ્થિતિ શી છે? ગુજરાત અને કાઠિયાવાડનો ખેડૂત સુખી છે? તેની કમાણી કેટલી છે? તેને બારે માસ ધંધો મળી રહે છે? તેના પર કરજનો ભાર કેટલો છે? વગેરે પ્રશ્નો પૂછીશું તો આપણે ખેદસહિત કબૂલ કરવું પડશે કે આપણી આર્થિક સ્થિતિ સંતોષકારક નથી અને આપણા અર્થતન્ત્રમાં અનેક ખામીઓ છે. હિંદુસ્તાનના બીજા પ્રાંતો કરતાં એકંદરે સરખામણીમાં ગુજરાતની સ્થિતિ ઠીક હોય તેથી સંતોષ માનવા જેવું નથી. આપણી સાધન સંપત્તિ જોતાં, આર્થિક દૃષ્ટિએ ગુજરાત પાછાત જ કહેવાય. ગુજરાત અને કાઠિયાવાડનાં ગામડાંઓમાં ફરીએ તો જણાશે કે તેમની સ્થિતિ એટલી બધી નબળી છે કે કોઇ વરસે વરસાદની અછત હોય કે તરત ભૂખમરો શરૂ થાય. મુંબઈ સરકાર તરફથી નહેરો બાંધવાને અને તે વડે ખેતીને પાણી પૂરૂં પાડવાને મોટો ખર્ચ કરવામાં આવે છે. પણ પ્રમાણમાં ગુજરાતમાં નહેરોની અને બીજાં પાણીનાં સાધનોની સગવડ ઓછી છે. આ સંજોગોમાં દુકાળનો સામનો કરવાની તાકાત લોકોમાં ક્યાંથી જ હોય? આપણે ત્યાં દુકાળ કંઇ અપવાદરૂપે નથી, કે જેને માટે કશી પૂર્વતૈયારી ન કરી હોય તો ક્ષમ્ય ગણાય. એ તો આપણા કૃષિજીવનનું એક સામાન્ય લક્ષણ છે, અને તેને અંગે ઊભી થતી મુશ્કેલીને પહોંચી વળવા કોઇ પણ રાષ્ટ્રીય સરકાર સંપૂર્ણ તૈયારી રાખવા પ્રયત્ન કરે જ. પણ વસ્તુસ્થિતિ શી છે?

અનેક ગામડાંઓ એવાં છે કે જ્યાં શહેરો સાથે અથવા રેલ્વે સ્ટેશન સાથે વ્યવહાર ચોમાસામાં તો બંધ જ થઈ જાય. પાકા રસ્તાઓ પણ જોઇતા પ્રમાણમાં નથી. ગામડાંઓની ગંદકી દૂર કરી ત્યાંના લોકોની તંદુરસ્તી વધારવાનાં સાધનો મળતાં નથી. પ્રાથમિક કેળવણી માટે યોગ્ય સગવડોની ન્યૂનતા આપણે જાણીએ છીએ. ખેતીવાડી માટે તેમજ ચાલુ જમાનાના કારખાનાના ઉદ્યોગ માટે નવી શોધખોળને આધારે થતા સુધારાઓને અમલમાં મૂકી તેનો લાભ લેવાની હજુ આપણી તૈયારી નથી. ગામડાંના નાના ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવાના ચાલુ પ્રયાસોને લીધે જે કંઈ ફેરફાર થયો છે તે પ્રશંસાપાત્ર છે, પણ તે પ્રમાણમાં બહુ થોડો છે. જ્યાં સુધી સહયોગી ઉદ્યોગો ગામડે ગામડે સારા પ્રમાણમાં ચાલુ ન કરી શકાય ત્યાં સુધી આપણા ગ્રામજીવનમાં ચેતન લાવવું મુશ્કેલ છે. ગુજરાતની વનસ્પતિનો તેમજ ખનિજ સંપત્તિનો યોગ્ય ઉપયોગ કરતાં હજુ આપણે શીખવાનું છે. આપણાં અસલનાં બંદરો ખંભાતથી સુરત સુધી નકામાં જેવાં થઈ ગયાં છે. કાઠિયાવાડનાં બંદરો હમણાં થોડા વરસો થયાં ખીલ્યાં છે એ ખરું, પણ તે વિષે તેમને હિંદી સરકાર સાથે અનેક ખટપટ કરવી પડે છે. દરિયાકિનારે આવેલા આપણા આ મોટા પ્રદેશના પ્રમાણમાં આપણી પાસે બંદરોની સગવડ, વહાણવટાનો ધંધો વગેરે પૂરતા પ્રમાણમાં નથી. આવી ત્રુટીઓ હજુ વિસ્તારપૂર્વક ગણાવી શકાય. અહીં જે નિર્દેશ કર્યો છે તે માત્ર દૃષ્ટાંતરૂપે જ છે. પણ તે પરથી ય સમજાશે કે ગુજરાતને પગભર રાખવા માટે આપણે હજુ ઘણું કરવાનું બાકી છે. આ ઉપરાંત જો આપણે બીજા પ્રાંતોના પ્રયાસોનો વિચાર કરીશું તો જણાશે કે હિંદુસ્તાનના વેપારઉદ્યોગમાં બીજા પ્રાંતો વધારે પ્રમાણમાં હરીફાઈ કરતા થયા છે અને થશે. લડાઈ પછીની આપણા દેશની આર્થિક રચનામાં ગુજરાત યોગ્ય ભાગ ભજવવા માગતું હોય તો પ્રથમ તો ગુજરાતમાં જ ગુજરાતના લોકોની સ્થિતિ સુધારવી જોઈએ અને ગુજરાતીઓને પોતાની આવડત અને શક્તિનો ઉપયોગ કરવાની તક મળવી જોઈએ.

મહાગુજરાતને આવી રીતે યોગ્ય આર્થિક સ્થાન મળે તેને અંગેના પ્રયાસમાં એક મોટો અંતરાય એ છે કે મહાગુજરાત ઘણા નાના મોટા ભાગોમાં વહેંચાઈ ગયું છે. અમુક ભાગમાં બ્રિટિશ સત્તા છે અને બાકીના ભાગમાં દેશી રાજ્યોની હકુમત ચાલે છે. દેશી

રાજ્યો નાનાં મોટાં ઘણી સંખ્યામાં છે, અને તે દરેકનું તન્ત્ર જુદું. આ કારણે આખા મહાગુજરાતનો આર્થિક અને રાજદ્વારી વ્યવહાર એકસરખી રીતે કોઈ યોજના પ્રમાણે ચાલતો નથી. અને એક ભાગની નીતિ બીજા ભાગની નીતિ કરતાં ભિન્ન અને વિરોધી પણ હોય એ સંભવે છે, જોકે વિશેષ સંભવ એ છે કે કોઈ પણ ભાગની ચોક્કસ નીતિ જ નથી. રાજદ્વારી કારણોને લીધે જે ભાગો પડી ગયા છે તે ચાલુ રહેવા છતાં આર્થિક હિતને ખાતર મહાગુજરાતનું સંગઠન કરવું આવશ્યક છે અને શકય પણ છે. તેમાં મહાગુજરાતના આગેવાનોની તેમજ બ્રિટિશ સત્તાધીશોની અને દેશી રાજાઓની સહાનુભૂતિ અને સહકાર જરૂર જોઈએ. આ બધા પક્ષોએ સમજવું જોઈએ કે દરેકનાં રાજદ્વારી હિતો ભલે સચવાતાં અને કાયમ રહેતાં, પણ આર્થિક બાબતોમાં બધા એક થઈ આખા મહાગુજરાતને અનુકૂળ નીતિ અખત્યાર કરવાનું નક્કી કરીશું તો જ મહાગુજરાતનું ભવિષ્ય સચવાશે.

રાજદ્વારી ક્ષેત્રમાં આખા દેશ માટે સમવાયતન્ત્ર સ્થાપવું જોઈએ એ સિદ્ધાંત આપણે સ્વીકાર્યો છે. એ તન્ત્ર નજીકના ભવિષ્યમાં અમલમાં આવે કે નહિ તોપણ મહાગુજરાતનાં અંગોનું આર્થિક સમવાયતન્ત્ર (Economic Federation) આપણી પ્રગતિ માટે આવશ્યક છે એમ મને લાગે છે, અને એ વિષય પર આપ સૌને વિશેષ વિચાર કરવા હું આગ્રહપૂર્વક નિમન્ત્રણ આપું છું. આ સમવાયની રૂપરેખા અથવા વ્યવસ્થાપદ્ધતિ આપ સમક્ષ મૂકવાનો આજે મારો ઇરાદો નથી. આપણે કઈ આર્થિક નીતિ ભવિષ્યમાં ગ્રહણ કરવી પડશે તે આજે નક્કી કરવા જઇએ તો તે માત્ર અંધારામાં ગોથાં ખાવા જેવું છે. અથવા એ માત્ર બુદ્ધિનો વિલાસ છે. અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને આધારે અથવા બીજા દેશોના અનુભવોને આધારે કોઈ એમ કહેશે કે ઇંગ્લાંડ અને અમેરિકાની આર્થિક રચના આપણને અનુકૂળ આવશે, તો કોઈ એમ કહેશે કે રશીઆની આર્થિક રચના આપણને ફાવશે. તો વળી કોઇ કહેશે કે ગાંધીજીના સિદ્ધાંતોને અનુસરીને આપણે આપણી આર્થિક નીતિ નક્કી કરવી જોઇએ. આ ચર્ચાસ્પદ વિષય છે. તેનો નિર્ણય કેટલાક તાત્ત્વિક મુદ્દાઓ પર તેમજ સમયસંયોગને અનુલક્ષીને થવો જોઇએ, અને તે આપણે અહીં અત્યારે કરી શકીએ તેમ નથી. હાલ તરત આપણી જે પરિસ્થિતિ છે તે જોતાં આપણે

શું કરી શકીએ કે જેથી થોડી પણ આર્થિક સુધારણા કરી શકાય, તેનો જ વિચાર આપણે અહીં કરીએ.

મહાગુજરાતનું Economic Federation જરૂરતું છે એ મુદ્દો સમજાય અને અનુભવમાં મુકાય તે માટે પ્રથમ તો સમગ્ર મહાગુજરાતની આર્થિક તપાસ એકી વખતે અને એક જ યોજના પ્રમાણે થવી જોઇએ ( Economic Survey of Mahagujarat ). મહાગુજરાતની માહિતી મુંબઇ ઇલાકાના રિપોર્ટોમાં ઢંકાયેલી હોય છે. ગુજરાતની વિગતો ત્યાં જોઇએ તેવી રીતે જુદી મળતી નથી. મહેનત કરીએ તો મુંબઇ સરકારના રેકર્ડ્સમાંથી એ મળે. તથા ભવિષ્યમાં એ વિગતો જુદી બહાર પાડવા માટે આગ્રહ થઇ શકે. દેશી રાજ્યો પૈકી વડોદરા રિપોર્ટોમાંથી વડોદરા રાજ્યની વિગતો સારા પ્રમાણમાં મળી શકે, તથા વધુ માહિતી જોઈએ તો સાધારણ રીતે એમ કહેવાય કે એ સ્ટેટમાંથી તે મેળવવાનું સહેલું પડે. પરંતુ બીજાં સ્ટેટોમાં નિયમિત અને જુદાં જુદાં ખાતાના રિપોર્ટો બહાર પડતા નથી. બહાર પડે છે ત્યાં જોઈએ તેવી માહિતી મળતી નથી. કાઠિયાવાડની ખરી આર્થિક સ્થિતિ જેમ કોઇ વૈદ પોતાની જડીબુટ્ટી છૂપી રાખે. તેમ છૂપી રાખવાની જાણતાં કે અજાણતાં કોશિશ થાય છે. ખરી સ્થિતિ બહાર પાડવાથી સુધારો થઈ શકે તે વાતની પૂરી સમજણ હજુ બધે આવી નથી. અથવા ક્યાંક તો સુધારણાની આવશ્યકતા પણ સમજાઈ નથી. આ ટીકા અટકળથી કરતો નથી. યુનિવર્સિટી સ્કૂલ ઑફ ઇકોનોમીક્સમાં કરવામાં આવતી શોધખોળને અંગેના મારા અનુભવને આધારે જ આ મત મેં બાંધ્યો છે. આ વિષય પરત્વે જાગ્રત થવાની આવશ્યકતા છે. અને ગુજરાતના બધા ભાગોમાં ચોક્કસ આર્થિક તપાસ કરવા એક કમિટિ નીમવાની જરૂર છે. જો બ્રિટિશ સત્તા અને દેશી રાજ્યો આવી એક કમિટિ કબૂલ રાખે તો મહાગુજરાતની આર્થિક પુનર્ઘટનાનો પાયો નાંખ્યો કહેવાય. તેમ ન થાય તોપણ દરેક ભાગમાં જુદી જુદી કમિટિઓથી એક યોજના પ્રમાણે એકી વખતે તપાસ થાય, અને બધી કમિટિના રિપોર્ટ ભેગા કરી આખા મહાગુજરાતની સ્થિતિનો એકંદર ખ્યાલ બાંધી શકાય તેવી ગોઠવણ થઇ શકે. ભવિષ્યની મહાગુજરાતની આર્થિક સ્થિતિ સુધારવાના પ્રયત્નો માટે આ પગલું એટલું જરૂરતું છે કે આ કામ કોઇ સંસ્થાએ અથવા મહાગુજરાતના અગ્રણીઓએ ઉપાડી લેવું જોઇએ. હું એટલું પણ

કહેવાની હિંમત કરૂં કે જો આ બધાં રાજ્યો તરફથી આ કામ કરવાની તૈયારી ન હોય, પણ માત્ર સહાનુભૂતિ તથા સહકાર આપવાની તૈયારી હોય, તો ખાનગી સંસ્થા તરફથી આ જાતનો પ્રયાસ થરૂ થવો જોઈએ, અને તેમાં ગુજરાતના આગેવાનો અને ધનાઢ્યો તરફથી સારો ફાળો મળવો જોઈએ.

મહાગુજરાત અને તેની પ્રજાની ખરી આર્થિક સ્થિતિનું આવી રીતે આપણે ભાન કરી લઈએ તો તેમાંથી ગુજરાતીઓની આર્થિક સ્થિતિ સુધારવાના અનેક રસ્તાઓ આપોઆપ જડશે. મહાગુજરાતના રાજકારી ભાગલા ગમે તેટલા હોય તોપણ આર્થિક સંગઠન કરી ગુજરાતની સંપત્તિ જાળવવા અને વધારવાના ઉપાયો યોજવાને આ એક અગત્યનું પગલું છે. એ તપાસ કેવી હોવી જોઈએ તથા તે કેવી રીતે કરવી જોઇએ તેની વિશેષ વિગતમાં અહીં ઊતરવાની જરૂર નથી.

છેલ્લે એટલું જ કહીશ કે મેં ગુજરાત માટે આર્થિક સમવાયની વાત કરી તેમાં વળી નવીન આર્થિક પાકિસ્તાનની ગંધ કોઇને ન આવે એમ ઇચ્છું છું. જેમ ગુજરાતની અસ્મિતા અખંડ હિંદુસ્તાનની ભાવનાને બાધક કે વિરોધક નથી, તેમ ગુજરાતનું આર્થિક સંગઠન પણ સમસ્ત હિંદની આર્થિક પુનર્ઘટનામાં અંતરાયરૂપ નથી. બલ્કે, સમસ્ત હિંદ માટે આર્થિક આયોજનની આપણે ત્યાં વાતો થાય છે તેનું કંઈ સંગીન પરિણામ આપણે માટે આપણે ઇચ્છતા હોઈએ, તો મેં કહ્યું છે તેમ પ્રથમ આપણે ગુજરાતની આર્થિક સ્થિતિનું વાસ્તવિક ચિત્ર તૈયાર કરવું જોઈએ. ગુજરાતની ભૂમિની અને આબોહવાની શક્યતાઓ સમજવી જોઇએ, અને પછી એ શક્યતાઓને લક્ષમાં રાખી હિન્દની આર્થિક ઉન્નતિની સાથે ગુજરાતની પણ ઉન્નતિ શી રીતે સાધી શકાય તે વિચારવું જોઇએ.

આ દૃષ્ટિબિન્દુની વાસ્તવિકતા વિશે મને જરાય શંકા નથી. એ વિષે જો ગુજરાતી સાહિત્યપરિષદના વિદ્વાન સભ્યો વિશેષ વિચાર કરશે અને મેં જે સૂચન કર્યું છે તે દિશામાં જો કંઈ પ્રયાસ કરવામાં આવશે તો આજે આપે મને આ વિભાગના પ્રમુખસ્થાને પસંદ કરી જે કર્તવ્ય મારા પર મૂક્યું તે હું ઠીક બજાવી શક્યો છું એમ સંતોષ માનીશ.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અંધેરી

# ગૂજરાતની ઇતિહાસસમૃદ્ધિ
અને
# ગૂજરાતનું ઇતિહાસસાહિત્ય

વ્યાખ્યાતા :-પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર: એમ. એ.;
પ્રમુખ, ઇતિહાસવિભાગ

Historical science and culture in all its detailed elaboration exists for the purpose of maintaining and developing the active and civilized life of human society. If that impulse is barely present, historical culture is at its lowest ebb, as for example, among oriental peoples. When there is a sudden break or suspension in the process of civilized life, as there was in Europe in the middle ages, then the writing of history almost ceases and relapses into barbarism together with the society to which it belongs. Historical knowledge arises out of action, out of the need to clarify and newly determine ideals of action which have been observed or confessed, and through reflection upon what has happened it permits of such a new determination and new action is prepared. From the wideness of the historical vision in which from time to time the mind, regaining consciousness of the whole, reaches to the living of God, and from the uplift of the heart in inspiration and in

intimate prayer, one passes to practical action, to that action which in its operation is necessarily particular and restricrted.

. . . Historical culture has for its object the keeping alive of the consciousness which human society has of its own past, that is, of its present, that is, of itself, and to furnish it with what is always required in the choice of the paths it is to follow, and to keep in readiness for it whatever may be useful in this way, in the future. This high moral and political value of historical culture is the basis of the jealous endeavoar to promote and to increase it, of the jealous care used to preserve its security, and also of that heavy censure which falls upon him who abuses or distorts or currupts historical culture.

History as the Story of Liberty, by Benedetto Croce. (1941)

## પ્રાસ્તાવિક

અધ્યક્ષ સાહેબ સત્કારમંડળના પ્રમુખ તથા સભાસદો, સાહિત્યપરિષદ્‌ના પ્રતિનિધિઓ, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

અન્ધેરી મુકામે મળતા ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ના ચૌદમા અધિવેશનના ઇતિહાસવિભાગના પ્રમુખ તરીકે સંસ્થાના કાર્યવાહકોએ મને પસંદ કર્યો તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. એ માન મને છે, તે કરતાં હું જે સંસ્થા–વડોદરા કૉલેજમાં કામ કરું છું તેને છે, તે કૉલેજ જેવી બીજી અનેક શિક્ષણસંસ્થાઓને પોષતી વડોદરા રાજ્યની સંસ્કારી રાજ્યવ્યવસ્થાને છે. એ માન માટે મારા કૉલેજજીવનના બે પ્રોફેસરો, પ્રો. હોડીવાળા અને પ્રો. હરિભાઉ લિમયે, તેમને મારે અહીં પ્રણામ–અંજલિ આપવો જોઈએ, અને તે માટે ગૂજરાતની સંસ્કારિતામાં પ્રેમ ઉત્પન્ન કરનાર ગોંડળની સંગ્રામજી હાઇસ્કૂલમાં કામ કરતા પાંતરીસ વર્ષો પૂર્વેના લલિત

(જન્મશંકર મહાશંકર બુચ) જેવા. મારા શિક્ષકોને મારે અંજલિ આપવો જોઈએ. એ વખતના અન્તેવાસીઓ આપણા અધિવેશનના સાહિત્યવિભાગના પ્રમુખ રમણલાલભાઈની હમણાં જ બહાર પડેલી વાર્તા **છાયાનટ**ના નાયક ગૌતમ જેવા નગુણા નહોતા !

શરુઆતમાં હું બે ચાર વ્યક્તિગત વાતો કહી દઉં. સાહિત્યપરિષદોના કાર્યવાહથી હું અજાણ્યો નથી. ઇતિહાસના અભ્યાસી તરીકે આપણાં દેશના અને વતન ગૂજરાતના સાહિત્યથી હું વિમુખ રહ્યો નથી. અમારા જેવાને વિમુખ રહેવું પાલવે જ નહીં ! જીવનને ઉલ્લાસ અર્પનાર સાહિત્યના જ્ઞાન વગર પ્રજાના જીવનનું સર્જન કરતો ઇતિહાસ લૂખો છે. એ પરિચય મારા બાલજીવન જેટલો જૂનો છે, જે માટે હું મારા શિક્ષકોનો ઋણી છું. **લલિતના** વિદ્યાર્થીઓને ગૂજરાતી સાહિત્ય, ગૂજરાતી સંસ્કારિતા અજાણ્યાં કેમ રહી શકે ? ઇતિહાસ, રાજકરણ, અર્થશાસ્ત્ર વગેરે વિષયો ઉપર સ્વભાષામાં લખવાની પ્રેરણા મને સાહિત્યકારોથી જ મળી છે. આપની પૂર્વ પરિષદોના કાર્યવાહમાં મેં યથાશક્તિ ભાગ લીધો છે. આપનાં અધિવેશનોનાં નિવેદનોનું વાચન અનેકવાર મને બોધક નીવડ્યું છે. સાહિત્યકારોની અખાડાઓની કુસ્તીઓ, દંડાદંડી, કેશાકેશીથી મેં આનંદ માણ્યો છે.

**ગૂજરાતનો સળંગ ઇતિહાસ હવે લખવા માંડો. એ માટે ગૂજરાત ખચિત મદદ કરશે.** સાહિત્ય પરિષદના અધિવેશનના પ્રસંગે ઇતિહાસવિભાગનો કાર્યક્રમ જોતી વખતે દરેક જણ સહજ પૂછે કે તમે ઇતિહાસના અભ્યાસીઓ અમને અમારા દેશનો ઇતિહાસ વાચવા હવે ક્યારે આપશો ? અત્યારે તો એ પ્રશ્ન દરેકને થતો હશે. પ્રશ્ન સહજ છે. અને તેનો પ્રસંગ પણ યોગ્ય છે. આપણે અત્યારે એક યુગને તરી ગયા છીએ અને બીજા યુગને આરે આવીને ઊભા છીએ.

પ્રેમશૌર્યની સંવેદનાથી શરુ થતા, મધ્યસ્થ કડીઓમાં વિષાદમાં પરિણમી જતા, છતાં છેવટે મોટા આશાવાદથી પૂરા થતા નર્મદની **જય જય ગરવી ગૂજરાતના** મનોવેધક ગીતના શબ્દોમાં આપણો દોઢસો બસો વરસનો રાત્રિકાળ ઊતરી ગયો છે, આપણે ઉષા અને પ્રભા બન્ને કાળને વીતાવતા જાઈએ છીએ, અને એકાદ જમાનામાં આપણે મધ્યા-

હના પૂરમાં આવી જઈએ પણ ખરા. એ સંક્રાંતિના સમયમાં આપણે આપણા ઇતિહાસને વિચારવો જોઈએ, લખવો જોઈએ, સમજવો જોઈએ, સમજાવવો જોઈએ. આપણી પ્રગતિ ઇતિહાસયોગ્ય થઈ છે. ગૂજરાતે હિન્દને કેટલીક હિન્દની વિભૂતિઓ આપી છે. અત્યારે ગૂજરાત દેશ જગતને ખોળે એક અનેરી વિભૂતિને ધરી રહ્યો છે, જેને માટે શ્રીમદ્ ભાગવતનું વાક્ય ખરેખર બંધબેસતું થઈ શકે કેઃ—

॥ जयति ते ऽधिकं जन्मना जगत् ॥

તેથી જ ગૂજરાતી જનતા આજે પોકાર કરે છે કે અમને અમારો ઇતિહાસ સ્વભાષામાં તુરત આપો.

પોણોસો વર્ષો અગાઉ આપણી પાસે ઇતિહાસના સાહિત્ય માટે ઉપયોગી થાય તેવી કોઈ સામગ્રી નહોતી. અત્યારે એ સામગ્રીઓ આપણી પાસે સારા પ્રમાણમાં એકઠી થયેલી છે. એ છુટાછવાયા મણકાઓને એકઠા કરી સુરેખ મેળમાં તેમને ગુંથી તેમની હારમાળા આપની પાસે મૂકવાનું અમારું–ઇતિહાસના અભ્યાસીઓનું કર્તવ્ય થઈ ચૂક્યું છે. અમે એ મણકાઓને જ્યાં ત્યાં વેરાએલા રાખીએ અને તેને જડવાનું કામ ન કરીએ તો અમારા જેવા નગુણા અભ્યાસીઓ બીજા કોઈ હોઈ શકે નહીં. એ આરોપ આપ અમારા ઉપર ખચિત મૂકી શકો છો. અમે એ કામ અમારા શિર ઉપર લઈએ અને એ માટે તમારી મદદ માગીએ. ગૂજરાતની સંસ્કારિતાને સેંકડો વર્ષો સુધી ગૂજરાતી ધનિકોએ, અને ગૂજરાતી ગૃહસ્થાશ્રમીઓએ રક્ષ્યું છે અને એ રક્ષકોમાં સ્ત્રીઓ પણ આવી ગઈ છે!

## ગૂજરાતના ઇતિહાસની વ્યાખ્યાતાની આઠ ગ્રંથોની યોજના.

ગૂજરાતનો ઇતિહાસ ઇંગ્રેજીમાં અને સ્વભાષામાં હવે તુરત મળવો જોઇએ. વડોદરામાં અમે **વડોદરાસર્વસંગ્રહનાં** બે પુસ્તકોનું પુનરાવર્તન કરતા હતા ત્યારે એ વસ્તુ અમને ખાસ જણાઈ આવી. મેં એવો ઇતિહાસ ઇંગ્રેજીમાં અમારા **સર્વસંગ્રહ** માટે તૈયાર કરી વડોદરાસરકારને મોકલી આપ્યો છે. અમારો તે કામ માટેનો પ્રયત્ન પ્રથમ વડોદરારાજ્યના ખપ પૂરતો હતો. પણ વડોદરારાજ્ય ગૂજરાતમાં, ઇટલીમાં જેમ પિદમોં અને સાર્ડિનિઆનું રાજ્ય હતું, તેવું છે, એટલે તેના બીઆનમાં અમારે ગૂજરાતનો ઇતિહાસ આપ્યા વગર છૂટકો નહોતો. તેથી જૂના **સર્વસંગ્રહની** પાંચેક

પાનાંની ઐતિહાસિક હકીકતોને બદલે હવે દળદાર વસ્તુ વાચકને મળી શકશે. **ગૂજરાતસંશોધકમંડળ** માટે મેં ગૂજરાતના ઇતિહાસની સવિસ્તર યોજના તેમના કહેવાથી ગયા જુલાઈ માસમાં તે મંડળના કાર્યકરોને મોકલી આપી હતી. એ યોજના પ્રમાણે આપણા પ્રદેશના ઇતિહાસના કુલ આઠ ગ્રન્થો થઈ શકે છે. મેં એ યોજનામાં આપણી સંસ્કારિતાનો ઇતિહાસ જોડ્યો છે. એ યોજનાનું ગૂજરાતી રુપાંતર આ સાથે આપને મળશે. મેં એ યોજનાના ખરચનો અંદાજ કાઢી તે હકીકત ગૂજરાતસંશોધકમંડળ સમક્ષ રજૂ કરી છે.*

આ યોજનાને વેળાસર પાર પાડવા **ગૂજરાતસંશોધકમંડળની** સમિતિએ ઠરાવ કરી દીધો છે. મંડળના કાર્યકરો સમક્ષ શક્ય મદદ માટે મેં યોગ્ય અભ્યાસીઓનાં નામો સૂચવ્યાં છે. ગૂજરાતના ઇતિહાસના અને સંસ્કારના અભ્યાસીઓ એ કામ બ્રાહ્મણધર્મ સમજી કરશે એમ માની લઇએ તો પણ પ્રકાશન વગેરે માટે આ યોજના વૈશ્ય મદદને યોગ્ય છે. આપણો ઇતિહાસ સ્વભાષામાં થાય તેની અગત્ય છે તેટલી જ અગત્ય તેને ઇંગ્રેજીમાં કરવાની છે. મારી યોજના સર્વાંશે શુદ્ધ યોજના છે એવો દાવો કરવાની ધૃષ્ટતા હું કરતો નથી. ગૂજરાતનો, બલકે હિન્દુસ્તાનનો ઇતિહાસ સ્વભાષામાં અને ઇંગ્રેજીમાં ગૂજરાતને અને હિન્દને આપવો એ મારું પ્રોફેસર તરીકેનું મુખ્ય કર્તવ્ય છે. એ હું પ્રોફેસર થયો ત્યારથી માનતો આવ્યો છું. મેં એ દિશામાં ઇંગ્રેજીમાં હિન્દી ઇતિહાસ માટે યથાશક્તિ કામ કર્યું છે. 'ગૂજરાત' માટે મેં તેવો પ્રયાસ ઇંગ્રેજીમાં કર્યો છે તે હું હમણાં જ કહી ગયો છું.

## પુરોગામી પ્રમુખોનાં પ્રવચનો

સાહિત્યપરિષદ્‌ના કાર્યવાહકોએ ઇતિહાસવિભાગ રાખી ઇતિહાસનું અને તેના અભ્યાસીઓનું ગૌરવ કર્યું છે. આપનાં પુરોગામી અધિવેશનોનાં નિવેદનો જોતાં એમાં ઇતિહાસ ઉપરના કોઈ કોઈ નિબંધો ઇતિહાસના સાહિત્યમાં સારું સ્થાન લે એવા છે. પરિષદોનાં અધિવેશનોમાં ઇતિહાસવિભાગના પ્રમુખોનાં વ્યાખ્યાનોમાં પંડિત જિનવિજયજી વગેરેનાં વ્યાખ્યાનો પ્રમુખપદને શોભાવે

* આ યોજના સાત ગ્રન્થો રુપે ગૂજરાતસંશોધનમંડળના ડિસેંબર ૧૯૪૧ ના સામયિક અંકમાં ઇંગ્રેજીમાં જોઇ શકાશે.

એવાં છે, જ્યારે બીજા પ્રમુખોનાં ભાષણોમાં ગૂજરાતના ઇતિહાસ ઉપર એક શબ્દ કહેવામાં આવ્યો નથી ! એકાદ સ્થળે તો ગૂજરાત ઉપર બે ચાર સામાન્ય વિચારો કહ્યા પછી પ્રમુખ ઇતિહાસની સામાન્ય લેખાતી ફિલસુફી ઉપર ઊતરી પડે છે ! એક અધિવેશન વખતે ગૂજરાતના ઇતિહાસની પર્વવાર યોજના આપવામાં આવી છે. મારા નમ્ર મત મુજબ ગૂજરાતના ઇતિહાસ ઉપર અને ગૂજરાતના ઐતિહાસિક સાહિત્ય ઉપર સર્વાંગ ઊહાપોહ પ્રમુખના વ્યાખ્યાનમાં આવવો જોઈએ. હું અહીં તે કામ આપની સહાનુભૂતિથી પાર પાડવા ઇચ્છું છું. એ તો પ્રોફેસર-પ્રાધ્યાપકનું મુખ્ય કર્તવ્ય ગણાય.

## ઇતિહાસનું સર્જન. વ્યક્તિબળ. સંસ્થાબળ. વિચાર-બળ : રૂપરેખા.

આ વ્યાખ્યાનમાં પ્રથમ તો ગૂજરાતના ઇતિહાસની મેં આપ પાસે રજૂ કરેલી આઠ ગ્રન્થોની યોજનાનું સમર્થન અને તેનું સ્પષ્ટીકરણ આપવામાં આવ્યાં છે. ઇતિહાસનું સર્જન વ્યક્તિબળથી, વિચારબળથી અને સંસ્થાબળથી થાય છે તે ખ્યાલમાં રાખી આ સમર્થનમાં અને સ્પષ્ટીકરણમાં એમનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે બળોને જે ગૂજરાતી અભ્યાસીઓએ સમજાવ્યાં છે તેમનો વિચાર અહીં આપવામાં આવ્યો છે. ગૂજરાત બહારના અભ્યાસીઓએ તે વિચારબળને અને વ્યક્તિબળને સમજાવ્યાં છે તેનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ સમાલોચના ગાંધીજી સુધી આપવામાં આવી છે. ત્યાર પછી ઇતિહાસના વિષય ઉપર આપણે ત્યાં અર્વાચીન દૃષ્ટિના સાહિત્યબળો વિકસ્યાં છે તેમનો વિચાર આપવામાં આવ્યો છે અને ઇતિહાસનો અભ્યાસ ગૂજરાતમાં કેવી રીતે સબળ બને તેના માર્ગો બતાવવામાં આવ્યા છે.

## પ્રાગ્-ઇતિહાસ. Pre-History. પૌરાણિક વિભાગ

આપણે પહેલાં તો આપણા પ્રદેશની ભૂરચનાથી જ અજાણ્યા હતા. પણ અત્યારે એ તિમિરનો નાશ થતો જાય છે. બ્રિટિશ સરકારનાં લખાએલાં અનેક નિવેદનો અત્યારે મોજુદ છે. કોડિનાર વિભાગ, ઓખામંડળ, પાટણનો ભાગ, સંખેડા વિભાગ, ભરુચ તરફનો પ્રદેશ, ખાનદેશ પાસેની ભૂમિ, વગેરેનાં અન્વેષણો આપણી પાસે છે, જેથી આપણે આપણા પ્રદેશનો પ્રાગ-ઐતિહાસીક પૌરાણિક સંબંધ

જળસમાધિ લીધેલા કોઈ પ્રદેશ સાથે સ્થાપી શકીએ અને તે સંબંધને આપણે પૌરાણિક કથાઓ સાથે સાંકળી શકીએ. હરાપ્પા અને મહનજોદરો, એમની સંસ્કૃતિનો મેળ માર્શલે, બેનરજીએ અને શાહાણીએ સાધ્યો છે. ઓખાહરણની ચિત્રલેખાવાળા પાત્રને આપણે ચિત્રલિપિનું રૂપાંતર આપી શકીએ અને બાણાસુરની સત્તાનો આસિરિઆ કે તે સાથેના પ્રદેશ સાથે સંબંધ જોડી શકીએ. ઇરાક, સુમેર, અસુર દેશ, મિસરદેશ–વગેરે પ્રદેશોના ઇતિહાસો હવે સુરેખ મળી શકે છે. આપણે તેમની ભાષાઓને સમજી હિરણ્યક્ષ અને હિરણ્યકશિપુ બન્નેને સમજાવી શકીએ. વિમલચરણ લોહાએ અને પાર્ગિટરે પુરાણોનો અને કળિયુગના રાજવંશોનો અભ્યાસ કરી ગૂજરાતની પૌરાણિક કથા માટે આપણાં નેત્ર ઉઘાડયાં છે. મેકડોનલ્ડ, વેબર, વિન્ટરનિટ્ઝ, વગેરે અભ્યાસીઓનો વૈદિક અભ્યાસ ગૂજરાતની પુરાણ સંસ્કૃતિને નવો ઓપ આપી શકે. વિજયરાય વૈદ્યે આ કામ હમણાં જ કરી બતાવ્યું છે, જો કે તેમાં ઇરાણી અભ્યાસનાં તત્વો જોઈ શકાતાં નથી. પુરાતનમાનવ જાતિના અભ્યાસીઓ ભિલ્લ નાગ રાનીપરજ વગેરે સમાજોની ભાષા વગેરેના અભ્યાસથી ગૂજરાતના સંસ્કરણને નવેસર સમજાવી શકે. આનર્ત નામને नृत् ધાતુ ઉપરથી આપણે ઉતારી શકીએ, તો आ = समन्तात् नृत्यते यत्र स देश: એવી રીતે આપણે તેને સમજાવી શકીએ, લાટ દેશને ફાર્સ પાસેના લારિસ્તાન અને અત્યારે મહાવિગ્રહની ભૂગોળમાં જાણીતા થએલા લાટવિઆ પ્રદેશ અને લાડોગા સરોવર સુધી લઈ જઈ શકીએ. ગૂર્જર શબ્દને ખુર્દ અને જ્યોર્જિઅન પ્રદેશોના લોકસમૂહો સાથે મેળવવા આપણે ખુશીથી તેમની ભાષાઓનો મેળ કરી શકીએ. આપણે હવે આપણા પ્રથમ જ્યોતિર્ધર શ્રીકૃષ્ણના જીવનને ઐતિહાસિક ન્યાય આપી શકીએ. બંકિમચન્દ્રે એ પુરુષોત્તમનું માનુષ જીવન લખ્યું, જેનું ભાષાંતર દિ. બ. કૃષ્ણલાલભાઈએ વર્ષો પહેલાં આપણને આપ્યું છે અને જેનો ઉપોદ્ઘાત જૈન સંસ્કારના પ્રશંસક અને ગાંધીજીના સંસ્કારગુરુ રાયચંદ–રાજચન્દ્ર કવિના ભાઈ મનસુખલાલ રવજીએ જૈન સાહિત્યના જ્ઞાનની ભૂમિકા ઉપર લખ્યો છે. ચિ. વિ. વૈદ્યે **રામાયણ** અને **મહાભારત** બન્નેને ઇતિહાસ તરીકે સમજાવ્યાં છે, તો તેનું અધિક સંસ્કરણ અત્યારે પૂનાથી શ્રી. સુખતનકર કરી રહ્યા છે. આપણા પ્રદેશમાં થએલું આર્ય અવતરણ, ચ્યવન, કપિલ, ભૃગુ,

૩૫૨

વગેરે ઋષિઓએ વસાવેલો અહીંનો સંસ્કાર, શર્યાતિ, શ્રીકૃષ્ણ, બળદેવ, શાલ્વ, વગેરેનાં તંત્રોને જયસ્વાલ વગેરેએ આપણને કહ્યાં છે. એમાંથી આપણે આપણો પ્રથમ આર્ય સંસ્કાર સમજી સમજાવી શકીએ. **કાવ્યાનુશાસન**ની પ્રસ્તાવનામાં રસિકલાલ પરીખે આવું માર્ગદર્શન કર્યું છે. **ભારતીય વિદ્યાભવન** એમાં વિશેષ સમજાવટ કરી શકે. **મહાભારત**ના હમણાં થતા સંશોધનથી એવું ફલિત થાય છે કે ભૃગુ કુટુંબે **જયકાવ્ય**ની રચનામાં મુખ્ય કામ નાખ્યું છે. જો એ મતનો આપણે સ્વીકાર કરીએ તો ગૂજરાતમાં આવેલા ભાર્ગવ બ્રાહ્મણોના પૂર્વજોએ સંસ્કૃત સાહિત્યના વિકાસમાં સારો ભાગ આપ્યો છે એમ આપણે માની શકીએ. ભગવાનલાલ ઇન્દ્રજીના વખત પછી વૈદિક, પૌરાણિક અને ગૂજરાતની પેલી પારના પ્રદેશોની સંસ્કૃતિના અભ્યાસો કેટલે પહોંચ્યા છે એ જણાવવાનો મે અહીં પ્રયત્ન કર્યો છે. કરંડીકરનો નર્મદાનાં ગિરિગહ્વરોની સંસ્કૃતિનો ખ્યાલ ગમે તેટલો કાલ્પનિક હોય છતાં માહિષ્મતી, સહસ્રાર્જુન વગેરે છેક પરિહાસના વિષયો તો નથી. કનૈયાલાલ મુનશીએ આ પૌરાણિક કથાઓને સાહિત્યમાં ઉતારી આપણને એ વિષે નવીન માર્ગ દર્શાવ્યો છે, જો કે એ સર્જનોનાં કેટલાંક પાત્રોની યોગ્યતા વિષે હંમેશાં મતભેદ સંભવી શકે છે. કૂટનાં સંશોધનો હજુ અજાણ્યાં રહ્યાં છે અને ગૂજરાતની ભૂમિના થર ગૂજરાતના ઇતિહાસના થર જેટલા જ અજાણ્યા છે. હમણાં જ **ગૂજરાતસંશોધનમંડળ** તરફથી વડોદરા રાજ્યના બિજાપુર તાલુકા પાસે ડૉ. સાંકળીઆ, પંડ્યા વગેરે ગૂજરાતી તથા બંગાળી બન્ધુઓએ આ થરને ઉકેલવાનો નવીન પ્રયત્ન કરવા માંડયો છે.

શ્રીકૃષ્ણ સમયની એક બાબત અહીં રજૂ કરવાનું મન થાય છે. શ્રીકૃષ્ણ વાસુદેવ સૌરાષ્ટ્રમાં વરસો સુધી રહ્યા હતા. અહીં તેમણે પરદેશી વસાહતો જોઈ હોય. તેમનો જૈન પરિચય જૈન સાહિત્યમાં જાણીતો છે. એ અવલોકનોના સારરૂપે તેમણે નવો સંસ્કાર પોતાના મગજમાં તૈયાર કર્યો હોય, જે આપણને **ભગવદ્ગીતા**ના બોધમાં મળી શકયો ! **ભગવદ્ગીતા**નું બારીક અન્વેષણ કર્યા પછી કેટલાક અભ્યાસીઓ એમ કહે છે કે તેમાં ફિલસુફીઓના જેટલો સમન્વય છે તેટલો જ વૈદિક આર્યોના જૂનવાણી સંસ્કારોનો વિરોધ છે !

## યાદવ સંસ્કારનો વિસ્તાર. સૌરાષ્ટ્રનાં ગણરાજ્યો.

પ્રાચીન કાળના ઇતિહાસમાં યાદવ સંસ્કારનો વિસ્તાર મુખ્યત્વે આપણા ગૂજરાતથી થયો છે અને એ વિસ્તાર મહારાષ્ટ્ર અને તામિલ પ્રદેશ સુધી ગયો છે. ઇતિહાસના અભ્યાસીઓ પાસે આ વિષય વધારે દિશાસૂચન માગે છે. યાદવકુળનાં રાજ્યો ગણરાજ્યો હતાં. એવાં ગણરાજ્યો ઉત્તર હિંદમાં એ વખતે બધેય હતાં. ગણરાજ્યોનાં સમવાયરાજ્યો હતાં, જેનો ખ્યાલ બૌદ્ધ અને જૈન સાહિત્યમાંથી આપણને મળી શકે છે. યાદવ વસાહતમાં આભીરો આવી જાય છે. એ આભીરોનો વિસ્તાર યાદવોના જેટલો જ હતો. તેમનાં યે ગણરાજ્યો હતાં. એ ગણરાજ્યોને મૌર્ય મહારાજ ચન્દ્રગુપ્તે તોડયાં અને તેમની પાસે માત્ર સામાજિક અને આર્થિક સત્તાઓ રહેવા દીધી.

કૌટિલ્યના અર્થસૂત્રમાં એનો સ્પષ્ટ નિર્દેશ છે. આવાં રાજ્યો સુરાજ્યો, સુરાષ્ટ્રો હશે તેથી તેમના મુખ્ય ક્ષેત્ર આપણા હાલના કાઠિઆવાડને પ્રાચીનોએ सौराष्ट्र सुराष्ट्राणां समूहः समवाय : એ નામ આપ્યું હોય, જો કે કેટલાએકો એમ કહે છે કે સૂર્યરાષ્ટ્ર ઉપરથી સૌરરાષ્ટ્ર-સૌરાષ્ટ્ર થયું હોય.

## મૌર્ય સમય. માગધ સંસ્કૃતિ. ગુફાઓ અને વિદ્યાપીઠો

આપણો સંસ્કાર ચન્દ્રગુપ્તના સમયથી ખરો ઐતિહાસિક બને છે. ગિરનાર અને જૂનાગઢ વચ્ચે આવેલા સુવર્ણરેખા નદી (સોનરખ) ના બંધને બંધાવનાર મહારાજ ચન્દ્રગુપ્તનો લેખ સુદર્શન સરોવર ઉપર હોવો જોઈએ. ત્યાંનો યવન તુષાષ્યનો અધિકાર પરદેશી અસર સૂચવે છે. અશોક રાજાના ખડકલેખો આપણને હજી વિસ્તારથી આપ્યા છે. ભાંડારકર, સ્મિથ, મુકરજી, કોસાંબે વગેરેએ તેમનો અભ્યાસ કર્યો છે. બ. નું લિપિજ્ઞાન ભગવાનલાલ ઇન્દ્રજીના વખતથી ઘણું વિકાસ પામ્યું છે. બૌદ્ધો, જૈનો અને આજીવિકો, એમનાં જીવન વિષે આપણે હવે વધારે જાણીએ છીએ, જો કે જૈન સાહિત્યનો ઉપયોગ એ માટે આપણે વિગતવાર હજુ કર્યો નથી. પુલુમિ, અન્તિઅકસ, વગેરે રાજાઓ સાથે આપણો સંપર્ક સાબિત કરી આપતી ગૂજરાતમાં હંમેશ માટે પ્રખ્યાતિ પામેલી પાંજરાપોળ જેવી સંસ્થાઓની સ્થાપનાઓની ઘોષણા કરતા, માગધ સંસ્કૃતિને

ગૂજરાતમાં વસાવી ગૂજરાતને હિન્દરાષ્ટ્રના અગત્યના વિભાગ તરીખે જાહેર કરતા આ લેખોની ઉપયોગિતા સર્વ સ્થળે માન્ય થઈ છે. ગિરિનગર ક્યાં હશે, સુદર્શનનો વિસ્તાર કેટલો હશે, વૃક્ષોની ઘટાથી શીતળતાનો પ્રસાદ આપતા માર્ગો ક્યાં હશે, એ અને સ્થાનિક લિપિપ્રયોગો તથા ભાષાપ્રયોગો વગેરે આપણે એમાંથી નક્કી કરવાના છે. ઉપરકોટનાં ખાપરાકોડિઆનાં નિવાસસ્થાનો તરીખે જાણીતી થયેલી ગુફાઓ, ભાવનગર પાસે આવેલી તળાજાની ગુફાઓ, જૂનાગઢનાં ઊના મહાલની સાણાની ગુફાઓ, એ માગધી સંસ્કૃતિનો બીજો વિભાગ છે, જે ગુફાઓની સંસ્કૃતિ વડનગર, પાટણ વગેરે સ્થળોએ સૈકા સુધી થયેલા સાહિત્યફિલસુફીના વિકાસ સાથે જોડાઈ જાય છે. ખોદકામથી ધરતીપટથી બહાર આવેલી નાલંદના વિદ્યાપીઠના ત્રણ મજલી અવશેષોને આપણે જોઈએ તો સૌરાષ્ટ્રની આ સંસ્કૃતિનો આપણને કંઈક ખ્યાલ આવી શકે બધાંને નજરે જોયા પછી હું આ શબ્દો અહીં કહું છું. મૌર્ય, શુંગ, કાણ્વ અને આન્ધ્ર ઈતિહાસકાળને આપણે હજુ ગૂજરાત માટે તો ઉકેલવાનાજ છે આ વિષય માટે ગૂજરાતીઓએ સારું સાહિત્ય આપ્યું છે. કાલિદાસના **માલવિકાગ્નિમિત્ર** નાટકના પ્રો. ઠાકોરના ભાષાન્તરની પ્રસ્તાવના અને **મુદ્રારાક્ષસની** કેશવ હર્ષદ ધ્રુવની પ્રસ્તાવના ગૂજરાતી અભ્યાસીઓને અભિમાન લેવા યોગ્ય છે. **ભારતીય વિદ્યાભવનના** અભ્યાસોમાં પ્રો. અમૃતલાલ ગોપાણીની આભ્ભિકો ઊપરની વિચારમાળા આ વિષયમાં આપણને નવી દિશાઓ સૂચવે છે.

## પરદેશીય સંસ્કરણ. કુશાન અને ક્ષત્રપ કાળ

હિન્દેતર, બૌદ્ધ, જૈન અને વૈદિક વિચારોના સમન્વય રુપે બની રહેલી ગૂર્જર-સૌરાષ્ટ્રીય સંસ્કૃતિનો હવે પછીનો ઇતિહાસ કુશાન, ક્ષત્રપ અને મહાક્ષત્રપ સમયોનો છે. એ યુગમાં હિન્દની પ્રજાઓનો સાંસ્કારિક એક આકાર થતો જતો હતો. તેમાં બૌદ્ધ અને જૈન વિચારો ઉપકારક થયા હતા. ગૂજરાત સૌરાષ્ટ્રમાં આ એક આકાર ખાસ અનુભવમાં આવતો હશે. આ એક આકારનો અનુભવ કરાવતી રાજ્યવ્યવસ્થાને આપણે પરદેશી રાજ્યવ્યવસ્થા કહેતા આવ્યા છીએ, તેમાં મને દોષ લાગે છે. અકબર પહેલાં જેટલો પરદેશી હતો તેટલો જ તે પછી હિન્દનો થઇ ગયો તે પ્રમાણે કુશાનો, ક્ષત્રપો અને મહાક્ષત્રપો જેટલા પરદેશી હતા તેટલા જ તેઓ હિંદના થઈ ગયા. આ

આખો સમય હજુ અન્વેષણપાત્ર છે; અને દ્વારકાના પુસ્તકાલયમાં પડેલો યષ્ટિલેખ, મુંબઈના પ્રિન્સ ઑફ વેઈલ્સમાં પડેલો લાઠી તરફનો યષ્ટિલેખ, રાજકોટના વૉટ્સન સંગ્રહાલયનો એવો જ લેખ, એ વખતના મોટલાબંધ મળતા સિક્કાઓ, **મિલિન્દપન્હ** જેવા ગ્રન્થો, સાંચીભારહૂત વગેરે સ્થળોનાં શિલ્પો વગેરેનું વિસ્તારપૂર્વક દોહન થવું હજી બાકી છે.

રાજેન્દ્ર સોમનારાયણ દલાલે હિન્દના પ્રાચીન ઇતિહાસ ઉપર બે ગ્રન્થો ઇંગ્રેજીમાં લખ્યા છે. હમણાંજ આ વિષે ગૂજરાતી ભાષામાં પાંચ ગ્રન્થોનો ડૉ. ત્રિભુવનદાસ લ્હેરચંદ શાહનો પ્રયત્ન અહીં નોંધાવો જોઈએ. એ પ્રયત્ન ઇંગ્રેજી ભાષામાં થયો છે અને **પ્રાચીન ભારત-વર્ષની** પ્રસ્તાવના દિવાન બહાદુર એસ. કે. આયંગરે લખી છે. તેનાં અનેક સારાંનરસાં અવલોકનો આવી ગયાં છે. ચન્દ્રગુપ્ત ગ્રીકોનો સન્ડ્રોકોટસ નહોતો, પ્રિયદર્શી રાજા અશોક નહીં પણ સંપ્રતિ હતો, અને એ યુગમાં જૈન 'બોલબાલા' હતી એ આ ગ્રન્થોના ત્રણ મુખ્ય મુદ્દાઓ છે, જે મુદ્દાઓ ક્રાંતિવાચક છે. **પ્રાચીન ભારતવર્ષ**ના લેખકનો જૈન વિચારને ભારતવર્ષના બહુમતી વિચાર કરવાનો પ્રયત્ન અતિશયોક્તિઓથી ભરેલો છે, અને ગ્રીક, સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યનો તેમનો પરિચય નિકટ નથી.

## ગુપ્ત સમય

ગુપ્ત સમયના આપણા ઇતિહાસ માટે આપણી પાસે બહુ સાધનો નથી એ ખરું છે, પણ ગુપ્ત યુગની અસરો આપણે ત્યાં ઘણા વખત સુધી રહી છે એમ મારું માનવું છે ભારશૈવ અને વાકાતક અમલ કદાચ વડનગર સુધી પહોંચી ગયો હોય! રામચંદ્ર સૂરીએ **નાટ્યદર્પણ-માં** ઉતારેલી **દેવીગુપ્ત**નાટકની કેશવ હર્ષદ ધ્રુવે સંસ્કારેલી વાત માન્ય થાય તો ગિરિનગર એટલે જૂનાગઢ પાસે જ શક રાજ્ય ઉપર ગુપ્ત સત્તાનો વિજય થયો હતો! અમરેલીનું પુરાતન ખોદકામ આ વિષે આપણને ઉપકારક થાય છે. પુરાતન વસ્તુઓના આપણા એ ગુપ્ત-ભંડાર તરફ હરિલાલ હર્ષદ ધ્રુવે ઓરિએન્ટલ કૉન્ફરંસના અધિવેશન વખતે પ્રથમ લક્ષ ખેંચેલું. એ સ્થળે મળી આવતાં શંખલાઓનાં વલયો વલભી પાસેના સમુદ્ર કિનારાથી આયાત થતા માલમાંથી બનાવતા હતા. જે સાહિત્યનો ઉપયોગ સત્તરમી સદી સુધી બંગાળી રમણીઓ કરતી હતી અને જેની કારીગીરી હમણાં સુધી દીવબંદરમાં હતી,

જે વાતને હર્નલે આપણા તે સ્થળના સમુદ્રતટના અન્વેષણના નિવેદનમાં આપી છે. ગુપ્ત કાળનો અજાકીય એક આકાર ગૂજરાત-કાઠિઆવાડના લોકોના અવટંકોમાં અત્યારે જોઈ શકાય છે. રબારીઓ, આંજણા રજપૂતો, વગેરેના અવટંકોમાં હૂણ અવટંક આશ્ચર્યજનક તો નથી! રબારી શબ્દ હિન્દના વ્યાકરણમાં જૂનો શબ્દ છે એમ અભ્યાસીઓએ સિદ્ધ કરી બતાવ્યું છે અને તે મધ્ય એશિઆથી ઊતરેલો છે.

## પાશુપત અને શાક્ત સંપ્રદાયો

આ સમયનો હિન્દનો એક સંસ્કાર આપણા સમાજના ઇતિહાસમાં અગત્યનું સ્થાન રોકી રહ્યો છે, જે સંસ્કારનું ઉચ્ચ સ્થાન ગૂજરાતમાં હતું. ડભોઇ પાસે આવેલા કારવણ (કાયાવરોહ) ગામ પાસે લિંગસ્થળી ગામ છે, જે નામે પાશુપત મતનું સૂચક છે. કારવણ ગામમાં પાશુપત સંપ્રદાયના આદિસ્થાપક લકુલીશ થઇ ગયા. વિદ્વાનો એમનો સમય ઇસવીસનનો પ્રથમ સૈકો હોવાનું માને છે. સોલંકી યુગનાં અનેક દાનો પાશુપત મતના આચાર્યોને મળેલાં છે. પાશુપત બૃહસ્પતિ ભાવ ગંડ સોમનાથ–પાટણનો નગરપતિ હતો અને સિદ્ધરાજનો પરમ મિત્ર હતો. હેમચંદ્રસૂરીએ **દ્વયાશ્રયમાં** એ સત્કારનું વર્ણન લખ્યું છે. કારવણના અવશેષો એલિફન્ટાના સ્થાપત્યને યાદ કરાવે છે. ગાયકવાડ પ્રાચ્ય વિદ્યા ગ્રન્થમાળામાં ગણકારિકા ગ્રંથનાં પરિશિષ્ટોમાં કાયાવરોહ અને લકુલી શવિષે હકીકતો મળે છે.

એક બીજો સંસ્કાર આ વખત લગભગ ગૂજરાતમાં આવ્યો. એ શાક્ત સંસ્કાર હતો. નર્મદાશંકર દેવશંકરે આપણને સ્વભાષામાં આ સંપ્રદાયનો બોધક ઇતિહાસ આપ્યો છે. એક મત એવું છે કે ગૂજરાતનો આ સંપ્રદાય એટલો બધો ધોવાઈ ગયો છે કે તે અસ્તિત્વમાં છે કે નહીં તેનો ગંધ પણ બીજા લોકોને આવતો નથી. પણ એ યથાર્થ નથી. ગૂજરાતનાં શાક્ત મઠો હિન્દમશહૂર હતાં. તે પીઠોની પૂજા ગૂજરાતના સમાજમાં હજુ ચાલુ છે. શાક્તસંસ્કારમાં તાન્ત્રિકોએ અનિચ્છનીય બાબતો ઘુસાડી દીધી. એ બાબતોની જૈનોએ શુદ્ધિ કરી. ગુપ્તવંશીય રાજ્યવ્યવસ્થાનો ખ્યાલ આપણને ફ્લીટ, આયંગર, હેમચન્દ્ર રાયચૌધરી, વગેરે લેખકોએ કરાવ્યો છે. દુર્ગાશંકર શાસ્ત્રીએ ચાવડાવંશ ઉપરના ગૂજરાતી પુસ્તકમાં તેનો ખ્યાલ કરાવ્યો છે.

લેખસંગ્રહ, સિક્કાઓ, પ્રવાસવર્ણને, કળા, સાહિત્ય વગેરેનો સમન્વય કરી આપણે તે સમયની સંસ્કૃતિનો ઐતિહાસિક ખ્યાલ બાંધી શકીએ.

## વલભી રાજ્ય: ગૂર્જર રાષ્ટ્રની પ્રથમ ભૂમિકા.

વલભી એટલે છજાનું આધારભૂત બાંધકામ અને વલભીપુર એટલે એવાં બાંધકામોની મહેલાતોનું નગર. ચીની મુસાફરો એની જાહોજલાલી વર્ણવે છે. વલભીના મૈત્રેયો મેર હોય, મિત્રના એટલે સૂર્યના પૂજકો હોય, અનાર્ય હોય, આર્ય હોય, ગમે તે હોય, પણ જ્યારે તેમણે ગૂજરાતમાં અમલ જમાવ્યો ત્યારે તેઓ આર્ય સંસ્કારના પ્રશંસકો થઇ ગયા હતા. એ સંસ્કારમાં તેમણે બૌદ્ધ અને જૈન મેળ મેળવ્યો હતો. **આર્યમંજુશ્રીકલ્પ** પ્રમાણે વલભી રાજાઓ સમુદ્રસ્વામીઓ હતા અને એક વાર કનોજમાં સાર્વભૌમપદે વિરાજ્યા હતા. દેવર્દ્ધિક્ષમાજી શ્રમણને હાથે થએલું જૈન સૂત્રોનું એકીકરણ વલભી મુકામે થયું હતું. વલભીના બૌદ્ધ વિહારના બે કુલપતિઓ સ્થિરમતિ અને ગુણમતિ હતા, જેમાં ગુણમતિ મહાયાન પંથનો પ્રખર વિદ્વાન હતો. **ભટ્ટીકાવ્ય** અહીં લખાએલું. વલભીના વિદ્યાપીઠમાં હ્યુએનસંગ આવી ગયો હતો. તે રાજ્ય પારસીકો સાથે અને અરબો સાથે પરિચયમાં હતું. હર્ષ, ગૂર્જરો, ચાપોત્કટો, ચાલુક્યો સાથે તેનો સાંધિવૈગ્રહિક સંબંધ હતો. તાજીકો એટલે મુસ્લીમો સાથે સમુદ્રના સ્વામિત્વ માટે લડતાં તેઓ હારી ગયા. એ લડાઇ હિન્દ ઉપરની ઇસ્લામની ચઢાઇની પ્રથમ ભૂમિકા હતી. એ સમયમાં વલભી, ગિરિનગર, વડનગર, એ હિન્દમશહૂર વિદ્યાધામો હતાં. બસો વરસોના આ વલભી રાજ્યથી પરિણમેલી સંસ્કારિતા ગૂજરાતની સંસ્કારિતાની પ્રથમ ભૂમિકા હતી. માનશંકર પીતાંબરદાસ મહેતાના **મેવાડના ગુહિલો** પ્રમાણે ચિત્તોડના રજપૂતો વલભી રાજ્યના નાગર બ્રાહ્મણો હતા. ચિતોડવંશી રજપૂતો ભોંસલે વંશના શિવાજીના પૂર્વજો હતા તે હવે સિદ્ધ થયું છે. તેથી મહારાષ્ટ્રની સ્થાપેલી હિન્દુપદપાદશાહીના વંશવૃક્ષનું મૂળ વલભી તરફ જાય છે, જો કે પહેલું મત સ્વીકારવા જેવું મને તો લાગતું નથી. એક આખ્યાયિકા પ્રમાણે વલભીવંશી રાજકુમારનું વડનગરના નાગર બ્રાહ્મણ કુટુંબમાં પાલન થયું હતું, જે રાજકુમારના વંશમાં બાપા રાવળ થયો, જેણે ચિતોડનો વંશ પ્રથમ પ્રસિદ્ધિમાં આણ્યો. ગમે તેમ, પણ વલભી રાજ્યની પુનરાવૃત્તિ વલભીના નાશ પછી રાજસ્થાનના એક પ્રદેશમાં થઇ, જ્યાંથી તેનો વંશવિસ્તાર મહારાષ્ટ્રમાં થયો.

## ગૂર્જરો, ચૌલુકયો, જ્યેષ્ટકો, રાષ્ટ્રકૂટો

જેવા વલભીઓ આર્ય સંસ્કૃતિના પોષકો હતા તેવા જ ગૂર્જરો, જ્યેષ્ટકો, ચૌલુકયો અને રાષ્ટ્રકૂટો હતા. ગૂર્જર પ્રતિહારોના રાજ્યની દિવાલો સામે અરબોએ અનેક પ્રહારો કર્યા હતા. વલભીના નાશ પછી એ અરબોએ ગૂજરાતના કિનારા પર ચાલુકયો સામે અને ગૂર્જરો સામે પ્રહારો કર્યા હતા. સૌરાષ્ટ્રમાં તેમણે એવા જ પ્રહારો ઘૂમલી–ભૂતાંબિલિકાના જ્યેષ્ટકો સામે અને ગિરિનગરના ચૂડાસમાઓ સામે કર્યા હતા. આવા જ પ્રહારો ગૂજરાતના મધ્યદેશ ઉપર તુર્કોએ દસમી સદીથી તેરમી સદી સુધી ચાલુ રાખ્યા. આ જંગ આપણે ઇ. સ. ૭૧૨ થી શરૂ કરવો જોઇએ.

સૌરાષ્ટ્રના કિનારા પર તે જંગનો અંત ઇ. સ. ૧૪૮૦–૮૨માં આવ્યો, પાવાગઢ ઉપર તે જંગ ઇ. સ. ૧૪૮૦–૮૨માં પૂરો થયો. અને મધ્ય ગૂજરાતમાં તેનો અંત લગભગ તે જ વખતે આવ્યો. જો કે સામાન્યત : તેનો સમય ઇ. સ. ૧૨૯૭નો ગણાય છે. એ જંગમાં ઉત્તર ગૂજરાતના ઇડરના રાજ્યવંશે રંગ રાખ્યો છે. **રણમલ્લછંદમાં** ગાયું છે કે :

यदि न भवति रणमल्लः प्रतिमल्लः
विक्रीयन्ते दगडैर्वाजारे गुर्जरा भूपाः ॥

ઈ. સ. ૧૫૧૨માં લખાએલા **વિમલપ્રબંધમાં** મૂકેલી નીચલી કડીઓના સૂરને ઉપલા સૂર સાથે સરખાવતાં ખરો ભેદ તુરત માલમ પડશે. કડીઓ આ રહી.

'જિહાં જિહાં જાણુ ઇ હિન્દુ નામ
તિહાં તિહાં દેશ ઉજાડ ઈ ગામ
હિન્દુનું અવતરીયું કાલુ જુ ચાલિ તુ કરી સંભાળ.'

### ગૂર્જર વંશ

ગૂર્જરવંશી તામ્રપત્રોમાં 'પ્રશાન્ત' વિશેષણ રાજાઓની વંશાવલી સાથે લગાડવામાં આવ્યું છે. તે રાજાઓએ ધર્મવ્યવસ્થાની રચના કરી હતી. બધાં પત્રો ગૃહ્યસૂત્રગત ક્રિયાઓ માટે આપવામાં આવ્યાં હતાં. મધ્ય હિંદના ગૂર્જર પ્રતિહાર રાજાઓ જૈન મુનિઓના આશ્રયદાતા હોવાનું જણાય છે. એવો નિશ્ચય થઇ શકે છે કે લાટ

દેશની પાતળી થઈ ગએલી આર્ય-વૈદિક સંસ્કૃતિની નવી ધર્મવ્યવસ્થા કરી આ રાજાઓએ આવાં બિરુદો મેળવ્યાં હોય ! એ જ રાજાઓએ ગૂર્જર રાજ્યવ્યવસ્થાને નાગ લોકોમાં એટલે રાજપીપળાના પ્રદેશમાં અને તેની પાર ચાલુ કર્યાનું તેમનાં દાનપત્રોમાં કહેવામાં આવ્યું છે.

## રાષ્ટ્રકૂટ અમલ

ખેડાના ચાલુક્ય સરદારની કન્યા ભવનાગા સાથે રાષ્ટ્રકૂટી કુમાર ઇન્દ્રે રાક્ષસવિવાહ કર્યો તે વખતથી લાટમાં અને ગૂજરાતમાં ઠેઠ ખેડા સુધી બે સૈકાં માટે રાષ્ટ્રકૂટી સત્તા રહી. રાષ્ટ્રકૂટો મહારાષ્ટ્રના માનખેડથી આવેલા હતા. તેથી ગૂજરાતનો અને મહારાષ્ટ્રનો રાજકારણ પ્રકરણનો આ પ્રથમ ઐતિહાસિક સંબંધ ગણાય. પ્રો. અલતેકરે રાષ્ટ્રકૂટો ઉપર વિસ્તારથી લખ્યું છે. રાષ્ટ્રકૂટો જૈનોના આશ્રયદાતા હતા. કેટલાએક રાષ્ટ્રકૂટો જૈન હતા. એ વખતના દિગંબર જૈન સંપ્રદાયની સાહિત્યપ્રવૃત્તિ સોલંકી યુગના ગૂજરાતની શ્વેતાંબરી જૈનોના પ્રવૃત્તિ જેવી હતી. બન્ને વચ્ચે ઘણું સામ્ય છે. બન્ને પ્રદેશોના જૈનો યુદ્ધની સરદારી કરે છે, સાહિત્ય ખેડે છે, કળાને પોષે છે, અને રાષ્ટ્રને વધારે છે, રાષ્ટ્રકૂટ રાજાઓએ ગૂજરાતમાં કાનડી, તામિલ અને તેલંગણુ અધિકારીઓને નીમ્યા હતાં. ગૂજરાતનાં કોઈ કોઈ ગામોનાં નામોમાં તામિલ છાયાઓ જોઈ શકાય છે, જેમકે, ડભોઈ પાસે તેનતલાવ ગામ છે, જેમાં તેનનો અર્થ તામિલમાં દક્ષિણ થાય છે.

ગૂજરાતમાં રાષ્ટ્રકૂટ અમલ આઠમી સદીથી દસમી સદી સુધી એટલે લગભગ બસો વર્ષો સુધી રહ્યો. રાષ્ટ્રકૂટો દક્ષિણ હિંદના ચક્રવર્તીઓ હતા. કુમારિલ્લ અને શંકર તેમના સમયમાં થયા. બંકેય, વિજય, વગેરે જૈનો તેમના પરાક્રમી સરદારો હતા. તેમના સમયમાં માણિક્યનંદી, પુષ્પદંત, પ્રભાચન્દ્ર, જિનસેન, ગુણચન્દ્ર વગેરે સમર્થ વિદ્વાનો થઈ ગયા. આર્ય સંસ્કૃતિએ આ સમયે નવો અવતાર લીધો. ગૂજરાત ઉપર તેની અસરો ચોક્કસ થઈ છે. સોલંકીઓએ કરેલો વિદ્વાનો સત્કાર પંડિતોથી ઊભરાતા ધારાનગરીના રાજદરબારને આભારી હતો તેટલો જ તેમના પુરોગામી રાષ્ટ્રકૂટોએ પંડિતોને આપેલા સત્કારને આભારી હતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

## ગુજજરત્તા, ગૂજરાત, ગૂર્જર, ગુજજર.

ગૂર્જર શબ્દ બાણના હર્ષચરિતમાં જોવામાં આવે છે. ગૂર્જર લોકોની

નિદ્રામાં સતત પ્રવેશ કરનાર હર્ષનો પિતા પ્રભાકરવર્ધન ત્યાં વર્ણવ્યો છે. હર્ષનો સમય ઈ. સ. ૬૧૦–૬૪૯ નો છે. પ્રભાકરવર્ધનને છઠ્ઠી સદીને છેડે આપણે મૂકી શકીએ. ગૂર્જરો ગુપ્ત રાજ્ય ઉપર અનેકવાર આક્રમણો કરતા હશે. ગૂર્જરો પ્રતિહારો સાથે જોડાયા. તેઓ રાષ્ટ્રકૂટોના અને અરબોના હરીફો હતા. અઢાર દેશી ભાષાઓનો પરિચય કરાવનાર દાક્ષિણ્યચિહ્ન સૂરિએ અથવા ઉદ્યોતન આચાર્યે વિક્રમ સંવત ૮૩૫ માં રચેલી **કુવલયમાલા**કથામાં ગુર્જરદેશ ગૂર્જરદેશ, **ગુજ્જરદેસી**-ગૂર્જરદેશી ભાષા અને ગુર્જ્જર–ગૂર્જર પથિક વિષે પ્રાકૃત ઉલ્લેખો કર્યા છે, જે લાલચંદ્ર પંડિતે **અપભ્રંશકાવ્યત્રયીમાં** દર્શાવ્યા છે. જોધપુર પાસે ઘંટિઆલાના જૈન પ્રાકૃત શિલાલેખમાં **ગુજ્જરત્તાનો** પ્રયોગ વિક્રમ સંવત્ ૯૧૮ નો મળે છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે **પડિહાર**–પ્રતિહારવંશી સદ્‌ગુણી મહારાજા શ્રી કક્કુકે ભક્તિભાવે બંધાવેલા જિનભવનને ધનેશ્વરગચ્છના ગોષ્ઠિકોને અર્પ્યું હતું અને પોતાના સદ્‌ગુણોથી મરુદેશના અને **અજ્જ ગુજ્જરત્તા**—આર્ય ગૂજરાત દેશના જનોમાં અનુરાગ ઉત્પન્ન કર્યો હતો. આ ઉલ્લેખનું સંપાદન મુનશી દેવીપ્રસાદજીએ **મારવાડના પ્રાચીન લેખમાં** કર્યું છે અને તેનું પુનરાવર્તન પૂરણચંદ્ર નાહરજીએ **જૈનલેખસંગ્રહના** ખંડ ૧ માં કર્યું છે. તે પહેલાંનો ત્રણ વર્ષ વહેલો વિક્રમ સંવત્ ૯૧૫ નો **ગુજ્જરત્તા** શબ્દનો પ્રયોગ મળે છે. કૃષ્ણમુનિના શિષ્ય જયસિંહસૂરિએ રચેલી **ઉપદેશમાલા** ઉપર તેમણે જ ૫૭૭૮ શ્લોકપ્રમાણની વૃત્તિ વ્યાખ્યા આ વર્ષમાં લખી હતી તેમાં તેઓ લખે છે કે પોતાના ગુરુ કૃષ્ણમુનિ **ગુજ્જરત્તા** ગૂજરાત સુધીમાં નાગોર વગેરે નગરોમાં ભોજન કરતા વસ્યા હતા, જ્યાં અનેક જૈન મંદિરો થયાં હતાં.

વૈદ્યના મત પ્રમાણે ગૂર્જરો આર્ય હતા. રિઝલી તેમને પરદેશી ગણે છે. કેટલાએક તેમને હૂણ ગણે છે. ગૂર્જરો પંજાબ, સંયુક્ત પ્રાંત, રાજસ્થાન, ગૂજરાત, ખાનદેશ, મહારાષ્ટ્ર સુધી ફેલાયા છે. તેમના આદિ નિવાસસ્થાન વિષે મતભેદ છે. એ મતની ચર્ચા કરવાનો અહીં પ્રસંગ નથી. અહીં તો એટલું જ કહેવું બસ થશે કે જ્યારે તેઓ ગૂજરાતમાં આવ્યા ત્યારે તેમનો સમાજ આર્યસંસ્કૃતિને વશ થઈ ગયો હતો અને તેમણે આર્યસમાજની જૂની નવી બધી વ્યવસ્થાને સ્વીકારી લીધી હતી. આર્ય સંસ્કૃતિમાં જૈન અને બૌદ્ધ, બન્ને મત

આવી જાય છે. આ ગૂર્જરોની સંસ્કૃતિના લક્ષણ કૃષિ-ખેતીએ ગૂર્જરાત દેશમાં પ્રધાનપદ મેળવ્યું.

## ચાવડાઓ. સોલંકીઓ.

આપણા ઇતિહાસમાં ગૂર્જરાત જેવા બીજા બે પ્રયોગો છે. ચાવડા (ચાપોત્કટ) અને સોલંકી (ચાલુક્ય). સોલંકી શબ્દનો પ્રયોગ પુરાણોમાં મળી આવે છે, જયારે ચાવડાઓ પુરાણ સાહિત્યમાં મળતા નથી. ચાવડા પ્રયોગ સ્થાનિક એટલે વઢવાણ, ઝીંઝુવાડા, પાટણ, શિરોહી, ભિનમાળ સુધીનાં પ્રદેશોનો છે, જ્યારે સોલંકી પ્રયોગ મહારાષ્ટ્ર, ગૂર્જરાત અને રાજસ્થાન સુધીના પ્રદેશોનો છે. મારા મતે ગૂર્જર, ચાવડા, સોલંકી, હૂણ એ સમાજો તે વખતના પશ્ચિમ અને ઉત્તર હિન્દના લડાયક સમાજો હતા અને તેમાં પરદેશી, સ્વદેશી બધા સમાજોની સેળભેળ થએલી હતી. નાતજાત વિનાના આ સમાજોએ સાતમી સદીની આર્ય સંસ્કૃતિની ત્રિભાગીય વ્યવસ્થાઓનો સ્વીકાર કરી લીધો. તે વખતના સમાજના બ્રાહ્મણોની વિશુદ્ધિભાવના અત્યારના બ્રાહ્મણ આગેવાનોને દૃષ્ટાંતરૂપ છે.

## ગૂર્જરાત રાષ્ટ્ર. સોલંકી યુગ.

સોલંકી યુગમાં આવતાં આપણે આપણા ઇતિહાસના સંક્રાન્તિકાળમાં પ્રવેશ કરીએ છીએ. ગૂજરાત દેશ એક રાષ્ટ્રની પંક્તિમાં એ યુગમાં આવે છે. જિનવિજયજી ખરું કહે છે કે આ રાષ્ટ્રીય પરિપક્વતા પામવામાં હિન્દના બધા પ્રદેશો કરતાં ગૂજરાત દેશ સૌથી મોડો હતો. ગૂજરાતી ભાષા આ વખતે રૂઢ થતી જાય છે. સમસ્ત પ્રદેશને ગૂજરાતનું નામ આપવામાં આવે છે. જો કે, લાટ દેશને અને સૌરાષ્ટ્રને ગૂજરાતમાં ગણવાનો પ્રબંધ મુસ્લીમ યુગથી શરુ થયો છે. ગુજરાતનાં કળાસ્થાપત્યમાં વિશિષ્ટતા આવે છે. આપણું રૂપવિધાન આપણા સમાજનાં લક્ષણોથી જ ઊતરે છે. હાલના ગૂજરાતી સમાજો નાતજાતવાર એ યુગમાં ગૂજરાત ઉપર વિસ્તરે છે. રાજસ્થાનના વૈશ્ય સમાજો ગૂજરાતમાં ઊતરી ગૂજરાતને સ્વદેશ કરે છે. ગૂજરાતનો સોલંકી વંશ હિન્દમાં ચક્રવર્તિપદ મેળવે છે. ગૂજરાતના સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં ગૂજરાતનો પ્રેમ, ગૂજરાતનું અભિમાન મળી આવે છે. ગૂજરાત વાઙ્મયમાં પ્રથમ સ્થાન લે છે. જો રાજકારણથી બીજા ફેરફારો ન થયા હોત તો માળવા, ઉત્તર કોંકણ, રાજસ્થાન

અને ખાનદેશ આ નવીન ગુર્જર રાષ્ટ્રમાં સમાઈ જતા. **રાસમાળા** લખાઈ, **સર્વસંગ્રહો** લખાયા ત્યારે આપણે આ કાળના ઇતિહાસ વિષે બહુ જાણતા ન હતા. એ ઇતિહાસ ભાટ બારોટની વાતો ઉપર, બહુધા લોકસાહિત્ય ઉપર, તે વખતે મળેલા ફારસી ઇતિહાસો ઉપર અને જૈન ગ્રંથ **પ્રબંધ-ચિન્તામણિ** ઉપર લખાએલો હતો. હવે આપણે આ ઇતિહાસને નવીન રૂપ આપી શકીએ છીએ. આપણને સોલંકી યુગના શિલાલેખો અને તામ્રપત્રો ઠીકઠીક મળ્યાં છે. આપણે સોલંકી રાજાઓના પ્રધાનોની નામાવલિને પ્રશસ્તિઓ ઉપરથી મેળવી શકીએ છીએ. એ વખતનું જૈન સાહિત્ય આપણને ખૂબ મળી શક્યું છે.

સોલંકી યુગના આપણા આગેવાનો નિઃશંક આદર્શરૂપ હતા. તેમના ક્ષત્રિવટમાં આર્ય સંસ્કૃતિનો જ જયિષ્ણુ સ્વભાવ હતો. તેમના રાજત્વમાં સહિષ્ણુતા હતી, લોકધર્મ ઉપર પ્રીતિ હતી અને પ્રજાની આબાદીથી ઉપજતો પ્રમોદભાવ હતો, તેમના બ્રાહ્મણત્વમાં જ્ઞાન ઉપર પ્રીતિ હતી. તેમના વૈશ્યત્વમાં ત્યાગભાવ હતો. તે વખતના ગૂજરાતી વૈશ્યોમાં ક્ષત્રિયવટ અને બ્રાહ્મણત્વ બંને હતાં. વસ્તુપાળતેજપાળના જીવનનું લક્ષ્ય કેવું ઉદાત્ત છે!

> शास्त्राभ्यासो जिनपदनति : संगति : सर्वदार्यै :
> सद्वृत्तानां गुणगणकथा दोषवादे च मौनम् ।
> सर्व स्याऽपि प्रियहितवचो भावना चात्मतत्त्वे
> संपद्यन्तां मम भवभवे यावदाप्तोऽपवर्ग : ॥

## હિન્દમાં ગૂજરાતનું પ્રધાનપદ

સાંબકૃત, **સાંબ પંચાશિકા** લેખ, માઘકૃત **શિશુપાલવધ**, સિદ્ધર્ષિકૃત **ઉપનિતીભવ પ્રપંચ** લાટ કવિની લાટી શૈલી, વડનગરના બ્રાહ્મણો ઉવટ તથા યાધિવેદ, જેમણે **મંત્ર ભાષ્ય** અને **નિતિ મંજરી** ઋગ્વેદમાંથી ઊતાર્યાં, હેમચંદ્ર સૂરિ, નાનાક, અરિસિંહ, સુભટ, વાગ, ભટ્ટ, રામ ચન્દ્રસૂરી, ક્ષેમેન્દ્ર એ ગૂજરાતનાં સંસ્કારિત્વના ઇતિહાસમાં અમર નામો છે. આચાર્ય આનંદશંકર કહે છે તેમ 'બૌદ્ધ ધર્મની મહાયાન શાખામાં ત્રણ મોટાં નામ : તેમાનું એક ગૂજરાતમાં જ; જૈન વિદ્વાનોમાં કલિકાલસર્વજ્ઞનું ઉપપદ પામેલા આચાર્યશ્રી તે ગૂજરાતના જ; સાયણાચાર્યથી પણ પ્રાચીન

વેદવેદાંગપારંગત ભાષ્યાદિ ગ્રન્થના પ્રણેતા તે ગૂજરાતના જ; સંસ્કૃત પંચમહાકાવ્યમાંના એક પ્રૌઢ કાવ્યનો કર્તા તે ગૂજરાતનો જ; વ્યાકરણકાવ્યનો સૌથી પહેલો રચનાર તે ગૂજરાતનો જ; અને **કાવ્યપ્રકાશની** એક અતિ પ્રાચીન ટીકા લખનાર તે પણ ગૂજરાતી જ.'

સોલંકી યુગના ઇતિહાસનાં સાધનો અત્યારે સારી રીતે વૃદ્ધિ પામ્યાં છે. પિટર્સન, કિલ્હૉર્ન, ભાંડારકર, વગેરેનાં નિવેદને આ યુગ ઊપર સારો પ્રકાશ પાડે છે. પંડિત લાલચંદ્રે અને જિનવિજયજીએ તેમાં સારો ઉમેરો કર્યો છે. અત્યારે આપણને ગૂર્જર મંત્રીઓનાં કુટુંબોનો બધો ખ્યાલ આવી શકે છે. આપણી સાલવારી હવે સુધરી ગઇ છે. ડૉ. સાંકળિયાનો 'Archeology of Gujarat' નામનો ગ્રંથ નવીન પ્રયાસ છે. દુર્ગાશંકર શાસ્ત્રીનો ચાવડાઓનો અને સોલંકીઓનો ઇતિહાસ આ હકીકત પૂરવાર કરે છે. ગૂર્જરેશ્વરના મંત્રીઓ વસ્તુપાળ તેજપાળ, સિદ્ધરાજ અને જૈનો વિષે પંડિત લાલચંદ્રે હમણાં જ નવો પ્રકાશ પાડતું પુસ્તક પ્રકટ કર્યું છે. મુનિ બુદ્ધિસાગરના તથા જિન વિજયજીના **જૈન પ્રતિમાલેખસંગ્રહોથી** આપણે તે વખતના સમાજનું ચિત્ર જોઇ શકીએ છીએ. રામલાલ ચુનીલાલ મોદી, કનૈયાલાલ ભાઇશંકર દવે, પ્રવર્તક કાંતિવિજયજી, પુણ્યવિજયજી, હીરાલાલ કાપડિયા, અંબાલાલ જાની, હીરાનંદ શાસ્ત્રી, ન્યુ ઇન્ડિઅન ઍન્ટિક્વેરિના વિદ્વાન્ સંપાદકો, વડોદરાવાળા આર્કિઓલોજિસ્ટ શ્રી ગદરે, રણછોડલાલ જ્ઞાની, સાંકળીઆ, નકવી, નાઇક, અમૃતલાલ પંડ્યા, દિસ્કલકર, બ્રિગ્ઝના ગૂર્જરરાષ્ટ્રનાં શહેરોવાળા પુસ્તકનું સંસ્કરણ કરનાર પ્રો. અલ્તેકર (જોકે તેની સંસ્કૃત સમજાવટમાં કેટલાંક સ્ખલનો રહી ગયાં છે), ગિરજાશંકર આચાર્ય (જેમના ગૂજરાતના ઇતિહાસનાં સાધનોના એ ગ્રંથો વિશેષ અન્વેષણ માગે છે), મોતીચંદ ગિરધર કાપડિઆ, મોહનલાલ દલીચંદ દેસાઇ, ભોગીલાલ સંડેસરા, સ્વાદીયા, મણિલાલ મિસ્ત્રી, મંજુલાલ મઝમુદાર, વગેરે અભ્યાસીઓ આ યુગનાં ઇતિહાસકળાસાહિત્યના કાર્યકરોમાં આવી જાય છે.

તે સિવાય મુનિ કલ્યાણવિજય, ધનસુખલાલ મુનશી, મણિલાલ દ્વિવેદી, ગુલામહુસેન, અનિલ, જયંતીવિજય, પુરણચંદ્રજી નાહર શીતલપ્રસાદજી, નાથુરામ પ્રેમી, રસિકલાલ પરીખ, કોકિલ વગેરે બીજાં નામો મુકી શકાય, જેઓ સોલંકી યુગ માટે પ્રમાણભૂત સાહિત્ય આપણને

આપતા રહ્યા છે. રા. બ. ગોવિન્દભાઈ હાથીભાઈનો **ગૂજરાતનો પ્રાચીન ઇતિહાસ**, એદલજી ડોસાભાઈકૃત **ગૂજરાતનો ઇતિહાસ**, ભગવાનલાલ સંપતરામકૃત **સૌરાષ્ટ્રનો ઇતિહાસ**, ખખ્ખરકૃત **કચ્છ વૃત્તાંત**, બર્ગેસનાં નિવેદનો, ગેઝેટિઅરો, વગેરે જૂના પ્રયાસો વિષે અહીં લખવું ઉચિત નથી. વલ્લભજી હરિદત્ત આચાર્ય, છગનલાલ વિદ્યારામ રાવળ, હીરાલાલ પારેખ, ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ, વગેરે હાલ વિદ્યમાન નથી. એ વિદ્વાનો આ યુગના ઇતિહાસના જાણકાર હતા. આટલા કાર્યકરો છતાં અને આટલી સાધનસામગ્રી છતાં આપણા ઉપર અજ્ઞાનતાનો આરોપ લાદવામાં આવે છે ! *

આ વખતની આપણી નાતજાતો વિષે આપણે બહુ ઓછું જાણતા હતા. ગેઝેટિઅરોનાં નાતજાતોની ઉત્પત્તિનાં જે ખુલાસાઓ આપવામાં આવ્યા છે તેમાંના ઘણાખરા તો કાલ્પનિક છે. હવે આપણે તે દિશામાં સારી પ્રગતિ કરી છે. સુરેશ દીક્ષિતે આપણને નાગરોની નાતની ઉત્પત્તિ સમજાવી છે. પાટીદારોના ઇતિહાસ માટે મોતીભાઇ અમીન વગેરે પાટીદારભાઇઓ મારફત સારું સાહિત્ય બહાર આવ્યું છે. વાણિયા, નાતોના ઇતિહાસો બહાર પડવા માંડયા છે. ચારણો, કાઠીઓ, રજપુતો સાહિત્ય બહાર પાડવા માંડયા છે. વડોદરા-રાજ્યના અમલદારોએ રાનીપરજને સમજાવવા પ્રયત્ન કર્યો છે. કપોળની નાતનો ઇતિહાસ મળી શકયો છે. અનાવલો પણ જાગ્યા છે. કાયસ્થો, બ્રાહ્મણો વગેરે પોતાની નાતોને શાસ્ત્રીય પદ્ધતિથી સમજાવવા પ્રયત્નશીલ થતા જાય છે. લુહાણાઓ, ભાટીઆઓ, ખોજાઓ, મેમણો, પીરાણાઓ મોમનાઓ, વગેરે પણ જાગ્યા છે. પાળીઆઓનું આપણું જ્ઞાન ગેઝેટિઅરોના યુગથી ઘણું વધ્યું છે. **વડોદરા સર્વસંગ્રહ**ના સંસ્કરણના કામકાજ વખતે મને આ અનુભવ થયેલો.

**ગૂજરાતી પરવશતા: બે મહાન ગૂજરાતીઓ, સમરસિંહ અને જિનપ્રભસૂરીશ્વર. જૈન સંસ્કૃતિ ઉપર ખોટો આરોપ.**

ગૂજરાતના સોલંકી યુગની એક વાત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. સોલંકી યુગથી મુસ્લીમ સત્તા ઉત્તર હિન્દમાં આવી અને આપણો સોલંકી યુગ ખલાસ થયો ત્યારે તે મુસ્લીમ સત્તા રામેશ્વર સુધી ફેલાઈ ગઈ. ત્રણ સૈકાઓમાં હિન્દમાં અનેક મંદિરોનો નાશ થયો, અનેક ભવ્ય નગરીઓ ખેદાનમેદાન થઈ ગઇ, અનેક પુસ્તકભંડારો રાખ-

* જેમકે વડોદરામાં હિસ્ટોરિકલ રેકોર્ડસ કમિશનનું અધિવેશન થયું તે વખતે.

ભેગા થઇ ગયા, અનેક બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય સમાજો સત્તાભ્રષ્ટ થઇ ગયા. સોલંકીઓની નિડરતા એ વખતે પણ આપણને મુગ્ધ કરે છે. પાટણનો નાશ થયા પછી પણ પાછાં મંદિરો ઊભાં થયાં. સોલંકી સ્થાપત્ય રાજસ્થાનમાં, દક્ષિણ સિંધમાં અને મહારાષ્ટ્રમાં ફેલાયું. આબુ ઊપરના એક લેખમાં જૈન મંદિરોનું રક્ષણ કરવા ગુગલી તથા બીજી નાતના બ્રાહ્મણો, ઠક્કરો અને વાણિયાઓ ભેગા થઈ પાણી મૂકે છે તે ખરેખર તાજુબી ભરેલું કહેવાય, જો કે એ નિડરતામાં આપણે અત્યારે અતિવિશ્વાસ જોઇએ તો ખોટું નહીં કહેવાય. એ જ હકીકતને ચૌદમી સદીની અને તે પછીની હકીકતોની સાથે સરખાવવા માટે એક જ દૃષ્ટાંત બસ થશે. સૌરાષ્ટ્રના ઘુઘવાતા દરિયાના કિનારા ઉપર ઊભું રહેલું ભાંગ્યું તૂટ્યું સોમનાથનું મંદિર સૈકાઓ થયાં એમને એમ ઊભું છે અને જુગારીઓ વગેરેના બેસવાથી તેને થતી હરકત અટકાવવાની આપણી હિંમત ચાલતી નથી!

ગૂજરાતની આ પરતંત્રતા એકસો વરસની રહી. તે વખતે ગૂજરાતમાં બે નરરત્નો પાકયાં, જેમણે હિન્દની ખ્યાતિ મેળવી. પાલણપુરનો જૈન સમરસિંહ પાટણના અધિકારી અલપખાંનો મિત્ર હતો, શત્રુંજયનો ઉદ્ધારક હતો, તેલંગણનો મુખ્ય અધિકારી હતો અને મદુરાના પાંડ્ય રાજાનો મોક્ષકાર હતો. તેના સમકાલીન જિનપ્રભસૂરિ સુલતાન મહમ્મદ તઘલખના મિત્ર હતા. બંનેએ ગૂજરાતની અને હિન્દુ સંસ્કારિતાને મુસ્લીમ ઝનુનથી અનેક વખતે બચાવી લીધી હતી. મુનિ જિનવિજયજીએ, પંડિત લાલચંદ્ર ભગવાનદાસે, મોહનલાલ દેસાઇએ અને નાગકુમાર મકાતીએ જિનપ્રભસૂરીશ્વરનો અને સમરસિંહનો પરિચય કરાવ્યો છે, જ્યારે પંડિત લાલચંદ્રે હમણાં જ જિનપ્રભસૂરિ અને દિલ્હીની સલ્તનત વચ્ચેના પરિચયને આપણને સમજાવ્યો છે.

ગૂજરાતની સ્વતંત્ર સલ્તનતનો ચૌદમી સદીમાં અસ્ત થયો. ફિરિશ્તા લખે છે કે બહમની સલ્તનતની શરુઆતમાં ગૂજરાતના રાજા કરણના હરિરાય નામના પુત્રે બહમની, સુલતાન અલાઉદ્દીનની મદદ લઇ નવસારી પ્રાંત ઊપર હલ્લો કર્યો હતો, જો કે તેમાં તેને સફળતા મળી શકી નહોતી. **રાસમાળા**માં લખ્યું છે કે કરણ વાઘેલાના બે પુત્રો સુલતાનની તાબેદારી સ્વીકારી આસપાસમાં વસવાટ કરવા ચાલ્યા ગયા. પણ તે ગ્રંથમાં કરણ રાજાના કોઇ પુત્રે દક્ષિણ ગૂર્જરાતને સર કરવાનો પ્રયત્ન કર્યો એમ લખવામાં આવેલું નથી.

ગુજરાતી પરવશતા માટે જૈનોની જવાબદારી નહોતી. ગૂજરાતની સ્વતંત્રતાના નાશ માટે ગૂજરાતીઓના જૈનત્વ ઉપર દોષ મૂકવામાં આવે છે તે યોગ્ય નથી. ખરું તો એ છે કે એક રીતે ગૂજરાતે મહારાષ્ટ્રનું અને કર્ણાટકનું રક્ષણ કર્યું હતું. વસ્તુપાળ તેજપાળ ન હોત તો પાટણનો ધ્વંસ વહેલો થયો હોત અને દિલ્હીની સત્તા માળવામાં, ખાનદેશમાં અને મહારાષ્ટ્રમાં વહેલી પેઠી હોત. ગૂજરાતના સોલંકીઓ તેમના પુરોગામી રાષ્ટ્રકૂટો અને ગૂર્જરપ્રતિહારો જેવા હતા. ચૌદમી સદીમાં ગુજરાત-દિલ્હીનો સંગ્રામ બાજકબૂતર જેવો થઈ ગયો હતો. ગૂજરાતની ચોમેર, માળવામાં, સિન્ધમાં, અને નાગોરમાં દિલ્હીની સત્તા જામી ગઇ હતી. મહારાષ્ટ્ર નબળું થઈ ગયું હતું. કર્ણાટકના અને પાંડ્ય દેશના રાજાઓ ગૂજરાતની કે મહારાષ્ટ્રની મદદે જાય તેવા નહોતા. ગૂજરાતની મુસ્લીમ વસાહતો દિલ્હીની સત્તા વાંચ્છતી હતી, જે તેમની ભૂલ હતી. દરિયા ઉપર ગૂજરાતીઓ નબળા હતા અને મક્કા જવા ભરુચ, ખંભાત વગેરે બન્દરો દિલ્હી માટે અગત્યનાં હતાં. ખુદ ગૂજરાતમાં એ વખતે અંધાધુંધી ચાલતી હતી. ગૂજરાતની વારે હિન્દનું કે હિન્દ બહારનું કોઈ રાજ્ય ધા કરે એમ નહોતું. ખિલજી સલ્તનતે તેનો લાભ લીધો અને ગૂજરાત દેશને હસ્તગત કર્યો.

## ગૂજરાતી સલ્તનત

ગૂજરાતના સુલતાનો અસલ ટાંક રજપૂતો હતા. ટાંક રજપૂતો પંજાબમાં હલકા ગણાતા હતા. હેમચંન્દ્ર આચાર્ય સંસ્કૃત દ્વયાશ્રયમાં ટાંક રજપૂતોને ચૌલુક્ય વંશના રાજાઓના સેવકો તરીકે વર્ણવે છે અને ટીકાકાર અભયતિલકગણિ ટાંક ટક્ક રજપુતોને પૌરુષોપેતા ક્ષત્રિયજાતીય એવી રીતે વિશેષ સમજાવે છે. હેમચંદ્ર આચાર્ય કહે છે કે આ ટાંક રજપુતો પાટણના રાજમાર્ગો ઉપર ખૂબ સંખ્યામાં દેખાતા હતા. સોલંકી રાજાઓના એક વારના સેવક ટાંક રજપુતો મુસ્લીમ થઇ જાય અને ગૂજરાતના સ્વામિપદે આવે તે ઇતિહાસની લીલા છે!

મુઝફ્ફરશાહે આપેલી સ્વતંત્ર ગૂજરાતી સલ્તનતને પ્રો. ઠાકોર પોતાના આ પરિષદના એક વ્યાખ્યાનમાં મિશ્ર સલ્તનત કહે છે. સોલંકી યુગના જેવું જ એ સ્વતંત્ર ગૂર્જરરાષ્ટ્ર હતું. તેમાં સોલંકી યુગનાં બધાં સારાં લક્ષણો નહોતાં. પણ રાજકારણના વિષયમાં એ મિશ્ર સલ્તનત સોલંકી ગૂજરાતથી અને બીજી સલ્તનતોથી આગળ ગઈ હતી. એ સલ્તનતે દરિયાપરના

મુસ્લીમ રાજ્યો ઇજિપ્ત અને તુર્કી, બન્નેને પોતાના પક્ષમાં લીધાં અને ખ્રિસ્તી રાષ્ટ્રો સામે ગૂજરાતના કિનારાનું રક્ષણ કરી હિન્દને એકસો વરસ સુધી યૂરોપથી બચાવ્યું. એ સુલતાનોએ રજપુતાણીઓને પોતાના ઝનાનામાં રાખી, રજપુતો સાથે નવો સબંધ કર્યો, એ જ રજપુતોને લશ્કરમાં રાખી અને ખાસ કરીને સલામી પદ્ધતિનો અને વતનનો લાભ આપી ગૂજરાતને એકરાષ્ટ્ર બનાવ્યું અને તુર્કી અમલદારોને નોકરીમાં રોકી લશ્કરોને, નૌકાબળને અને બન્દરોના બચાવકામને મજબુત બનાવ્યાં. આ વખતે ઇસ્લામના ઉપદેશથી અનેક હિન્દુઓ–રજપુતો, પાટીદારો વગેરે મુસ્લીમ થયા, જો કે ઇસ્લામનો પ્રચાર ગૂજરાતમાં તો છસો વરસનો જૂનો પ્રચાર હતો અને તેનાં કેન્દ્રસ્થાનો અરબસ્તાનમાં અને ઇરાનમાં હતાં, ગૂજરાતમાં આ સમયમાં વલ્લભાચાર્યના સંપ્રદાયનો પ્રચાર થયો અને લોંકાશાહે સ્થાનકવાસી સંપ્રદાય ફેલાવ્યો. છેલ્લા ગૂજરાતી સુલતાન મુઝફ્ફરશાહની અકબર પાદશાહ સામેની વીસ વરસની ઝુંબેશ આપણા ઇતિહાસકારો પાસે નવીન વિચારણા માંગે છે. ધ્રોળ પાસે ભૂચરમોરીના સંગ્રામમાં છત્રસાલ જામના પરાજયના ચારણી સાહિત્ય ઉપરથી ઝવેરચન્દ મેઘાણીએ આ વાતને **સમરાંગણ**માં અમર બતાવી છે. બાકી મુઝફ્ફરશાહ, એહમદશાહ બહાદુરશાહ, દરેક સુલતાન ઉપર સ્વતંત્ર ચરિતાત્મક સાહિત્ય થવું જોઇએ. પ્રો. કોમિશેરિયટે આ વિષય ઉપર હમણાં જ આપણને વિગતવાર અંગ્રેજી ગ્રન્થ આપ્યો છે, જો કે તેની કિંમત ભારે પડતી છે અને તેમાં ગૂજરાતી જનતા વિષે બહુ ઓછું કહેવામાં આવ્યું છે. મારા ભૂતપૂર્વ શિષ્ય વડોદરા કૉલેજના ફારસી પ્રોફેસર શ્રી. લોખંડવાળાએ અને પ્રો. ચગતાઇએ ગૂજરાતીમાં આ વિષયને લગતું સાહિત્ય આપ્યું છે.

## મોગલાઇનાં ગૂજરાત—ગૂજરાતીઓ

દોઢસો વરસે આપણો ગૂજરાત પાછો દિલ્હીનો તાબેદાર થયો. ગૂજરાતની સંપત્તિથી દિલ્હીની અને આગ્રાની મુલકમશહૂર ઇમારતો બની. ગૂજરાતની કારીગીરી ઉપર મુગ્ધ થઇ અકબરે સિક્રીમાં અને આગ્રામાં રાજમહેલો વસાવ્યા. મોગલ શહેનશાહત દરમિયાન ગૂજરાતમાં એક સારું સ્થાપત્ય મળી આવતું નથી. છતાં આ સમયે ગૂજરાત દેશ આબાદ હતો. તેનાં બંદરો મુકામે સારી દુનિયાની પ્રજાઓની વસાહતો હતી.

**મોગલાઇના પ્રસિદ્ધ ગૂજરાતીઓ**

આ વખતે ચાર પાંચ હિંદમશહૂર ગૂજરાતીઓ થઈ ગયા, જેમની કથાઓ તે વખતના ફારસી, ગૂજરાતી અને સંસ્કૃત સાહિત્યમાં મળી આવે છે. અકબર પાદશાહ નાનો હતો ત્યારે પતંગો ચઢાવતો, કબૂતર રમાડતો અને હાથી સાથે ખેલતો. તે મોટો થયો ત્યારે તે બંદુકો તાળાં વગેરે બનાવવા માંડ્યો, સાથે તે મોટામોટા ફિલસુફો સાથે દરબાર ભરી સાહિત્યની અને ફિલસુફીની ચર્ચા કરતો. જન્મે તે હિંદી હતો; બાળ સંસ્કારે તે મોગલ હતો; યૌવને તે હિંદી થયો અને પ્રાણત્યાગ વખતે અમર કીર્તિ મૂકતો ગયો. હિન્દના મુસ્લીમ જગત્‌માં અકબર અનન્ય સૂર્ય સમાન હતો. તેની આસપાસ અનેક ગ્રહો અને ચન્દ્રો હતા, જેમાં કેટલાક ગૂજરાતીઓ મુખ્ય હતાઃ પારસી દસ્તૂર મેહેરજી રાણા અને જૈન સાધુઓ હીરવિજયસૂરિ, ભાનુચંદ્ર, શાંતિચંદ્ર, વિજય સેનસૂરી વગેરે. અબુલફઝલે **આઇનએઅકબરી**માં હીરવિજયસૂરિને ત્રિકાળદર્શી દરબારીઓને સ્થાને મૂક્યા છે. એમનું ચરિત્ર **હીરસૌભાગ્યકાવ્ય**માં અને રાસાઓમાં મળે છે. વિદ્યાવિજયમુનિએ **સૂરીશ્વર અને સમ્રાટ** ગ્રન્થમાં તેનો ગૂજરાતીમાં પરિચય કરાવ્યો છે. અકબરની મોગલાઇને હિન્દમાન્ય કરાવવામાં આ ગૂજરાતીઓએ પ્રથમ કાર્ય કર્યું હતું અને એ હિન્દવી આવકારમાં મોગલાઇની બે સૈકાની આબાદી છૂપાઇ રહી હતી. હમણાં જ મોહનલાલ દલીચંદ દેસાઇએ આ જૈન મોગલ સંબંધને **ભાનુચન્દ્રગણિચરિતમાં** સુન્દર રીતે બતાવ્યો છે.

તે જ પ્રમાણે કેટલાક ગૂજરાતીઓ અઢારમી સદીમાં મોગલ અમલદારો હતા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ છબીલરામ, ગિરધરલાલ, દયારામ વગેરે નાગર અમલદારોનો ઐતિહાસિક પરિચય આપણને ગૂજરાતીમાં કરાવ્યો છે. એ અમલદારોએ સ્વામિભક્તિ કરી માળવાને મરાઠાઓના હાથમાં જતાં અટકાવવાનો ભગીરથ, જો કે નિષ્ફળ પ્રયત્ન કર્યો, મોગલ પાદશાહના ઇરાની અને તુર્કી અમલદારોનાં ઝનુનને હુસેનઅલીખાં અને હસનઅલીખાં એ બે સૈય્યદ ભાઇઓનો પક્ષ કરી નમ્ર બનાવ્યું અને હિન્દુઓ ઉપરનો અયોગ્ય ઝજીયાવેરો માફ કરાવ્યો. તેઓ મૂળ માંગરોળના રહીશ હતા એમ માનશંકર મહેતા કહે છે. ફારસી ઇતિહાસ પ્રમાણે મિત્રસેન નામના બીજા નાગર અમલદારે થોડા સમય માટે સારો અધિકાર ભોગવ્યો હતો. પાટણના બ્રાહ્મણ ઇશ્વરદાસે ઔરંગઝેબના વખતનાં અખબારો લખ્યાં છે.

અકબરના સમયના ઉર્દૂ ઇતિહાસ-દરબારે અકબરીનું ગૂજરાતી ભાષાંતર સાદીકે કર્યું છે, જેની પ્રસ્તાવનામાં મારો હાથ છે.

### મરાઠી સમય અને ગૂજરાત

અઢારમી સદીના ગૂજરાતનું રાજકરણ સ્થાનિક થઇ ગયું. મોગલાઈની સર્વવ્યાપી સુલેહશાંતિનો નાશ થતાં રાજાઓ આપઆપની સંભાળતા થઇ ગયા. એ વખતે તળેગાંવના દાભાડેઓ ગૂજરાતમાં દાખલ થયા, જોકે ગૂજરાત ઉપરનાં મરાઠી આક્રમણો શિવાજીથી પણ વ્હેલાં હતાં. દાભાડે સાથે કદમ, બદિ, ગાયકવાડ, પવાર વગેરે કુટુંબો આવ્યાં. તેમાં ગાયકવાડો ગૂજરાતમાં સાર્વભૌમ થયા. મરાઠી ઐતિહાસિક સાહિત્યમાં મરાઠી સત્તાને વધારનાર દમાજી ગાયકવાડનું જીવનચરિત લખાયું નથી. ગૂજરાતીમાં સાહિત્ય ન હોય એમાં નવાઇ નથી. આપણા ઇતિહાસનો આખો મરાઠી વિભાગ અન્વેષણ અને એકીકરણ માંગે છે. કાઠિયાવાડમાં આ વખતે જાડેજાઓ જોરાવર થયા. તેમાં ગોંડળના ભાકુંભાજીનું અને તેના સમકાલીન અમરજી દીવાનનું જીવન આપણી પાસે લખાણુ માંગે છે. એ વખતનો દીવાન રણછોડજીકૃત ફારસી સોરઠનો ઇતિહાસ સૌરાષ્ટ્રમાં ફારસીમાં ઇતિહાસ લખવાનો પ્રયાસ પ્રથમ કહી શકાય. રણછોડજી દીવાનનાં વિવિધ પત્રો **રુક્અત એ ગુનાગુનમાં** છે.

મરાઠી સત્તા ઔરંગઝેબની રાજ્યનીતિના વિરોધથી ઊભી થઇ હતી ગૂજરાતની હિન્દુ જનતા એ સત્તાને વધાવી લે તે સ્વાભાવિક હતું અને દમાજી ગાયકવાડ ડભોઇ, ચાણોદ, બેચરાજી, સિદ્ધપુર, પાટણ, દ્વારકા, બેટ, પ્રભાસપાટણ, વગેરેનો કબજો કરે તે દીવા જેવું સ્પષ્ટ છે. બાળાજી બાજીરાવ પેશવાની તેવી જ રાજ્યનીતિ હતી. બ્રિટિશ સલ્તનતના આવ્યા પછી મરાઠી સત્તાની આ ધાર્મિક ઉપયોગિતા જતી રહી એ સત્ય નથી. મરાઠી રાજ્યતંત્રે ગૂજરાતની પુરાતન સંસ્કૃતિનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરેલો. પ્રભાસપાટણ, કોડીનાર, જડેશ્વર (વાંકાનેરપાસે) સિદ્ધપુર, બેચરાજી, નર્મદાકાંઠાનો પ્રદેશ બધે ફરી વળો. મરાઠી રાજ્યવ્યવસ્થાથી એ બધે સ્થળોએ ફરી હિન્દુ સંસ્કૃતિ માથું ઉંચું કરી શકી, જો કે, એ સંસ્કૃતિ ઇસ્લામના પરિચયથી આછી થઈ ગઈ હતી. દમાજી ગાયકવાડે વિશદ ગૂજરાતરાજ્ય સ્થાપવવા વિચાર કરેલો. ગૂજરાત, કાઠિયાવાડના રાજપુત કુંટુબો સાથેનો તેનો લગ્નવ્યહવાર એ બાબત પૂરવાર કરે છે.

## ઓગણીસમી સદીના ગૂજરાતની ઐતિહાસિક સિદ્ધિઓ

ઓગણીસમી સદીના ગૂજરાતનો ઇતિહાસ વાણિજ્યનો, કારખાનાંનો, નવીન રાજ્યવ્યવસ્થાના પરિપાકનો, દેશાવરની વસાહતોનો અને સાહિત્ય, વિદ્યાપીઠ વગેરેના વિકાસનો ઇતિહાસ છે. સાહિત્યથી પ્રજાના જીવનનું નવું સર્જન થાય છે, તેટલે અંશે તેનું સ્થાન ઇતિહાસમાં આવે છે. ગઇ સદીનો આપણો ઇતિહાસ બે પ્રકારનો છે, એક આપણી તાબેદારીનો—આપણી નાલાસીનો, બીજો આપણા નવીન ઉત્થાનનો. એ સદીમાં ગૂજરાતે ચાર મ્હોટી વ્યક્તિઓ દેશને અર્પણ કરી.

સ્વામી **સહજાનંદ** અથવા સ્વામીનારાયણને આપણે ગૂજરાતી કહી શકીએ. તેમનો સંન્યાસ સૌરાષ્ટ્રમાં થએલો. તેમનું પર્યટન આખા ગૂજરાતમાં થયેલું. તેમનો સહવાસ નિરંતર ગૂજરાતીઓ સાથેનો હતો. એમના જીવનચરિત્રના અનેક પ્રસંગો ગૂજરાતના ઇતિહાસલેખમાં આપવા પાત્ર છે. તેમણે ટોપી એટલે ઈંગ્રેજ સાથે જ ગૂજરાતમાં પ્રવેશ કર્યો અને ઇંગ્રેજ રાજ્યસત્તાની વ્યાપ્તિથી જે સુલેહશાંતિ આપણે ત્યાં જામતાં હતાં તેમનો લાભ તેમણે અને તેમના અનુયાયીઓએ સારી રીતે ઊઠાવ્યો. આપણા ઇતિહાસના ખલાસ થતા આ યુગના અન્તભાગમાં તેઓ થઇ ગયા. સહજાનંદ સ્વામીને ઈંગ્રેજ અમલદારોનો અને ઇંગ્રેજ પ્રવાસીઓનો પરિચય હતો, જેમાં બિશપ હેબર મુખ્ય હતો.

**નર્મદનું** જીવન સાહિત્યનું જીવન છે. પણ તેણે લોકમાન્ય તિલકથી એક જમાના વ્હેલું આપણને 'સ્વરાજ જન્મસિદ્ધ હક્ક છે,' એ **વીરસિંહની** કવિતામાં ગાઇ બતાવ્યું છે એ ઘણા થોડા લોકો જાણે છે :—

'જન્મહક્ક થકી છૂટા જેહ તેહ બને કયમ દાસ.'

નર્મદે **રાજરંગ**માં ઇતિહાસની ફિલસુફી ચર્ચવાનો પ્રયત્ન કર્યો. ગોવર્ધનરામે તેવો જ પ્રયત્ન **સરસ્વતીચંદ્ર**માં કર્યો છે, જે મેં વિગતો સહિત **સ્વાધ્યાય** ભાગ ૧ લામાં **સરસ્વતીચંદ્રનું રાજકારણ** એ વિભાગમાં બતાવ્યું છે. **દયાનંદ સરસ્વતી** સૌરાષ્ટ્રવાસી હતા. આર્ય ધર્મનો પ્રકાશ તેમને મોરબી, લખતર, અને પછી વડોદરા, ચાણોદ, મુકામે લાધેલો. **રાજચંદ્ર** ગાંધીજીના સંસ્કારગુરુ હતા, તેટલા પૂરતો તેમનો ઉલ્લેખ કરવો અહીં ઇષ્ટ છે.

ઓગણીસમી સદીનું ખરું વ્યક્તિત્વ મહારાજા **સયાજીરાવ ગાયકવાડે** બતાવ્યું છે. વડોદરા મુકામે યોજેલા આપણી પરિષદ્‌ના અધિવેશનમાં તેમના લઘુ ભાઇ સંપતરાવ ગાયકવાડે ‘ અમે ગૂજરાતી છીએ ’ એમ કહી વડોદરા રાજ્યને ગૂર્જરરાષ્ટ્રને પદે મૂક્યું હતું, જે પદ મહારાજા સયાજીરાવે પોતાની લાંબી કારકીર્દી દરમિયાન અનેક કાર્યોથી સિદ્ધ કરી બતાવ્યું. વડોદરાના અધિવેશન વખતે તેઓ બોલેલા કે ‘ અમે ગૂજરાતના છીએ. પરંતુ અમે એકલા ગૂજરાત માટે નથી. આપણે ગૂજરાતદ્વારા હિંદનો ઉદ્ધાર કરવાનો છે. ’

**યુગપુરુષ ગાંધીજીનો** નિર્દેશ માત્ર બસ છે. તેમનું આપણી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ ઉપર લંડનમાં થએલું ભાષણ હું આપને વાચી જવા સૂચના કરું છું. ગાંધીજીનો અને શ્રીમદ્ રાજચન્દ્રનો પત્રવ્યવહાર મનસુખલાલ રવજીસંપાદિત **શ્રીમદ્ રાજચન્દ્રનો જીવન-વિહાર** એ પુસ્તકમાં પ્રકટ થયો છે.

ગાંધીજીએ ધર્મસાહિત્યમાંથી અહિંસાનો અને સત્યનો બોધ લીધો, રસ્કિનના સાહિત્યમાંથી યંત્રના વિરોધનો પાઠ લીધો, ટૉલ્સ્ટોયના સાહિત્યમાંથી જાતમહેનતનો પદાર્થપાઠ લીધો અને થોરો પાસેથી સત્યાગ્રહનો મંત્ર લીધો. તેઓ હિંદુ છે, પણ ચુસ્ત સનાતની-મર્યાદી હિન્દુ નથી. તેઓ આશ્રમની વ્યવસ્થા સ્વીકારે છે, પણ વર્ણ-વ્યવસ્થા સ્વીકારતા નથી, તેઓ સુધારક હિન્દુ છે, જો કે તેઓ મૂર્તિ-પૂજાનો આદર કરે છે. ઈ. સ. ૧૭૫૭થી હિન્દીઓ પરતંત્ર થતા ગયા. ત્યારપછી સ્વતંત્રતાના કર્મયોગનો પૂજારી હિન્દમાતાએ કોઈ આપ્યો હોય તો તે ગાંધીજી છે. તેમણે આપણને સંગઠિત થતાં શીખવ્યું છે. હિન્દ માટે જગતમાં સન્માન ઉત્પન્ન કર્યું છે. તેઓ અનેરા ‘દરિદ્રનારાયણ’ છે. તેઓ પ્રજારાજ્યમાં માને છે, પણ પ્રજાના વિભાગોના કટ્ટા દુશ્મન છે. તેમના રાજકારણમાં કારસ્થાન નથી, ભેદ નથી, ખટપટ નથી. રાજકરણને ગૌણ રાખી તેમણે પ્રજાજીવનને શુદ્ધ બનાવવા પ્રયત્ન કર્યો છે. તેમના વ્યક્તિત્વને જે નહીં સમજે તે હિન્દના રાજકરણને સમજી શકશે નહીં. હિન્દરાષ્ટ્રના સંગઠનના ઇતિહાસમાં મૂળ નાયક તરીકે ગૂજરાતના ગાંધીજી પ્રથમ સ્થાન લેશે. એક એવો વિષય નથી, જે તેમણે ન છેડયો હોય. બ્રિટિશ સંસ્થાનોમાં તેમણે હિન્દવાસીઓ માટે સમાન-

તાનું પ્રકરણ ઊભું કર્યું. હિન્દુ સમાજમાં તેમણે સ્પર્શાસ્પર્શનો સવાલ ઊભો કર્યો. તેમણે સમાજસુધારણાના બધા પ્રશ્નોને છેડ્યા છે. તેમણે પ્રાંતપ્રાંત વચ્ચે ઐક્ય સાધ્યું છે. શિક્ષણના વિષયમાં તેમણે સ્વભાષાના વિષયને પોતાનો કર્યો છે. હિન્દમાં એકભાષા થાય તે માટે તેમણે હિન્દી ઉર્દૂ વચ્ચેના ભેદો મિટાવવા યત્ન કર્યો છે. સ્વાશ્રયી બનાવવા તેમણે લોકોને સ્વદેશી વ્રત આપ્યું. તેમણે સેવાસંઘો સ્થાપ્યા, ગ્રામ આરોગ્ય સુધાર્યું, લવાદો સ્થાપી ગ્રામ તકરારો ઓછી કરાવી, દરેકને રોજી મળે તે માટે ખાદીનો મંત્ર ફૂંક્યો. તેમણે ભણેલાઓને અભણ તરફ મોકલ્યા અને પૈસાદારોને ગરીબ તરફ મોકલ્યા. આપણા રાજકરણને તેમણે તીવ્ર બનાવ્યું અને જગતને તેમાં ધ્યાન લેતું કર્યું. તેઓ યુગપ્રધાન પુરુષ છે.

## આપણું ઐતિહાસિક સાહિત્ય

ઉપર આપણે ગૂજરાતના ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરી ગયા. ગૂજરાતનું વર્તમાન ઐતિહાસિક સાહિત્ય આપણે હવે તપાસી જઇએ. અહીં તો તેનો સહજ નિર્દેશ જ થઈ શકે. આપણે ત્યાં મોટી ઐતિહાસિક વ્યક્તિઓ ઓછી થઇ છે, તો ઐતિહાસિક આત્મકથા તો હોય શકે નહીં. પ્રથમ તો ગાંધીજીની **આત્મકથા** આવે. આપણે ત્યાં **રોજનીશી** રાખવાનો રીવાજ નથી. તેથી તેવું સાહિત્ય આપણી પાસે હાલ નથી. હજુ આપણે **ઐતિહાસિક જીવનકથાનું** સાહિત્ય ઉપજાવી શક્યા નથી. એ કળા હજુ આપણામાં વસી નથી એ કહેવું જોઇએ, જો કે એ માટે આપણી પાસે ખૂબ વિષયો છે. આપણે **ઐતિહાસિક સંવાદોનું** સાહિત્ય જમાવી શક્યા નથી. લૅન્ડોરના જેવા સંવાદોમાં આખા હિન્દનો ઇતિહાસ સમજાવવાની શરુઆત મેં થોડાંક વરસો અગાઉ **શારદાદ્વારા** કરેલી અને મુઝફ્ફરશાહ, અકબર, નૂરજહાં, ગોપિકાબાઇ, વગેરે ઉપર સંવાદો આપેલા. તે વખતે મને આ આ સાહિત્યની ન્યૂનતા ખાસ જણાઇ હતી.

આપણે ત્યાં **ઐતિહાસિક નાટકો** બહુ થયાં નથી. કાન્તકૃત **ગુરુગોવિન્દસિંહ** અને **સલીમશાહ** અને ગણપતરામ રાજારામ ભટ્ટકૃત **રાણો પ્રતાપ** પહેલાંનાં નાટકો છે. ન્હાનાલાલે **અકબરશાહ** અને **નૂરજહાં** લખ્યાં છે, જો કે તેમાં ઇતિહાસનું મુખ્ય લક્ષણ કાળ અને વસ્તુ તરફ વફાદારી યોગ્ય રીતે તરી આવતાં નથી.

બધે ઠેકાણે **ઇતિહાસની ફિલસુફીનું** સાહિત્ય બહુ મોડું વિકાસ પામે છે. **નર્મદનો રાજરંગ** એનો ઝાંખો પ્રયત્ન છે. **ગોવર્ધનરામ સરસ્વતીચંદ્રમાં** ઇતિહાસની ફિલસુફીનો અતિશય કરી નાંખે છે. **પ્રો. ઠાકોર** આ વિષય પરત્વે શક્તિ છતાં બહુ આપણને આપી શક્યા નથી. **ન્હાનાલાલે વસન્તોત્સવ, ઇન્દુકુમાર, જયાજયન્ત, વિશ્વગીતા, ગોપિકા** વગેરે કૃતિઓમાં ઇતિહાસની ફિલસુફી દર્શાવી છે. આચાર્ય આનંદશંકર ઇતિહાસની આરસી ચોક્કસ દર્શાવી શક્યા હોત. પણ તેમનાં લખાણો જ ઓછાં છે. **કનૈયાલાલ મુનશી** નવલકથાદ્વારા અને ભાષણોદ્વારા અખંડ હિન્દ, અખંડ ગૂજરાતની ઘોષણા કરે છે. **મલબારીનું** 'ઇતિહાસની આરસી'નું પદ જાણીતું છે. **સ્વાધ્યાય** ભાગ-૧-૨માં આ વિષય પરત્વે મેં યથાશક્તિ પ્રયાસ કર્યો છે. આપણા નવીન લેખકોમાં આ શક્તિની ઝાંખી થતી નથી.

આપણે ત્યાં **ઐતિહાસિક નવલનું** સાહિત્ય ઠીકઠીક વિકાસ પામ્યું છે. **ચુનીલાલ વર્ધમાને** એનો ચિતાર હમણાં જ આપણને આપ્યો છે. હું તે વિભાગ અહીં ટુંકામાં પતાવીશ. આપણા ઇતિહાસનો જ્વલન્ત કાળ સોલંકી યુગ છે. તેથી આપણી કેટલીક અતિહાસિક કથાઓ તે યુગની છે. કેટલીક કથાઓ આપણે બંગાળીમાંથી ઉતારી છે, જે વિષે હું કાંઇ નહીં કહું. જૈનોએ પ્રાચીન જૈન ઇતિહાસનો ઉપયોગ કર્યો છે. નંદશંકરે ૧૮૬૦માં **કરણઘેલો** કથા લખી. અલબત્ત, કોઇ ઐતિહાસિક નવલથી ઇતિહાસનું જ્ઞાન મળી શકે નહીં. પણ **કરણઘેલો**, મહીપતરામકૃત **વનરાજ ચાવડો** અને **સધરાજેસંગ** સફળ પ્રયાસો ગણાય નહીં. તેમાં નથી સંવાદ, નથી વ્યક્તિત્વ, નથી ચારિત્ર્યનિરૂપણ. કેટલાંક નવલો વીરરસનાં થયાં છે. કેટલાંકમાં રાજકરણ વધારે ચીતરાયું છે. **ગૂજરાતીની** ઘણી ભેટો એવી જાતની છે, નારાયણ વસનજી ઠક્કુરની ઐતિહાસિક કથાઓમાં આડંબર, ધર્મઘેલછા અને જૂનવાણી જોવામાં આવે છે, જેમ કે **પદ્મિની, મયણલ્લા, પાવાગઢનું પતન.** વિઠ્ઠલદાસ ધનજીભાઇકૃત **વીર દુર્ગાદાસ,** લલ્લુભાઇ ભીમભાઇ દેસાઇકૃત **પરમાર ધારાવર્ષદેવ, બલહઠ-બંકાદેવડા,** નલિનીકાન્ત દિવેટીઆકૃત **નરજહાં,** સુશીલકૃત **જગત્-શેઠ, મઘવાહન ખારવેલ,** કપાસીકૃત **વિમળમંત્રી, વસ્તુપાળ, ગૂજરાતનું ગૌરવ,** સાદીકકૃત **બહાદુરશાહ,** દ્વારકાદાસકૃત **સંભાજી,** મહાશંકરકૃત **સિરાજઉદ્દવલા,** ધનશંકરકૃત **સોરઠના સીતારા, જય**

ગૂજરાત, માધવલાલ રાવળકૃત **પીરમનો પાદશાહ**, દેશદિવાન હરિયાલાલ, આનંદપ્રસાદ ત્રિવેદીકૃત **સોરઠનો સિંહ**, ધીરજલાલ શાહકૃત **શાન્તુ મહેતા**, ઊછરંગરાય ઓઝાકૃત **તક્ષશિલાની રાજમાતા**, નર્મદાશંકર ત્રિવેદીકૃત **મહારાણી લક્ષ્મીબાઈ** અને બીજાં નવલો વિષયની વિવિધતા બતાવે છે.

રમણલાલ વસંતલાલ દેસાઇના **ભારેલા અગ્નિમાં** ગાંધીજીના વિચારની, **ક્ષિતિજમાં** કામરેજ પાસે જડી આવતી રોમન સંસ્કૃતિના અનુભવની, **શોભના**, **છાયાનટ**, **ગ્રામલક્ષ્મી** વગેરેમાં વર્તમાન રાજકરણની તેજચ્છાયા જણાઇ આવે છે. ગોકળદાસ રાયચુરા ચૂડાસમાઓના ભૂલાઈ ગયેલા વીર પરાક્રમોની યાદ આપણને **મહીપાળદેવ**, **સોરઠરાણી**, **ગૃહરાજ**, **નગાધિરાજ**, **કુલદીપક**, **સોમનાથની સખાતે** અને **સોરઠપતિ** એ સાત વાર્તાઓમાં આપે છે. ઝવેરચંદ મેઘાણી **સમરાંગણ**, **ગંગાજળિયો**, અને **ગૂજરાતનો જય** એ ત્રણ વાર્તાઓમાં અને **સોરઠની રસધાર**માં સોરઠના ઇતિહાસની કથાઓ આપે છે. ચુનીલાલ વર્ધમાન શાહે સોલંકી યુગને પસંદ કર્યો છે અને **ધારાનગરીનો મુંજ**, **સિંધ ઉપર સવારી**, **સોમનાથનું શિવલિંગ**, **મૂળરાજ સોલંકી**, **કર્મયોગી રાજેશ્વર**, **રાજહત્યા**, અને **અવંતીનાથ** એ વાર્તાઓમાં ઇતિહાસપાત્રો અને રસ ઠીકઠીક જમાવ્યાં છે. ધૂમકેતુ પોતાનાં ઇતિહાસનવલોમાં ગૂજરાતની વિશદ સંસ્કારિતાનાં બધાં અંગોને સમજાવવા પ્રયત્નશીલ થતા જાય છે

આપણા ઐતિહાસિક નવલનું ખરું સ્વામિત્વ તો કનૈયાલાલ મુનશીએ સાધ્યું છે. તેમનું ધ્યેય ગૂજરાતની અસ્મિતાને પ્રકાશમાં લાવવાનું છે. તેમને અખંડ ગૂજરાત જોઇએ છીએ. **પાટણની પ્રભુતાની** પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે "ગૂજરાત એક મહાવૃક્ષ છે. તેનાં મૂળોમાં શ્રીકૃષ્ણ પરમાત્માનો કર્મયોગ છૂપાયો છે. તેની ડાળે નર્મદા અને ગાંધીઓની કુંપેરો ફુટી છે." આ ફળ તેઓ ચોક્કસ સાધી શકયા છે. એટલું ખરું છે કે, તેમણે ઉદયન, વાગ્ભટ, મયણલ્લા, હેમચંદ્ર, દેવપ્રસાદ, વગેરે ઐતિહાસિક પાત્રોને ભવ્ય બનાવ્યાં હોત તો તેમના ધ્યેયને હાનિ થયા વગર ઐતિહાસિક ઔચિત્ય અને તત્વ જાળવી શકાયાં હોત. **ગૂજરાતના જ્યોતિર્ધરો**, **રાજાધિરાજ**, **પૃથિવીવલ્લભ**, **પાટણની પ્રભુતા**, **જયસોમનાથ** વગેરેનો બીજો દોષ, સ્થાનિક માહીતીનો અભાવ એ

છે. મુનશી વર્ણનો કરતા નથી, એટલે આ દોષ એકદમ કળી શકાતો નથી.

## સામાયિક સાહિત્ય

ગૂજરાતનાં **વર્તમાનપત્રો** અને **સામયિકો** ઇતિહાસને ચર્ચે છે. અને મહારાષ્ટ્ર હિન્દુસ્તાન વગેરે પ્રદેશોનાં વર્તમાનપત્રો તથા સામયિકોની અપેક્ષાએ તે ચર્ચા ઘણીવાર તલસ્પર્શી જણાઇ આવે છે. હજુ તે માટે સુધારાની જરુર છે. વર્તમાનપત્રોના ખબરપત્રીઓ અને લેખકો યોગ્યતાવાળા જોઇએ. એક સૂચના અહીં ખાસ કરવી ઘટે છે. આપણા ઇતિહાસ ઉપર જે કોઇ સામયિક સાહિત્ય બહાર પડે તેનો ઉલ્લેખ ગૂજરાતી સામયિકોએ ગૂજરાતીમાં આપવાનો પ્રબંધ કરવો જોઇએ.

## સંસ્થાઓ

ફાર્બસ સભા, ગૂજરાત સંશોધન મંડળ, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, ભારતીય વિદ્યામંદિર, વડોદરાનું પ્રાચ્ય વિદ્યામંદિર, વગેરે સંસ્થાઓ ગૂજરાતની અસ્મિતાનાં ઐતિહાસિક બંઆનો હમણાં હમણાં સારી પેઠે આપવા માંડી છે.

## પાઠ્ય પુસ્તકો

ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો એટલાં બધાં ઊભરાતાં જાય છે કે તે વિષે બે બોલ અહીં કહેવા જોઇએ. પાઠ્ય પુસ્તકો ફરે જ નહીં એ ખોટો ખ્યાલ છે. પાઠ્ય પુસ્તકો સુધરે જ નહીં અને તેને સુધારવા જતાં માબાપોને જો નવાં પુસ્તકો ખરીદવાં પડે તો ખરચ વધી જાય તે ખ્યાલ એકંદરે શિક્ષણની યોગ્યતાને હાનિકારક છે. દરેક પાઠ્ય પુસ્તકનું વસ્તુ અમુક વખતે બદલાવું જ જોઇએ. જ્ઞાનની પ્રગતિ જો બાળકોનાં પાઠ્ય પુસ્તકોમાં આપણે ન બતાવીએ તો આપણે જ્ઞાનનું ખુન કરીએ. પાઠ્ય પુસ્તકોના લેખકોમાં યોગ્યતા હોવી જોઇએ, તે વાત જેટલી સ્પષ્ટ છે તેટલી જ વારંવાર કહેવા જેવી છે.

## આર્થિક ઇતિહાસ

મેં અહીં આપણા આર્થિક ઇતિહાસની સમાલોચના ઇરાદાપુર્વક નથી કરી. અર્થશાસ્ત્ર વિભાગના વિદ્વાન પ્રમુખ તરફ મારે વિનય રાખવો જોઇએ. હિન્દુસ્તાનના કોઇ પણ પ્રદેશના રાજકરણમાં અર્થકરણથી ક્રાંતિકારક ફેરફારો થયા હોય તો તે પ્રદેશ ગૂજરાત છે. આપણા ઇતિહાસના દરેક યુગ માટે આપણી આર્થિક સમાલોચના આવશ્યક છે. તે માટે આપણી પાસે સામગ્રી પણ છે.

## સામાજિક ફેરફારો

જુદે જુદે વખતે થએલા આપણા સામાજિક ફેરફારોનો હું ઉપર અનેકવાર ઉલ્લેખો કરી ગયો છું. ઇતિહાસનાં મૂળતત્ત્વો માનવ સમાજની સંસ્કૃતિના વિકાસમાં છૂપાં રહેલાં હોય છે. ગૂજરાતના ઇતિહાસનાં મૂળ અંગો કાંઇક એવાં જ છે. એ મૂળ અંગો હજુ આબાદ છે. પણ તેમનો અભ્યાસ શાસ્ત્રોક્ત પદ્ધતિથી હજુ થઇ શકયો નથી. આપણે ત્યાં રાનીપરજનો સમાજ આ અભ્યાસ માગી રહ્યો છે. ફાધર એલ્વિન એવો અભ્યાસ ગોદસંતલ વગેરે સમાજ માટે કરે છે. ઠક્કરબાપા એમની પ્રગતિના કામમાં રોકાયા છે. ગાયકવાડ સરકારે એવા અભ્યાસો પોતાના અધિકારીઓ મારફત કાંઇક કરાવ્યા છે. એ અભ્યાસ ઉપર આપણે આ લોકો માટે નવી સંસ્કૃતિ ઉભી કરી શકીએ. એ અભ્યાસ ભાષા, સમાજ, ધર્મ, વગેરેને લક્ષીને શાસ્ત્રીય રીતે થાય તો ગૂજરાતની સંસ્કારિતાના ઇતિહાસના અભ્યાસને ઘણો ઉપકારક થાય.

## ઐતિહાસિક જ્ઞાનના ઉપાયો. પુરાતન વસ્તુસંશોધન

ગૂજરાતની શિક્ષિત જનતાનું ઐતિહાસિક જ્ઞાન ઘણું અધૂરું છે. તેનાં કારણો બતાવવાને બદલે હું તે માટેના ઉપાયોનું અહીં સ્પષ્ટીકરણ કરીશ. આપણે Archeology પુરાતન વસ્તુસંશોધનના ક્ષેત્રમાં ઘણા પાછળ છીએ. ગૂજરાતમાં એ જ્ઞાનના શાસ્ત્રીઓની જરુર છે. ગૂજરાતકાઠિઆવાડકચ્છમાં અનેક પ્રદેશો આ વિષયના જ્ઞાન માટે આપણને હજુ ઉપકારક થઇ શકે. ભદ્રપુર, કંથકોટ, ઢાંક, જુનાગઢ, ઘૂમલી, વળા, નળકાંઠો, પાટણ, ઝીંઝુવાડા, અમદાવાદ, સંખેડા, કામરેજ, અનાવલ વગેરે સ્થળોને ખોદતાં આપણને અનેક સામગ્રીઓ મળી શકે. ગુજરાતીઓ જ આ સામગ્રીઓનો ઉદ્ધાર કરી શકે, તેમને સમજાવી શકે, તેમને ઇતિહાસ સાથે સાંકળી શકે. આ વિષય માટે પ્રાચીન ઇતિહાસ, ભાષાઓ વગેરે ઉપરાંત સ્થાનિક વિષયોનું જ્ઞાન જોઇએ. ગૂજરાતદેશમાં તેની જમાવટ કરવાની જરુર છે. વડોદરારાજ્યે હમણાં આ દિશામાં સારું કામ કરવા માંડયું છે. આ માટે ખંત, ધીરજ, જ્ઞાન, બધું જોઈએ છીએ. ગૂજરાતનાં ઘણાંખરાં ખંડેરો સંસ્થાનોમાં આવેલાં છે અને કેટલાંક સંસ્થાનો એટલાં સાધનહીન છે કે એ કામમાં તેઓ બહુ મદદ ન કરી શકે. આ વિષય ગવર્મેન્ટ ઑફ

ઈન્ડિઆ ઍક્ટ પ્રમાણે હિન્દ સરકારનો વિષય છે. ગૂજરાતી રીયાસતો તે ઍક્ટ નીચે હજુ આવતી નથી.

## વિવિધ ભાષાઓનું જ્ઞાન

ફારસી, અરબી અને કુફી લિપિઓનો ઉકેલ આપણે ત્યાં અગાઉ સારી રીતે થઈ શકતો હતો. હવે તેમનું જ્ઞાન ખુદ મુસલમાનોને પણ નથી તે દિલગીરીની વાત છે. ગૂજરાતમાં અનેક મસ્જીદો, દરગાહો, વગેરે છે, જ્યાં આ લિપિઓમાં લખવામાં આવેલા લેખો જોવામાં આવે છે. ગૂજરાત ઉપર ફારસી અને અરબીમાં જે સાહિત્ય છે તેમાંનું ઘણુંખરું આપણને ઈંગ્રેજીમાં અને ગુજરાતીમાં અલભ્ય છે. આ ભાષાઓ અને લિપિઓ આપણે વાચી શકીએ તેવો પ્રબંધ થવો જોઈએ. એ કામ સરકારનું છે, પ્રજાનું છે. ૧૯૨૧ થી આપણે ત્યાં લોકપસંદ પ્રધાનોના હાથમાં શિક્ષણનું દફતર રહેતું આવ્યું છે, છતાં આ દિશામાં આપણે ઊતરતા જઈએ છીએ તે દિલગીરીની વાત છે. મુસલમાન ભાઈઓએ આ બાબત તરફ ખાસ લક્ષ આપવું ઘટે છે. તે ઉપરાંત આપણા ઇતિહાસને સમજવા માટે આપણે ફિરંગી–પોર્ચુગીઝ ભાષા સમજવી જોઈએ. મરાઠી ઇતિહાસ આ ભાષાના સાહિત્યના પ્રકાશનથી ઘણો સમૃદ્ધ થયો છે. આપણે ત્યાં હજુ પોર્ચુગીઝ સત્તા છે તે યાદ રહે.

## રૂપશાસ્ત્ર. ચિત્રો.

ચિત્રો અને મૂર્તિઓ સંસ્કૃતિના ઇતિહાસને સમજવા માટે ખાસ ઉપકારક છે. પણ બધા લોકો તેમની કળાને સમજી શકતા નથી. અભ્યાસીઓ પણ તેમનો ઉકેલ કરવા સમર્થ હોતા નથી. તે વિષય હાલ થોડાએક અભ્યાસીઓનો વિષય છે. હું તે વિષયને સાર્વજનિક જ્ઞાનના લાભમાં ઊતારવા આગ્રહ કરું છું. રજપુત યુગ, મોગલ યુગ, વગેરે નામો માત્ર આપવાથી આપણે કળાને સમજી શકીએ નહીં. રૂપશાસ્ત્રનું જ્ઞાન હોય તો જ આપણે તેને ચિત્તમાં ધારી શકીએ; જો આ વિષયોનો મેં ઉપર કહ્યું તેવી તરેહનો ઉકેલ અભ્યાસીઓ પાસે કરાવી આપણે તે કળાને લોકભોગ્ય બનાવીએ તો ચોક્કસ આપણે આપણી સંસ્કારિતાના જ્ઞાનને જનતામાં વધારી શકીએ. આ કળાઓમાં આપણી સંસ્કારિતાનો ઇતિહાસ છૂપાઈ રહ્યો છે.

## અભ્યાસનો બન્દોબસ્ત

એ જ સૂચના આપણા પ્રાચીન અર્વાચીન સ્થળોને લાગુ કરવી જોઇએ. ડભોઇ, ચાંપાનેર, મોઢેરા, સિદ્ધપુર, વડનગર, પાટણ, અમદાવાદ, ગિરનાર, જૂનાગઢ, આબુ, ઘુમલી, ઢાંક, વગેરે સ્થળોએ જઇએ અને સૂર્યમંદિર, કીર્તિસ્થંભો, સહસ્રલિંગ, મસ્જીદો વગેરે જોઇએ, અને એ બધું જોયા પછી આપણે કોરેકોરા ઘેર આવીએ તો આપણે ત્યાં ગયા કામના શા? અહીં ઊતરવાનો બેસવાનો રહેવાનો જોવાનો અને અભ્યાસ કરવાનો સ્થાનિક બંદોબસ્ત હોવો જોઇએ. સંસ્કારિત્વનો દરેક યાત્રાળુ ઘેરથી જ્ઞાનનું ભાતું બાંધી આવી શકે નહીં! અને સ્થળે સ્થળે અભ્યાસી બ્રાહ્મણ ગોર હોય પણ નહીં! રાજ્યો અને સ્થાનિક સંસ્થાઓ માત્ર આ કામ કરી શકે. ઇચ્છીએ કે રાજ્યોના અને સ્થાનિક સંસ્થાઓના સંચાલકો આ બાબત યાદ રાખે અને તેનો યોગ્ય અમલ કરે.

## શિલાલેખો. પાળીઆઓ

આવી જ આગ્રહભરી વિનતી હું શિલાલેખો સંબંધી કરવા ઇચ્છું છું. જુનાગઢના ધારાગઢ દરવાજાથી ગિરનારની તળેટીમાં આવેલી ભવનાથની જગા તરફ જતાં જમણે હાથે અશોક રુદ્રદામન્ અને સ્કન્દગુપ્ત, એમના શિલાલેખો આવે છે. દર વરસ લાખો યાત્રાળુઓ તે રસ્તે જાય છે. તેમાંના ઘણાખરા નિરક્ષર હશે. પણ કેટલાએક તો લખી વાંચી શકે એવા હેવાના જ એ શિલાલેખોને રક્ષણ આપતી મકાનની બાજુએ લાકડાની થાંભલી ઉપર રાખવામાં આવેલા કાળા પાટીઆ ઉપર આ શિલાલેખોનો નિર્દેશ ઇંગ્રેજીમાં અને ગૂજરાતીમાં કરેલો છે તેને મેં નાનપણમાં અનેક વાર વાચ્યો હશે. લગભગ દર-વરસે તે ઉલ્લેખ હજુ પણ વાચું છું. મને દર વખત લાગે છે કે આપણું કેટલું દુર્ભાગ્ય છે! આપણે આપણા ઇતિહાસની વાતોને લોકસમક્ષ મૂકવામાં કેટલા નિરુત્સાહી છીએ, બેદરકાર છીએ! હું જૂનાગઢ રાજ્યને વિનંતી કરું છું, તે સાથે બીજા તમામ સંસ્થાનોને વિનતી કરું છું કે જ્યાં જ્યાં આવા લેખો હોય ત્યાં તમે તેમનાં ઇંગ્રેજી અને ખાસ કરીને ગૂજરાતી ભાષાંતરો આપો, એ ભાષાંતરો તમે અભ્યાસીઓ પાસે કરાવો, તેમની શુદ્ધ આવૃત્તિઓ તમે મોટા અક્ષરે, સુવાચ્ય, લોકોને સમજાય તેવી ભાષામાં, સાથે યોગ્ય પણ ટૂંકાં ટિપ્પણ સહિત, મોટા પાટિઆ ઉપર લખાવો,

જેથી લોકો તેમને જોઈ શકે, સમજી શકે, સમજાવી શકે, વાચી શકે, વંચાવી શકે. ખરેખર, આ શિલાલેખો આપણું અખૂટ ધન છે. બ્રિટિશ સરકારે તેમનું રક્ષણ કર્યું, તેમને સમજાવ્યા. આપણું કર્તવ્ય તેમને માત્ર અભ્યાસીઓની બુદ્ધિનો વિષય કરવા જેટલું નથી. આપણે તેમને સ્વભાષામાં લોકમાન્ય રીતે પ્રસિદ્ધિ આપવી જોઈએ. એ લેખોના સંસ્થાપકોનો હેતુ તેમની પ્રશસ્તિ કરવાનો હતો. આપણે આપણા પૂર્વજોના આ હેતુને ખરેખર પાર પાડવો જોઈએ અત્યારે તો સરકારે તે કામ બાંધકામખાતાને દફતરે નાખ્યું છે. આપણે આ કામને પુરાતત્ત્વના પ્રકાશનખાતાના દફતરે ચડાવવું જોઈએ.

## સિક્કાઓ વગેરે

સિક્કાશાસ્ત્રના પરિણામોને હું એવી જ લોકભોગ્ય પ્રસિદ્ધિ આપવાનો આગ્રહ કરું છું. સિક્કાશાસ્ત્રીઓના સહકારથી આપણે આપણી સંસ્કૃતિને લોકભોગ્ય બનાવી શકીએ. રાજકોટ, વડોદરા અને મુંબઈમાં ગૂજરાત વિષેના સિક્કાઓનો સારો સંગ્રહ છે. તેમાંના ઐતિહાસિક અને સાંસ્કારિક ઉપયોગિતાવાળા સિક્કાઓ ઉપરની મુદ્રા વગેરેને આપણે ફોટોગ્રાફીની કલાથી મોટાં કરી શકીએ. આપણે તેમની પ્રતિકૃતિઓ વાચનાલયો, પુસ્તકાલયો વગેરેમાં મૂકી શકીએ, તેમને આપણે સ્વભાષામાં ભાષાંતરથી, ટિપ્પણથી, અને ટૂંકાં વિવેચનોથી લોકોને સમજાવી શકીએ. આવી જ રીતે તામ્રપત્રો ઉપરનાં સીલ મુદ્રા વગેરેને આપણે લોકભાષામાં સમજાવી શકીએ. અત્યારે આપણે સિક્કાઓ, સ્ટૅંપો, મુદ્રાઓ, વગેરેનાં આલ્બમ વ્યક્તિગત શોખને સંતોષવા માટે તૈયાર કરી રાખીએ છીએ. હું એમને લોકભોગ્ય બનાવવા ઇચ્છું છું. હું તેમને સાર્વજનિક ચિત્રશાળાઓમાં ગોઠવવા ઇચ્છું છું. અત્યારે તે માત્ર અભ્યાસીઓના કુતૂહલના વિષયો છે. બે ચાર દૃષ્ટાંતો આપું તો આ સૂચના વધારે સ્પષ્ટ થઈ જશે. ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, કુમારગુપ્ત, એમના સિક્કાઓ ઉપરના રાજાઓનાં શરીરોને આપણે ફોટોગ્રાફીથી મોટાં બનાવી તેમની છબીઓ આપણે સંગ્રહસ્થાનોમાં મૂકીએ, તેમનાં વર્ણનો આપતા શિલાલેખોને આપણે તે છબીઓ સાથે તે વખતની ભાષાઓમાં અને સ્વભાષામાં એટલે ગૂજરાતીમાં મૂકીએ, અને પછી લગભગ તેમનાં જ સમકાલીન સાહિત્ય **કૌમુદીમહોત્સવ, રઘુવંશ, કુમારસંભવ** વગેરેમાં બતાવેલાં રાજાઓનાં વર્ણનો મૂકીએ તો આપણી ચિત્રસંસ્થાઓ સમૃદ્ધ બને, શોભે, આહ્લાદક થાય અને બોધક

નીવડે. તે જ પ્રમાણે હર્ષરાજાના "स्वहस्तो मम महाराजाधिराजश्री-हर्षस्य" એ હસ્તાક્ષરને हर्षचरितમાં આપેલા તે રાજાના વર્ણન સાથે રાખીએ તો ચોક્કસ આપણી જનતાનો હર્ષ વિષેનો ખ્યાલ સંગીન બને. વલભી, સોલંકી, મુસ્લીમ, મરાઠી અને ઇંગ્રેજ યુગોના આપણા ઇતિહાસમાંથી આવા બીજા અનેક દષ્ટાંતો લઈ શકાય.

ગૂજરાતમાં નિષ્કશાસ્ત્રીઓ બહુ ઓછા છે, બ્રાહ્મી, ખરોષ્ટ્રી અને ગ્રીક લિપિઓનું જ્ઞાન અહીં નથી. અરબી અને ફારસી લિપિઓને બહુ થોડા લોકો વાચી શકે છે. સિક્કાઓ ઉપરની લિપિઓ વાચવાની ખાસ યોગ્યતા જોઈએ છીએ. અહીં તે ઉપર જરા પણ લક્ષ જતું નથી. યુનિવર્સિટિનો અભ્યાક્રમ તે માટે બહુ ઉપયોગી થઈ શકતો નથી. તેનું શિક્ષણ આપી શકે તેવા અધ્યાપકો મુંબઈપ્રાંતમાં મળતા નથી. વિદ્યાર્થીઓ આ વિષયોને અભ્યાસક્રમ ઉપર રાખતા નથી, કારણ કે પરીક્ષાઓ આપ્યા બાદ તેનું યોગ્ય ફળ મળતું નથી. માત્ર અહીં મુંબઈવિદ્યાપીઠમાં એમ. એ. ના અભ્યાસક્રમમાં આપણી પુરાતન સંસ્કૃતિનાં થોડાંક પેપરો-પ્રશ્નપત્રો નીકળી શકે છે.

## લોકભોગ્ય ઇતિહાસ

આપણે ત્યાં શિલાલેખો અને પાળીઆ ઉપર જે સાહિત્ય છે તેનો સ્થાનિક લોકોને સમજ પડે તેવો ઉકેલ આપણે સ્થાનિક જનતાને આપવો જોઈએ. આ લેખધન આપણી પાસેથી જતું રહેવા માંડ્યું છે. હું એ ધનને સાચવી રાખવા દરબારોને અને સ્થાનિક સંસ્થાઓને આગ્રહ કરું છું. વલભીપુર-વળા-ના ઠાકોર-સાહેબે એ લેખધનને ગામના તળાવની પાળ ઊપર ગોઠવી દીધું છે, જેથી તળાવની શોભા વધી છે અને સાહિત્યનું રક્ષણ થઈ શક્યું છે. આવું જ અને એથી પણ વધારે યોગ્ય કામ કરવા ભાઈઓને તથા સંસ્થાઓને હું આગ્રહ કરું છું. પાળીઆઓ ઉપરના લેખો સ્થાનિક ઇતિહાસના સાક્ષીઓ છે. તે દરેક લેખને અને તેને લગતી હકીકતને સ્થાનિક લોકો પાસેથી મેળવી પ્રસિદ્ધ કરવાની જરુર છે. એ લેખ અને તેને લગતી હકીક્ત પ્રસિદ્ધ થાય તેટલું જ આવશ્યક નથી. તે પ્રસિદ્ધિ સ્થાનિક લોકોના ઉપયોગ માટે તે જ સ્થાન ઉપર આપણી ભાષામાં રહેવી જોઈએ. સાહિત્યપરિષદ, ગૂજરાતસંશોધન-મંડળ, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, ફાર્બસ સભા વગેરે સંસ્થાઓ આ કામ ઊપાડી લે તેવી મારી તેમને આગ્રહભરી વિનતી છે.

કેટલાક પાળીઆઓના લેખો અમુક કુટુંબોના સૂરાપૂરાનાં પરાક્રમોનાં સંકીર્તનો છે. તેમાં રહેલો આપણો સ્થાનિક અને સામાજિક ઇતિહાસ આપણે સાર્વજનિક કરવો જોઈએ.

## સર્વસંગ્રહો. દફતરો

ગૂજરાતના ઇતિહાસનાં સાધનોમાં **ગૂજરાતસર્વસંગ્રહ, કાઠિઆવાડસર્વસંગ્રહ, કચ્છસર્વસંગ્રહ** જૂનાં સાહિત્ય છે. તે દરેક હવે નવીન સંસ્કરણ માગે છે. વડોદરાસરકારે **વડોદરાસર્વસંગ્રહનું** નવીન સંસ્કરણ હમણાં જ કરાવ્યું છે. એમાં મારો હાથ ખાસ હતો. અમે આખા રાજ્યમાં ફરી નવીન માહીતી ભેગી કરી **ગેઝેટિઅર** અથવા **સર્વસંગ્રહના** સાહિત્યને સુધાર્યું છે. એ નવીન સંસ્કરણ પ્રસિદ્ધ થતાં વાર લાગશે. જૂના **સર્વસંગ્રહોમાં** ઘણી ભૂલો છે. તેની હકીકતોમાં હવે નવીન જ્ઞાનને મેળવવાની જરૂર છે. ગૂજરાતની બદલાએલી સ્થિતિ તેમાં ચોક્કસ આવવી જોઇએ. વસતિગણના જ તે પછી પાંચ વખત થઈ ગઈ છે. મુંબઈ પ્રાંતના સરકારે તે કામ કરવું જોઇએ. વડોદરારાજ્યે જેમ તે કામ અમને સોંપ્યું તેમ ગૂજરાતી સંસ્થાનોએ તે માટે નવીન પ્રયાસો કરાવવા જોઈએ. ગૂજરાતનાં સંસ્થાનોનાં દફતરોમાં કેટલીક ઐતિહાસિક વિગતો મળી શકે. આવાં દફતરોમાંથી યોગ્ય હકીકતો વડોદરારાજ્યે પ્રસિદ્ધ કરવા માંડી છે. એ દૃષ્ટાન્તનું અનુકરણ બીજાં રાજ્યો કરે એવી ઇચ્છા આપણે અહીં પ્રકટ કરી શકીએ ખરા. જે સૂચના મેં આપણા ઇતિહાસનાં બીજાં પ્રકાશનો સંબંધી કરી છે તેજ સૂચના દફતરો વગેરેના પ્રકાશન સંબંધી કરવી ઘટે છે. દફતરોનાં ટિપ્પણોને સંપૂર્ણ બનાવવાં જોઈએ. ગાયકવાડસરકારનાં દફતરો ચિત્રો, સૂચી, શબ્દકોષ, વગેરેથી સમૃદ્ધ કરવામાં આવ્યાં છે. રાવસાહેબ સરદેસાઇસંપાદિત પેશવાઇ દફતરોમાં એવી કોઇ સમૃદ્ધિ મૂકવામાં આવી નથી. તેમનાં ટિપ્પણો તો બીલકુલ નથી. એવાં ટિપ્પણો મૂકવા માટે ઇતિહાસના અભ્યાસીઓની મદદ લેવી ઘટે છે. ઉપરાંત તે માટે દફતરદારના કાર્યાલયમાં સારો પુસ્તકસંગ્રહ હોવો જોઈએ. ગેન્સ અને બનાજી એમણે વડોદરારાજ્ય સંબંધી મુંબઈ સરકાર પાસે રહેલાં દફતરોમાંથી ઊતારાઓ કરી ૭ પુસ્તકો વડોદરાસરકારની મદદથી પ્રસિદ્ધ કર્યાં છે. એ પુસ્તકો ઇંગ્રેજીમાં છે. તેમના સંપાદકોએ મરાઠી સાહિત્ય જોઈ પોતાનાં સંપાદનોની ઐતિહાસિક યોગ્યતા વધારવી જોઈતી હતી.

સર્વસંગ્રહોના સંસ્કરણ વિષે મેં ઘણા ગુજરાતી કાર્યકરો સાથે વાત કરી જોઇ છે. હું ધારું છું કે પ્રાંતસરકારની મદદ વગર તે કામ પાર પડે નહીં; છતાં કેટલીક હકીકતો માટે આપણે સ્થાનિક મંડળો સ્થાપી તેમના પ્રયાસદ્વારા સર્વસંગ્રહો તૈયાર કરી શકીએ.

## દૃશ્ય ઇતિહાસ

આપણા પ્રાચીન નિરીક્ષકો નાટકસાહિત્યના બે ભાગો પાડી ગયા છેઃ શ્રાવ્ય અને દૃશ્ય. ઇતિહાસના પણ એવા બે વિભાગો પાડી શકાય : શ્રાવ્ય અને દશ્ય. શ્રાવ્ય ઇતિહાસનો આપણને ઘણો પરિચય છે. ઇતિહાસ હવે દશ્ય કરી શકાય છે. ચિત્રપટોમાં આપણે અનેક પ્રસંગો જોઈએ છીએ. પણ હજુ સુધી ચિત્રપટની આલમમાં ઇતિહાસના વિષયને યોગ્ય સ્થાન મળી શક્યું નથી. ચિત્રપટના કાર્યકરો બેસુમાર ખર્ચ કરી ચિત્રો તૈયાર કરાવે છે અને તે માટે તેઓ નટનટીઓના પગારો ઉપર પોતાની આવકનો મોટો ભાગ ખરચે છે. તેમને કહેવાની ભાગ્યે જ જરુર હોય કે જો તેઓ પોતાના સાહિત્યમાં ઇતિહાસને સ્થાન આપે તો તેઓ લોકસેવા કરી શકે, લોકનાં મનને રીઝવી શકે અને યોગ્ય માણસોનો સહકાર સાધવામાં આવે તો તે પ્રયાસમાં સારો નફો પણ મેળવી શકે. હમણાં કેટલાક ચિત્રપટકારોનું લક્ષ આ વિષય ઉપર ગયું છે અને પુકાર, સિકંદર વગેરે ચિત્રોમાં ઇતિહાસને દશ્ય સાહિત્ય તરીકે ઉતારવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ પ્રયાસોને વધારે સફલ કરવા માટે ચિત્રપટકારોએ ઇતિહાસના અભ્યાસીઓને મેળવવા જોઈએ.

## પ્રકાશન

સવાલ એ છે કે આપણે જોઈએ, વાચીએ, વિચારીએ, લખીએ, પણ તેનું પ્રકાશન કેવી રીતે કરવું ? મહારાજા સયાજીરાવ ગાયકવાડે પ્રાચ્યવિદ્યાના પંડિતોની પરિષદ્‌માં કહ્યું હતું તેમ આવાં પ્રકાશનો બહુ ઓછાં ખપે છે અને તેમનું ખરચ પોષાતું નથી. આ મોટી મુશ્કેલી છે, જો કે તે દર વરસ ઓછી થતી જાય છે. હિન્દુસ્તાનમાં ગૂજરાત દેશની સાક્ષરતા (Literacy) બીજા પ્રદેશોની સાક્ષરતાની અપેક્ષાએ સારી છે. વાચનનો શોખ હવે વધતો જાય છે. શિક્ષણસંસ્થાઓ, વાચનાલયો, વગેરે વધતાં જાય છે. પ્રકાશનસંસ્થાઓની સંખ્યા વધતી જાય છે. પ્રકાશકો પોતે આ વિષય પરત્વે વધારે સાહસ

બતાવતા જાય છે; છતાં હું સૂચના કરી શકું કે પ્રકાશન કરતી સંસ્થાઓ વિષયોની અને લેખકોની વિશેષ વિવિધ પસંદગી કરે અને ઇતિહાસના વિષયને અનુલક્ષીને લખાએલા સાહિત્યને ખાસ પસંદગીમાં મૂકે. અહીં જીવણલાલ અમરશી મહેતાની **નવરાષ્ટ્રમાલા**, સૌરાષ્ટ્ર કાર્યાલયમાં પર રાષ્ટ્રોનાં **જીવનચરિત્રો, સયાજીસાહિત્યમાલા, સયાજી-બાલજ્ઞાનમાલા, વિદ્યાર્થી વાચનમાલા, સસ્તું સાહિત્ય કાર્યાલય** વગેરેના પ્રયાસો નોંધાવા જોઈએ.

## એકીકરણ : સૂચીકરણ : ભાષાંતરો.

આપણે આપણા ઇતિહાસના બધા ઉલ્લેખોનું એકીકરણ કરાવવું જોઇએ. છેલ્લાં બસો વરસોમાં થએલાં સામયિક વિવેચનોને આપણે પ્રસિદ્ધ કરવાં જોઇએ અને તેમની સૂચી આપણે તૈયાર કરવી જોઇએ. એ સૂચી સાલવાર, પ્રદેશવાર, કક્કાવાર, વ્યક્તિવાર હોઇ શકે. આવાં સામયિકોનો સંગ્રહ અધૂરો હોય તો પૂરો થવો જોઇએ અને તે સંગ્રહો મુંબઇ, અમદાવાદ, વડોદરા, રાજકોટ વગેરે સ્થળોએ રહેવા જોઇએ.

આ સાહિત્યનાં ગૂજરાતી ભાષાંતરો થવાની જરુર છે. ગૂજરાતના પ્રાચીન શિલાલેખોનાં બે ખંડોમાં ભાષાંતરો થયાં છે, જો કે એ ભાષાંતરોનું સંશોધન યોગ્ય રીતે થયું નથી એ મારે અહીં કહેવું જોઇએ. ગૂજરાતના મધ્યકાલીન યુગના ઇતિહાસનાં કેટલાંક ભાષાંતરો થયાં છે, જેમકે **દ્વયાશ્રય, કુમારપાલચરિત, કુમારપાલ-પ્રતિબોધ, સુકૃતસંકીર્તન** વગેરે. હમણાં હમણાં આપણા દેશના ઇતિહાસને અનુલક્ષીને લખાએલાં પુરાણોનાં ભાષાંતરો થાય છે. જેમકે ક. ભા. દવે સંપાદિત **સરસ્વતીપુરાણ**, ભાષાંતરો સાથે યોગ્ય ટિપ્પણો Editing થવાં જોઈએ. મણિલાલ નભુભાઈસંપાદિત સંસ્કૃત **દ્વયાશ્રય** વાચતાં મને ઘણી નિરાશા થઇ. ભાષાંતર અશુદ્ધ છે, પ્રસ્તાવના યોગ્ય નથી, અને ટિપ્પણવ્યવસ્થા તેટલીજ અધૂરી છે. **નાભિનંદનતીર્થઉદ્ધારપ્રબંધનું** અને પદ્મનાભકૃત **કાન્હડદેપ્રબંધનું** દેરાસરીકૃત ટિપ્પણ છેક નિરાશાજનક તો નથી! આપણા મુસ્લીમ યુગના ઇતિહાસો ફારસીમાં અને અરબીમાં લખાએલા છે. તેમાં અરબી ઇતિહાસનાં ઇંગ્રેજી અને ગૂજરાતી બન્ને ભાષાંતરો કરવાં બાકી છે. ફારસી ઇતિહાસ **મિરાતે સિકન્દરીનું** ઇંગ્રેજી ભાષાંતર યોગ્ય નથી. તેનો ગૂજરાતી સારાંશ

એટલો જ નિરાશાજનક છે. તેનું ટિપ્પણ તો કયાંય નથી. આપણે તેનો જે રીતે ઉપયોગ કરીએ છીએ તે રીત બીલકુલ શાસ્ત્રીય નથી. તે જ વખતના બીજા ફારસી ઇતિહાસો આપણને હાલ અહીં પ્રાપ્ય નથી, તેઓ દુર્લભ થઈ ગયા છે. જેમકે **તારીખે-મુઝફ્ફરશાહી, તારીખે એહમદશાહી, તારીખે મેહમ્મુદશાહી, તારીખે બહાદુરશાહી, ગૂજરાતનો અરબી ઇતિહાસ** વગેરે હું આગ્રહ કરું કે તેમને આપણે ઇન્ડિઆ ઑફિસમાંથી મેળવી શકીએ અને તેનાં શુદ્ધ ટિપ્પણ-સહ ગૂજરાતી ઈંગ્રેજી ભાષાંતરો કરાવી શકીએ. હમણાં જ એક પ્રયાસ આ દિશામાં થયો છે. **મિરાતે અહમદીનું** ગૂજરાતી ભાષાંતર દી. બ. કૃષ્ણલાલભાઈએ આપણને આપ્યું છે, જો કે મેં એક અવલોકનમાં દર્શાવ્યું હતું તે પ્રમાણે તેમાં ટિપ્પણો ઉમેરવાની જરૂર હતી. **મિરાતે અહમદીનું** થોડુંક ઈંગ્રેજી ભાષાંતર ગાયકવાડ ઓરીઅન્ટલ સિરીઝમાં થયું છે, જો કે તેમાં આપેલાં થોડાં ટિપ્પણો અધૂરાં છે એટલું મારે અહીં કહેવું જોઈએ. તેનું બાકી રહેલું ઈંગ્રેજી ભાષાંતર હાલ વડોદરાવાળા તુલનાત્મક ધર્મવ્યવસ્થાના અભ્યાસી ડૉ. અલી કરે છે. મેં તેમને રુબરુ તેમના પુરોગામીઓની ભૂલો ન કરવાની સૂચના તો આપી છે. આપણાં પ્રાંતમાં આવી ગએલા પરદેશી મુસાફરોનાં વર્ણનોનાં ગૂજરાતી ભાષાંતરો હજુ આપણને મળી શકતાં નથી, સિવાય કે યૂએન સંગનો પ્રવાસ અપવાદમાં આવી જાય. હમણાં જ તેનું ગૂજરાતી ભાષાંતર દેવેન્દ્ર મંજુદારે **સયાજીસાહિત્યમાળામાં** બહાર પાડ્યું છે. આપણાં પુરપાટણનગરગામ વગેરેના ઇતિહાસો શાસ્ત્રીય રીતે હજુ લખાયા નથી, જો કે તેમાં રત્નમણિરાવઝોટેકૃત અમદાવાદ અને ખંભાત ઉપરના બે ગ્રંથો ઉત્તમ પંક્તિનું સાહિત્ય છે. નર્મદકૃત **સુરતનો મુખ્તેસર હેવાલ** અપૂર્ણ છે. આ પ્રયાસોમાં **સયાજીસાહિત્યમાળા અને સયાજીજ્ઞાનમાળા, વિદ્યાર્થીવાચનમાળા** વગેરે પ્રકાશનો આપણને ઠીકઠીક મદદ કરી રહ્યાં છે અને પ્રથમ સંસ્થાનાં બહાર પડેલાં પાટણ, સિદ્ધપુર, વડનગર, મોઢેરા, વડોદરા, જૂનાગઢ, સુરત,આબુ વગેરેનાં વર્ણનો સારું જ્ઞાન પૂરું પાડે છે. મરાઠી વિભાગનું એક પણ અંગ આપણે સ્વભાષામાં ઊતાર્યું નથી. પોર્તુગીઝ વિભાગ માટે એ જ ટીકા થઈ શકે. ઈંગ્રેજી વિભાગનાં ભાષાંતરો છે, પણ એ વિભાગ આપણે પૂરેપૂરો હજુ બરોબર જોયો નથી.

અહીં એક પ્રશંસનીય મુસ્લીમ પ્રયત્નનો મારે ચોકકસ ઉલ્લેખ

કરવો જોઈએ. ઓગણીસમી સદીમાં અબ્બાસે **દરબાર-એ-અકબરી** નામનો ઉર્દૂ ભાષામાં અકબરના અમલ ઉપર એક સુન્દર ગ્રંથ લખ્યો હતો. ભાઈશ્રી સાદીકે એ ગ્રંથનું ગૂજરાતીમાં સરળ ભાષાંતર આપણને આપ્યું છે, જે ઉપર તેમના કહેવાથી મેં ઉપોદ્‌ઘાત લખ્યો છે. એ લેખકનાં રઝીયા બેગમ, શાહઆલમ, મોગલ શહેનશાહી કુટુંબ વગેરે વિષયો ઉપરનાં બીજાં પુસ્તકો એટલાં જ રસિક અને સુવાચ્ય છે. કરીમ મોહમ્મદ માસ્તરનો ગૂજરાતના મુસલમાનો ઉપરનો ગેઝેટિઅર ઉપરથી ઊતારેલો પ્રયાસ હું અહીં ખાસ નોંધીશ. વડોદરા કૉલેજના પ્રો. લોખંડવાળાએ મેહમુદ બેગડા અને બહાદુરશાહ ઉપર ગૂજરાતીમાં લખ્યું છે અને હમણાં પ્રો. ચુગતાઇએ **મિરાત-એ-સિકંદરીનું** ઇંગ્રેજી સંસ્કરણ શરુ કર્યું છે.

## અજાયબઘરો : સંગ્રહસ્થાનો

ગૂજરાતમાં ગૂજરાત વિષેનાં અજાયબઘરો (મ્યુઝિઅમો) બહુ ઓછાં છે. વડોદરા મ્યુઝિઅમ એવી એક સંસ્થા છે, જ્યાં ગૂજરાત વિષે થોડુંઘણું જાણવાનું મળે છે. આપણને કલકત્તા, મદ્રાસ, મથુરા, લાહોર, વગેરે સ્થળોનાં સંગ્રહાલયોમાં હિન્દ અને સ્થાનિક ઇતિહાસોનો આબેહુબ ખ્યાલ આવી જાય છે. ગૂજરાતમાં એવું એક સંગ્રહાલય નથી, જ્યાં આપણે મેર લોકો, હાટી લોકો, કાઠીઓ, રાજપૂતો, ભિલ્લો, ઠાકરડાઓ, નાગરો, બ્રાહ્મણો, મેમણો, ખોજાઓ, રબારીઓ, પાટીદારો, રાણીપરજ વગેરે સમાજોને ખડા થએલા જોઇ શકીએ. આપણે અહીં ઇતિહાસકળાસાહિત્યને વાચવાનાં નથી પણ અનુભવવાનાં છે. અહીં આપણે ગૂજરાતની સમગ્ર સંસ્કૃતિ આપણા મગજમાં ઊતારવી છે, જેથી આપણે તેને કદી વિસરી શકીએ નહીં. એવી જાતનાં નાનાં સંગ્રહસ્થાનો કાઠિઆવાડમાં અને ગૂજરાતમાં શહેરે શહેરે જોઈએ. રાજકોટનું મ્યુઝિઅમ ઘણું અધૂરું છે. વડોદરા મ્યુઝિયમમાં ગૂજરાતની વિશેષતા છે. ધરમપુરમાં મેં આવું સ્થાન કાંઇક અનુભવેલું છે. જૂનાગઢનું સંગ્રહસ્થાન પુનર્વિચાર માંગે છે.

## ગૂજરાતના ઇતિહાસ માટે કેટલીક જરુરી દૃષ્ટિઓ. વિદ્યાપીઠ અને પ્રાંતઈતિહાસ

ગૂજરાતના ઇતિહાસના અભ્યાસીઓ કાંઇ ગણ્યાગાંઠ્યા નથી. તેમની સંખ્યા રોજ વધતી જાય છે. તેમનો અભ્યાસ વધતી જતી પરિપક્વતા દર્શાવે છે. આ અભ્યાસ મુખ્યત્વે પુરાતન ઇતિહાસ પરત્વે

રહ્યો છે. ગૂર્જરાતના ઇતિહાસનો સુવર્ણયુગ સોલંકીઓના ઇતિહાસનો યુગ છે અને ગૂજરાત તે માટે યોગ્ય અભિમાન ધરાવી શકે. આપણું પ્રથમ લક્ષ તે તરફ ગયું તે સ્વાભાવિક હતું. આપણા સાહિત્યકારો મધ્યકાલીન ગૂજરાતીના ભાષાશાસ્ત્રીઓ હતા તેથી તેમનું ધ્યાન પણ મુખ્યત્વે તે યુગ તરફ ગયું. જૈનો માટે તો આ યુગ ખરેખર યશસ્વી છે, તેથી તેમણે પણ પોતાના અભ્યાસની દિશા તે યુગ ઉપર ફેરવી. એ યુગને ભાટચારણી લોકકથા ઉપકારક થઇ. આપણાં સંશોધનો મુખ્યત્વે એ યુગને લક્ષીને થયાં છે. અલબત વલભી, ગૂર્જર, જયેષ્ટક, ત્રૈકૂટક અને રાષ્ટ્રકૂટ સમય તરફ આપણું લક્ષ ગયું છે. ભગવાનલાલ ઇંદ્રજીએ આપણો પૌરાણિક, મૌર્ય, અને ક્ષત્રપ ઇતિહાસ જોયો હતો એ ખરું છે. પણ મુખ્યત્વે આપણો ઐતિહાસિક વિચાર સોલંકી યુગનો વિચાર છે. કેટલાએક અભ્યાસીઓએ આપણો મુસ્લીમ ઇતિહાસ લીધો છે. પણ તે વિચાર પુખ્તપણું બતાવી શક્યો નથી. મોગલ, મરાઠી, ઇંગ્રેજ વિભાગો તદ્દન અણખેડાએલા રહ્યા છે. હજુ ગૂજરાતમાં ઘણાં કુટુમ્બો છે, જેમણે આ વિભાગીય ઇતિહાસોમાં સારું કામ કરી બતાવ્યું છે. તેમનો આપણે ઉપયોગ કરવો ઘટે છે. સાણે, રાજવાડે, પારસનીસ, ખરે, સરદેસાઈ, સરકાર, સેન એ મરાઠી ઇતિહાસ-અન્વેષકો અને લેખકો આપણે માટે અજાણ્યા રહ્યા છે. મહારાષ્ટ્રનાં વિખ્યાત કુટુંબોના ઇતિહાસો લખાયા છે. આપણે એવા ઇતિહાસો હજુ લખવાના છે. આપણા રાજસ્થાનોના ઇતિહાસો મરાઠી રાજસ્થાનોના ઇતિહાસો કરતાં ઘણા જૂના છે, છતાં તેમના ઇતિહાસો શાસ્ત્રીય પદ્ધતિથી હજુ લખાયા નથી. આ બધા પ્રયત્નોમાં મને એક ન્યૂનતા ખાસ જણાય છે. આ પ્રયત્નોને આપણે સ્થાનિક બનાવી દેવા જોઇએ નહીં. આપણે આપણા ઇતિહાસની ઘટના હિન્દની ઇતિહાસ સાથે કરી લેવી જોઈએ. આપણે આ ઇતિહાસને સંપ્રદાયો, વાડાઓ વગેરેથી દૂર રાખવો જોઈએ. એ પ્રયત્નમાં ઇતિહાસની ફિલસુફી જોઈએ. આપણી ઐતિહાસિક દૃષ્ટિમાં સમગ્રતાનો ગુણ આવવો જોઈએ. અમુક સંયોગોથી જ આવા ગુણો ઊતરે છે. માત્ર ગૂર્જરાતના ઇતિહાસનું સાહિત્ય વાચવાથી તે ગુણ આવી શકે નહીં. તે ગુણ માત્ર હિંદના ઇતિહાસનું સાહિત્ય વાચવાથી ઊતરી શકે નહીં. અલબત્ત, કુદરતી બક્ષીસનો ગુણ તો હોવો જ જોઇએ. પણ એવો બોધ મુખ્યત્વે વિદ્યાપીઠોના શિક્ષણથી ઊતરે છે.

વિદ્યાપીઠ એવી સંસ્થા છે, જ્યાં એશિઆ, યૂરોપ, અમેરિકા વગેરેના ઇતિહાસો શીખી શકાય છે, જ્યાં અર્થકરણ, ફિલસુફી, સાયન્સ, વગેરેને ઇતિહાસ સાથે વિચારાઈ શકે છે, જ્યાં સંસ્કારિતાના ગુણદોષો ઉપર ઝીણવટથી વિચાર થઈ શકે છે. આપણાં વિદ્યાપીઠો આવા ગુણોને હજુ સુધી કેળવી શક્યાં નથીઃ તે માટે આપણી પરાધીનતા જવાબદાર છે. દિલગીરીની વાત તો એ છે કે એ પરાધીનતાની છાયા વિદ્યાપીઠોના વહીવટમાં હજુ જોવામાં આવે છે, જો કે વિદ્યાપીઠોનું દફતર આપણા લોકોના હાથમાં પચીસ વર્ષો થયાં રહેતું આવ્યું છે. ગૂજરાતી શિક્ષણ-સંસ્થાઓ મુંબઇવિદ્યાપીઠના તાબામાં છે. આ વિદ્યાપીઠ તરફથી ઇતિહાસના અભ્યાસ તરફ વધારે કાળજી રાખવી ઘટે છે. હું આપણા અધિવેશનદ્વારા આ સંસ્થાના સંચાલકોને ત્રણ સૂચનાઓ કરવા ઇચ્છું છું (૧) ઇતિહાસના બોર્ડ ઑફ સ્ટડિઝમાં ઇતિહાસના અભ્યાસીઓ હોવા જોઈએ. (૨) બી. એ. હિસ્ટરિઑનર્સમાં એક પેપર પ્રાંતઇતિહાસનો રહેવો જોઇએ. (૩) એમ. એ. હિસ્ટરિમાં પ્રાન્તઇતિહાસ ઉપરાંત પ્રાન્તની ભાષાનો ઇતિહાસ હોવો જોઇએ. જો ગૂજરાતવિદ્યાપીઠ અત્યારે યોગ્ય કામ કરતું હોત તો ગૂજરાતની સંસ્કૃતિનો ઇતિહાસ આપણી સમક્ષ ક્યારનો ય રજૂ થઈ ગયો હોત. આનંદની વાત છે કે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને મુંબઇ વિદ્યાપીઠે સંશોધન કરવા ઠીકઠીક મદદ આપવાનું શરૂ કર્યું છે. મુંબઇ વિદ્યાપીઠે ઈતિહાસના અભ્યાસ માટે કેટલીક સુધારણા કરવા માંડી છે. મુખ્યત્વે પ્રથમ વર્ષના અભ્યાસક્રમમાં દુનિયાનો ઇતિહાસ World History રાખી તેણે ઇતિહાસનું ગૌરવ કર્યું છે. આ પ્રયાસમાં એ સંસ્થા વિશેષ ઉત્સાહ, શક્તિ અને ખંત મૂકે એવી આશા આપણે સેવીએ.

## પ્રોફેસરવર્ગ

ગૂજરાતમાં ઇતિહાસના અભ્યાસીઓ વધે, આપણું ઐતિહાસિક પરિશીલન સંગીન બને અને તે પરિશીલન ગૂજરાતી સમાજમાં પ્રચાર પામે તે માટે વિદ્યાપીઠમાં અને શિક્ષણસંસ્થાઓમાં ઇતિહાસના અભ્યાસક્રમને વેગ મળવો જોઇએ એ હું આપણને ઉપર જણાવી ગયો છું. ગૂજરાતમાં કામ કરતા શિક્ષકો અને પ્રોફેસરો આ વિષયમાં સારું કામ બતાવી શક્યા છે એ હું આપણા ધ્યાન ઉપર લાવવા ઇચ્છું છું. તેમાં પ્રો. હોડીવાળા અને પ્રો. કામિસેરિએટ એ નામો એકદમ આપણી જીભ ઉપર આવી જશે. પ્રો. હોડીવાળાનાં ત્રણ પુસ્તકો

Studies in Parsi History, Historical Studies in Mogul Numismatics અને Studies in Indo-Muslim History પ્રથમ પંક્તિનાં સંશોધનો છે, જ્યારે પ્રો. કોમિશેરિએટનો ગૂજરાતનો ઇંગ્રેજીમાં લખાયેલો ઇતિહાસ તથા મેન્ડેસ્લોનો પ્રવાસ ઉપરનો તેમનો ગ્રન્થ ગૂજરાતી ઇતિહાસના એકીકરણના પ્રયત્નોમાં સારું સ્થાન લેશે. કૉલેજોમાં ઇતિહાસના અધ્યાપકોની સ્વભાષા ગૂજરાતી ક્વચિત જ હોય છે અને જ્યાં એ અધ્યાપકો હોય છે ત્યાં તેમને પ્રતિકૂળ સંયોગોમાં કામ કરવાનું હોય છે. ગૂજરાતી શિક્ષણસંસ્થાઓના સંચાલકોએ આ બાબત લક્ષમાં રાખવી ઘટે છે. ગૂજરાત વિષે અભ્યાસ કરાવવો હોય તો અધ્યાપકો તરીકે ગૂજરાતી ભાષામાં વિષયોને સમજી સમજાવી લખી લખાવી શકે તેવા માણસોને તેમણે રોકવા જોઇએ. ગૂજરાતમાં ચાલતી સંશોધક સંસ્થાઓને આ વિષય ઉપર આવો જ વિચાર કરવો ઘટે છે.

આ વિચાર રજુ કરતાં પ્રો. ઠાકોરનું નામ તુરત યાદ આવે છે. પ્રો. ઠાકોરની વિદ્વત્તા સાહિત્ય, ઇતિહાસ અને રાજકરણ એ ત્રણે વિષયોને એક સરખી દોરી શકે છે, જો કે મુખ્યત્વે તેમણે ગૂજરાતી સાહિત્યને પોતાનો ખાસ વિષય કરી દીધો છે. તેમનાં **પ્લૂટાર્કનાં જીવનચરિતો** આ જમાનાના યુવક વર્ગનું નિત્ય વાચન માગે છે અને તેમના ગૂજરાતી સલ્તનત ઉપરના વિચારો ગૂજરાતમાં બહુ ઓછી જોવાતી ગૂજરાતી ઇતિહાસની ફિલસુફી રજૂ કરે છે. તેમનો હિન્દની રાજ્યવ્યવસ્થા ઉપરનો ઇંગ્રેજી ગ્રંથ એટલો જ તલસ્પર્શી છે, જો કે તેમનો લોકમાન્ય ટિળક અને ગાંધીજી એ બન્નેના રાજકરણ સામેનો કોપ તેમાં ઉગ્ર સ્વરૂપ પકડે છે, જે ઉગ્ર સ્વરૂપ અત્યારના સ્વરાજ્યની અભિલાષા સેવતા વર્ગને ક્રોધાયમાન પણ કરે.

## જીવનચરિત્ર

આપણા ઇતિહાસના ધુરન્ધર જ્યોતિર્ધરોનાં જીવનચરિતો આપણે હજુ આલેખ્યાં નથી. શ્રીકૃષ્ણ આપણા પ્રથમ ઐતિહાસિક જ્યોતિર્ધર છે. બંકિમચંદ્રના બંગાળી જીવનચરિતનું દિ. બ. કૃષ્ણલાલનું ગુજરાતી ભાષાંતર તે માટે છે, જો કે તેનો બહુ ઉપયોગ આપણે કરતા નથી. આપણી પાસે આપણા બીજા જ્યોતિર્ધરોનાં સારાં જીવનચરિતો નથી. હેમચંદ્રનું સમગ્ર જ્ઞાન આપતું એક પણ પુસ્તક નથી. સિદ્ધરાજ, કુમારપાળ વગેરે ઉપર જૈનોએ લખ્યું છે, પણ તેને

ઐતિહાસિક જીવનચરિતના સાહિત્યમાં હું નહિ મૂકું. મહેમુદ બેગડો, બહાદુરશાહ, વગેરે ઉપર પ્રો. લોખંડવાળાએ ગૂજરાતીમાં પ્રયાસ કર્યો છે. સમરશાહ અને જિનપ્રભસૂરી વગેરે ઉપર સુભાગ્યે ગૂજરાતીમાં આપણને હવે સાહિત્ય સાંપડે છે. હીરવિજયસૂરી ઉપર ગૂજરાતી ફારસી અને અંગ્રેજી સાહિત્ય છે. તેનું એકીકરણ કરવાની સૂચના હું ઇતિહાસના પ્રેમીઓને કરું છું, જો કે વિદ્યાવિજય મુનિએ તે કામ સફળતાથી કર્યું છે ખરું. નાગર અમલદારો રાજા ગિરધરલાલ, રાજા છબીલરામ, રાજા દયાબહાદુર, એમનાં જીવનચરિતો વિષે થોડુંએક સાહિત્ય માનશંકર પીતાંબરદાસ મહેતા આપણને આપતા ગયા છે.

## ગૂજરાતનો સળંગ ઈતિહાસ

ગૂજરાતના સળંગ ઈતિહાસ માટે આપણી પાસે પુષ્કળ સંપત્તિ છે. એ બધી સંપત્તિને આપણે એકઠી કરવી જોઇએ. એ મણકાઓ હાલ છૂટાછવાયા પડયા છે. તેમની સળંગ ગૂંથણીની હવે જરુર છે. ગૂજરાતી સાહિત્યપરિષદ્‌ના એક અધિવેશન વખતે નરહરિલાલે એવા ઇતિહાસના પર્વ-વિભાગો પાડી એક યોજના પ્રસિદ્ધ કરી હતી, જે નિબંધરૂપે તે અધિવેશનના નિવેદનમાં જોવામાં આવે છે. થોડા વખત અગાઉ ગૂજરાતસંશોધનમંડળ સમક્ષ મેં આ ઇતિહાસ માટે આઠ ગ્રંથોની યોજના મોકલી છે એટલે એ વિષે હું અહીં વિગતવાર વિવેચન આપ પાસે રજૂ કરવા ઇચ્છતો નથી. એ યોજનામાં મેં આપણા જુદા જુદા અભ્યાસીઓનાં નામો પણ સૂચવ્યાં છે. વડોદરાગેઝેટિઅરનું સંસ્કરણ કરતી વખતે મેં મરાઠી સમય સુધીનો આપણા પ્રદેશનો ઇતિહાસ ઈંગ્રેજીમાં લખી વડોદરાસરકારને મોકલી આપ્યો છે. કાંઇક આવી જ રૂપરેખા સાધારણ રીતે મેં ગૂજરાતસંશોધનમંડળના ત્રૈમાસિકના મે માસના અંકમાં આપી છે. ગૂજરાતનો લુખ્ખો ઇતિહાસ નહીં, પણ ગૂજરાતી સંસ્કારિતાનું ઐતિહાસિક બયાન આપણે ગૂજરાતની સંસ્કારિતાના અભ્યાસીઓ પાસેથી માગી શકીએ.

ઉપર આપણે આપણા ઇતિહાસની સમાલોચના કરી ગયા. એ સમાલોચનાથી એક વાત ચોક્કસ થાય છે, જે એ છે કે આપણે આપણો ઇતિહાસ આપવાને હવે એકદમ સમર્થ છીએ. આપણી પાસે અખૂટ સાહિત્ય છે. આપણે ત્યાં અત્યારે સ્વભાષામાં અને ઇંગ્રેજીમાં લખી શકે તેવા લેખકો છે. આપણે આપણી સંસ્કૃતિ ઉપર પુખ્ત વિચારો

કરી શકયા છીએ. ઇતિહાસ, આર્થિક સવાલો, સમાજવ્યવસ્થા, સ્થાપત્ય, કળા, રાજકરણ, રાજ્યવ્યવસ્થા વગેરે વિષયો ઉપર આપણે અત્યાર સુધી જે કાંઇ લખ્યું છે, તે વિષયો ઉપર આપણા પ્રદેશ બહારના વિદ્વાનોએ જે કાંઇ લખ્યું છે, તે બધા વસ્તુનો આપણે વ્યવસ્થિત નિકાલ કાઢી શકીએ એમ છીએ. આપણા ઇતિહાસને લખવાના પ્રયત્ન માટે હવે વ્યવસ્થિત થવાની જરુર છે. વ્યવસ્થા આવતાં પ્રયત્નોમાં સફળતા આવશે. જો મનુષ્યયત્ન હોય તો ઈશ્વરકૃપા આપ મેળે ઊતરે છે. આપણા પાડોશમાં જ મહારાષ્ટ્રમાં એ સિદ્ધ થયું છે. એવી જ ઇશ્વરકૃપા ચોક્કસ આપણે ત્યાં ઊતરે એ કર્તવ્ય-ભાવનાએ આપ સમક્ષ આપણા ઇતિહાસને આઠ ગ્રન્થોમાં સમેટી લેવાની યોજના મેં મૂકી છે. એ યોજના ઉપર આપ વિચાર કરો. તે ઉપર આપ સૂચનાઓ કરો. કોઈ યોજના પરિપૂર્ણ હોઇ શકે નહીં. મેં તો આપના આ અધિવેશનના ઇતિહાસવિભાગના પ્રમુખ તરીકે મારી ફરજ બજાવી છે. ગૂજરાતનો ઇતિહાસ લખો; ગૂજરાતનો ઇતિહાસ લખો, એ અવાજ કાન બહેરા થઈ જાય એટલા જોસથી અનેક વખત આવે છે. એ અવાજને, એ પોકારને આપનાં ઇતિહાસવિભાગના પ્રમુખે આજે ઉત્તર આપ્યું છે. એ ઉત્તરના મૂળ સિદ્ધાંતોને પરિષદ્નું અધિવેશન સ્વીકારે, ગૂજરાતી જનતા સ્વીકારે અને તેનો તરત અમલ કરે એવી મારી વિનતી છે. આજે જગત બે યુગની અંતરાએ આવી ઊભું છે. હિન્દ એ દુનિયાનો અગત્યનો ભાગ છે. તેથી આપણે સૌ ભેગા થઈ એ અસ્ત થતા યુગની ઐતિહાસિક સમાલોચના કરીએ; એ સમાલોચનામાં અગત્યનાં ફળોને આપણે આપણી જનતા સમક્ષ મૂકીએ અને તેમનાંથી ઉપદેશ લઇ આપણું નૂતન ઘડતર ઉજ્જવળ બને તે માટે પ્રયત્ન કરીએ. આપણા પૂર્વજો પ્રત્યે અને આપણી આગામી પ્રજા પ્રત્યે આપણું એ પવિત્ર કર્તવ્ય છે.

## અખંડ ગૂજરાત

ઇતિહાસની સમીક્ષા ઇતિહાસના લેખનપૂરતી કે અન્વેષણ પૂરતી હોઈ શકે નહીં. અન્વેષણ લેખન એ દરેક સાધન છે. સાધ્ય તો સંસ્કારિતા છે. ઇતિહાસ પ્રગતિ રોકી શકે, ઇતિહાસ પ્રગતિ ધપાવી શકે. ઇતિહાસના અભ્યાસીનું કર્તવ્ય ભૂત અને વર્તમાન ઇતિહાસ ઉપર દૃષ્ટિપાત કરી તેનું મૂલ્ય કરવાનું છે અને તે મૂલ્યના આંકને પ્રજાના ભાવી સાથે ઘટાવવાનું છે. ગૂજરાત માટે આપણે

તેનું કર્તવ્ય કાંઇક કરીએ. આપણી નજર આગળ ગૂજરાત દેશ બદલાતો જાય છે; ભૂરચનાએ નહીં તો આબોહવાએ, જનતાએ, રાજકરણે, અર્થકરણે, દરેક વિષયે ગૂજરાત બદલાતો જાય છે. એ બદલાતી જતી જનતાની થોડીક ભવિષ્યોત્તરી આપણે અહીં કરવી જોઈએ. જેમ અખંડ હિન્દથી જ હિન્દના ઇતિહાસની કીર્તિ શક્ય છે તેમ અખંડ ગુજરાતથી જ ગૂજરાતના ઇતિહાસની કીર્તિ શક્ય છે. જૂના જમાનામાં અખંડ ગૂજરાતમાં નાતજાતના ભેદો સહુ હતા. નવીન યુગના ગૂજરાતમાં એ ભેદો જેટલા ઓછા હશે તેટલું આપણું રાષ્ટ્રીય જીવન ઉજ્જવલ રહેશે. ગૂજરાતના જીવનના એક અંગે હમેશાં ભારતવર્ષીય સ્થાન લીધું છે. હું આપણા વાણિજ્યના અંગનો અહીં નિર્દેશ કરું છું. એ અંગ પોતાની અસલ સ્થિતિ ચોક્કસ ટકાવી રહેશે. અખંડ હિન્દની સ્વતંત્રતા સિદ્ધ થતાં આ અંગ અતિ મહત્ત્વનું અંગ થઇ રહેશે. છેલ્લા બે સૈકાના રાજકરણનો અનુભવ, જયાં ધન ત્યાં સત્તા, એ હવેથી ખોટો ઠરે, તો પણ એ અંગ મહત્ત્વનું અંગ તો ચોક્કસ રહેવાનું. ઇચ્છીએ કે ભવિષ્યમાં ગૂજરાતની વૈશ્ય સંપત્તિ વ્યાપક બને. આપણી ક્ષાત્ર સંપત્તિ અત્યારે સ્થાનિક છે. ઇચ્છીએ કે તે પણ એટલી જ વ્યાપક બને. આ સર્વાંગ વ્યાપકતા સિદ્ધ કરવા માટે ગૂજરાતે અખંડ ગૂજરાત થઈ જવું જોઇએ. વલભી, સોલંકી અને સુલતાની રાજસત્તાની જે અભિલાષા હતી એ હવે સિદ્ધ થવી જોઈએ. હિન્દ 'ફેડરેશન' થાય તે સાથે ગૂજરાતમાં પણ એકતંત્ર થવું જોઇએ, એક રાષ્ટ્રતંત્ર થવું જોઈએ. હિન્દ સરકારની સત્તાનાં ચક્રો તે દિશામાં ગતિ કરે છે. ગુજરાતમાં એ ગતિ ધીમી છે. તેની સિદ્ધિના માર્ગોનું સૂચન કરવાનો ઇતિહાસના અભ્યાસીઓનો મુખ્ય ધર્મ છે, જો કે સાહિત્યપરિષદના બે દિવસના અધિવેશનના પ્રસંગ ઉપર તેનો અહીં તો માત્ર નિર્દેશ થઈ શકે. એ ઘડતર સાંસ્કારિક હશે તો તે રાજકરણી થશે. અત્યારે એ ઘડતર સર્વાંગે સાંસ્કારિક એકતાનું ઘડતર નથી. ગૂજરાતી લોકકથા, ગૂજરાતી ઇતિહાસ, ગૂજરાતી અર્થકરણ, ગૂજરાતી રાજ્યવ્યવસ્થા, ગૂજરાતી ભાષા, ગૂજરાતી સંસ્કારિતાનાં, ગૂજરાતી અખંડતાનાં વાહકરૂપે બધે પહોંચ્યાં નથી. એ વાહકોને બધે પહોંચતાં કરવાનું આપણું એટલે શિક્ષિત સમાજનું મુખ્ય કર્તવ્ય છે. સાહિત્ય પરિષદ્, ઇતિહાસ પરિષદ્, અર્થકરણ પરિષદ્ વગેરે પરિષદોનાં અધિવેશનો બુદ્ધિની કસોટીના અખાડાઓ નથી. જેટલે

અંશે આપણે આ કામ કરી શકીશું તેટલે અંશે આપણી સફળતાનું માપ નીકળી શકશે. આપણા નાયક ગાંધીજીનો એ જ સંદેશ છે. દૂર રહેતા રાણીપરજ વિભાગમાં અને ભિલ્લ સમાજમાં જઇ તેમના ચેલાઓએ ગૂજરાતી સંસ્કારિતા વસાવી છે. ઠક્કરબાપા, જુગતરામ દવે, ચિમનલાલ જોશી, પિરિનબેન, વગેરે એ નવી સંસ્કારિતાના સંન્દેશવાહકો છે. યાદ રહે કે આપણી જનતાના આ વિભાગોમાં નથી પહોંચ્યા બૌદ્ધ ભિક્ષુઓ, જૈન સાધુઓ, મુસ્લીમ સૈયદો, બ્રાહ્મણો, આર્યસમાજીઓ કે સ્વામીનારાયણી સાધુઓ ત્યાં પ્રથમ પહોંચ્યા સયાજીરાવ ગાયકવાડના સુધારણાના સન્દેશોના વાહક તેમના અમલદારો, જેમણે તૈયાર કરેલી રાજ્યવહિવટની અને સામાજિક સુધારણાની પ્રાથમિક ભૂમિકાઓ ઊપર ગાંધીભક્તોએ સુન્દર ઇમારતનું ચણતર કરવાનું શરુ કરી દીધું. સમયનો પરિપાક થતાં આ સંસ્કારિતા પરિપાક પામે અને અખંડ ગૂજરાત અખંડ હિંદનો Integral એક ભાગ થઈ રહે એ આપણે ઇચ્છીએ.

## ઈતિ વાક્ય

અહીં જ શ્રી કૃષ્ણ જીવન જીવી ગયા, જે માટે ભાગવતકારે ગાયું કે ॥ जयति तेऽधिकं जन्मना जगत् ॥ તે સાથે જ આપણે ગૂજરાત માટે ગાઇએ ॥ श्रयत इन्दिरा शश्वदत्र वै ॥ બાકી ઇતિહાસ બ્રહ્મલીલા છે. બ્રહ્મ સનાતન સત્ય છે. રક્ષણથી અને વિનાશથી તે સત્ય લોકને ઘડે છે. આપણા જ ફિલસુફ કવિએ ગાયું છે કે

બ્રહ્માંડો પ્રગટે, ડુબે, યુગયુગે, ઊગે અને આથમે<br>
વિશ્વો કાલતરંગમાં ઉછળતાં ઊઠે, રમે ને શમે<br>
ને ભૂગોળ, ખગોળ, સિન્ધુ, સરિતા, ખંડો, ત્રિગુણી કલા,<br>
માનવ જાત, મહાપ્રજા, નૃપકુળો, સૌ બ્રહ્મકેરી લીલા.

(ન્હાનાલાલ)

જય ગૂજરાત. જય હિન્દ.

# પરિશિષ્ટ

## ગૂજરાતના ઈતિહાસને આઠ ગ્રંથોમાં લખવાની યોજના

## ગ્રંથ ૧લો.

### ૧લું પ્રકરણ

### ઉપોદ્‌ઘાત

પ્રકરણના વસ્તુ માટે મુખ્ય સાહિત્ય. યોજનાનો ઉદ્દેશ. ગૂજરાતના ઇતિહાસનું સિંહાવલોકન. ઇતિહાસનાં મુખ્ય લક્ષણો. વર્તમાન ગૂજરાત. ક્ષેત્રફળ. લોકસમૂહો. રાજ્યકીય સીમાઓ, બ્રિટીશ ગૂજરાત, વિભાગો, જીલ્લાઓ, તાલુકાઓ, ગામડાં, ગૂજરાતી રાજસ્થાનો, પોલિટિકલ એજન્સીઓ, તેમના વિભાગો વગેરે. કચ્છ, કાઠિઆવાડ, પોર્ચુગીઝ ગૂજરાત—દીવદમણ. ગૂજરાત અને હિંદુસ્તાન. બૃહદ્‌ગૂજરાત.

### પ્રકરણ ૨જું

### ભૂરચના

સાહિત્ય. ભૂસ્તર, પર્વતો, ટેકરાઓ, નદીઓ, દરિયો, હવામાન, વર્ષાદ, ઋતુઓ. સિંહાવલોકન.

### ૩જું પ્રકરણ

### ગૂજરાતની સંપત્તિ

વસ્તુને લગતું સાહિત્ય. જમીન, ખનિજ, જંગલો, અનાજ, ફળફુલ, શાક ઈત્યાદિ. પ્રાણીઓ. ખેતી, ખેતીની પેદાશ. ઉદ્યમો, ઉદ્યોગો, વેપારરોજગાર. નિકાસ, આયાત. શહેરજન. ગ્રામજન. આવક. જમીનદારી, રજપુતો વગેરે. કાટવર્ણ. પછાત સમાજ. વેપારીઓ, મધ્યમ વર્ગ, નોકરીઆતો, કારીગરવર્ગ, મજૂરવર્ગ. સિંહાવલોકન.

### પ્રકરણ ૪થું

### લોકસમૂહો

વસ્તુને લગતું સાહિત્ય, લોકસમૂહો. જાતિઓ, નાત અને સ્થાનવાર. વિભાગો. ધર્મસંપ્રદાયો, સિંહાવલોકન

## પ્રકરણ ૫ મું

### મુખ્ય ભાષાઓ અને બોલીઓ

વસ્તુને લગતું સાહિત્ય. મુખ્ય ભાષાઓ. ગુજરાતી. જુદી જુદી બોલીઓ. સિંહાવલોકન.

## ગ્રંથ ૨ જો.

## પ્રકરણ ૧ લું

### પ્રાગ્ ઐતિહાસિક ગૂજરાત

વસ્તુને લગતું સાહિત્ય. મુખ્ય લક્ષણો. પૌરાણિક ગુજરાત. વૈદિક ઉલ્લેખો. રામાયણ અને મહાભારત. આર્ય વસતિસ્થાન. આર્ય અને અનાર્ય. ભાર્ગવ, સહસ્રાર્જુન, બાણાસુર, માહિષ્મતી, આર્ય સમાજ, અનાર્ય સમાજ. યાદવ સમાજ, યાદવ વંશવિસ્તાર, પરદેશી સાહિત્યમાં ઉલ્લેખો. સૌવીર. મરુભૂમિ. સ્વભ્ર. આનર્ત. સૌરાષ્ટ્ર. અપરાંત, લાટ, અનૂપ, પાતાળ. સિંહાવલોકન.

## પ્રકરણ ૨ જું

### મૌર્ય સામ્રાજ્યનો યુગ, ઇ. સ. પૂર્વે ૩૨૨–૧૦૦.

પ્રકરણઉપયોગી સાહિત્યઃ મુખ્ય લક્ષણો. નન્દરાજ્ય. ચંદ્રગુપ્ત, મૌર્ય, અશોક, સમ્પ્રતિ. **ધર્મશાસનો.** લોકસમૂહો. સમાજ, સંસ્કૃતિ રાજ્યવ્યવસ્થા. વૈદિક ધર્મ, બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, આજીવિકો વગેરે. શિક્ષણ. પરદેશના સાહિત્યમાં ઉલ્લેખો. ભાષા. જાવા, લંકા અને ગૂજરાત. સિંહાવલોકન.

## પ્રકરણ ૩ જું

### મૌર્ય સામ્રાજ્યથી ગુપ્ત સમયના અંત સુધી, ઇ. સ. પૂર્વે ૧૦૦ થી ઇ. સ. ૪૮૦.

પ્રકરણને લગતું સાહિત્ય. મૌર્ય પડતી. શુંગ રાજ્યવ્યવસ્થા. યવનો, કુશાનો, ક્ષત્રપો, મહાક્ષત્રપો. વાકાતક રાજ્ય, ભારશૈવ રાજ્ય, ગુપ્ત રાજ્ય. ચંદ્રગુપ્ત, કુમારગુપ્ત, સ્કન્દગુપ્ત. સમાજ, ધર્મવ્યવસ્થા, સંપ્રદાયો, રાજ્યવ્યવસ્થા. સિંહાવલોકન.

## પ્રકરણ ૪ થું

### મૈત્રક રાજ્ય, ઇ. સ. ૪૦૦ ઇ. સ. ૭૮૮.

પ્રકરણને લગતું સાહિત્ય. મુખ્ય લક્ષણો. ગુપ્ત રાજ્યની અવનતિ.

મૈત્રકવંશી દાનપત્રો. પરદેશી ઉલ્લેખો. હર્ષ, ગૂર્જર, ત્રૈકૂટક, અને અરબી રાજ્યોનો સંબંધ. ચક્રવર્તી પદ. અવનતિ. રાજ્યવ્યવસ્થા, રાજદરબાર. ધર્મો અને સંપ્રદાયો, વૈદિકો, જૈનો, શૈવો, વૈષ્ણવો, શાક્ત પંથ. વલભીનું વિદ્યાપીઠ. સમાજ. સાહિત્ય. સિંહાવલોકન.

## પ્રકરણ ૫મું

### ગૂર્જર અને ત્રૈકૂટક અમલ, ઈ. સ ૭૮૬-૮૨૮.

પ્રકરણને લગતું સાહિત્ય. મુખ્ય લક્ષણો. કનોજનું સામ્રાજ્ય. ગૂર્જર લોકો. ભિન્નમાળ. ગૂર્જરપ્રતિહાર રાજ્ય. ભરુચના ગૂર્જરો. ત્રૈકૂટક રાજ્યકર્તાઓ. ગૂજરાતનામકરણ. ધર્મવ્યવસ્થા, સમાજ, સાહિત્ય. પુરપાટણગામ, બંદરો; ગિરિનગર, વડનગર, ભરુચ. સૌરાષ્ટ્રના રાજવંશો. ભૂતાંબિલિકાનો જયેષ્ટક વંશ. ચાવડાઓ. કચ્છ. અરબો. સિંહાવલોકન.

## પ્રકરણ ૬ઠ્ઠું

### રાષ્ટ્રકૂટ વંશ, ઇ. સ. ૭૨૨-૮૮૮.

પ્રકરણને લગતું સાહિત્ય. મુખ્ય લક્ષણો. માનખેડના રાષ્ટ્રકૂટો. લાટ ઉપરનો તેમનો વિજય. રાષ્ટ્રકૂટ રાજ્યની ગૂજરાતમાં પ્રગતિ. રાષ્ટ્રકૂટી અમલદારો. સ્વતંત્ર રાષ્ટ્રકૂટો. વસતિ. ધર્મવ્યવસ્થા. સમાજ. પુરપાટણનગરગામ. સાહિત્ય. મહારાષ્ટ્ર અને ગૂજરાત. સિંહાવલોકન.

# ગ્રંથ ત્રીજો

## પ્રકરણ ૧ લું

### રાજપુત સમાજ

પ્રકરણને લગતું સાહિત્ય. રાજપુત સમાજ. ગૂજરાતના રાજપૂતો. સમાજ. વિભાગો. વ્યવસ્થા. ક્ષત્રિયવટ. હિંદુત્વ. સંકોચભાવ. ગૂજરાતમાં રાજપુત સંસ્થાનો. રાજપુત વંશવિસ્તાર. બીજા સમાજો સાથે મિલાપ. ચાવડાઓ, સોલંકીઓ, રાઠોડો, ગોહિલવંશ, પરમારવંશ, વાઘેલાવંશ, જાડેજાવંશ, ચૂડાસમા રજપુતો. રજપુત સાથે રહેતા સમાજવિભાગો–ચારણો, ભાટ લોકો, ખવાસો વગેરે. સિંહાવલોકન.

## પ્રકરણ ૨ જું

### ચાવડા વંશ

પ્રકરણને લગતું સાહિત્ય. ભિન્નમાળના ચાવડાઓ, વઢવાણના ચાવ-

ડાઓ, પંચાસરના અને પાટણના ચાવડાઓ. પાડોશી રાજ્યો. અવનતિ. વર્તમાન ચાવડાવંશ. સમાજ. ધર્મવ્યવસ્થા. પરદેશી વસાહતો. વાઙ્મય વગેરે.

## પ્રકરણ ૩ જું

### સોલંકી યુગ, ઈ. સ. ૯૬૨-૧૨૯૭.

પ્રકરણને લગતું સાહિત્ય. મુખ્ય લક્ષણો. ચૌલુક્યનો અર્થ. ચાલુક્ય, પલ્લવ અને રાષ્ટ્રકૂટી રાજ્યો. ચૌલુક્યો અને યાદવો. ચૌલુક્ય સામ્રાજ્ય હિન્દુસ્તાનમાં તેનું સ્થાન. મહાન રાજવંશ. સમાજપરિવર્તન. ખેતી, હુન્નરઉદ્યોગો, ઉદ્યમવ્યવસ્થા, કળા. વાણિજ્ય, વેપારીઓ. પરદેશી વસાહતો, આરબો, વોરાઓ, ખોજાઓ, પારસીઓ. હિન્દુ ધર્મવ્યવસ્થા. બૌદ્ધો, જૈનો. સિંહાવલોકન.

## પ્રકરણ ૪થું

### સોલંકી રાજ્યની સ્થાપના; મૂળરાજ, ઈ. સ. ૯૬૨-૯૯૭.

પ્રકરણને લગતું સાહિત્ય. સામાન્ય લક્ષણો. મૂળરાજનું કુટુંબ. જીવનચરિત્ર. રાજગાદી. લાટ, સોરઠ, કચ્છ, આબુ વગેરે ઊપર ચઢાઈઓ. મિત્રરાજ્યો. પરરાજ્યો—પરમારો, ચૌહાણો, વગેરે સાથે સંબંધ. નવી વસાહતો. સમાજ. પરિવર્તન, બાંધકામો. રૂદ્રમાળ. કળા, સાહિત્ય. સિંહાવલોકન. પારસી વસાહત.

## પ્રકરણ ૫મું

### ચામુંડરાજથી દુર્લભરાજ, ઇ. સ. ૯૯૭-૧૦૨૧.

પ્રકરણને લગતું સાહિત્ય. સામાન્ય લક્ષણો. ચામુંડરાજ, ઇ. સ. ૯૯૭-૧૦૧૦. લાટ અને માળવા. બાંધકામ. મરણ. ચારિત્ર. દુર્લભરાજ, ઈ. સ. ૧૦૧૦-૧૦૨૧. કુટુંબ. જૈન ધર્મ, નિવૃત્તિ. મરણ. હિંદમાં મુસ્લીમ સત્તા. બાંધકામ વગેરે. રાજ્યવ્યવસ્થા. સાહિત્ય. કળાકૌશલ્ય.

## પ્રકરણ ૬ઠું

### ભીમદેવ, ૧૦૨૨-૧૦૬૪.

પ્રકરણનું સાહિત્ય. રાજ્યપ્રાપ્તિ. લગ્ન. ઉદયમતી રાણી. ઉત્તર હિંદની તુર્ક સત્તા. મહારાષ્ટ્ર. દક્ષિણ હિંદ ગૂજરાતની મુસ્લીમ વસાહતો.

મહમુદ ગઝનીની ચઢાઇ. સોમનાથ. માળવા, ચેદિદેશ અને સિંધ સાથે સંબંધ. આબુ ઊપર ચઢાઈ. મંત્રી વિમળશાહ. આબુનું ઋષભદેવનું મંદિર. બાંધકામો. સાહિત્ય. ધર્મવ્યવસ્થા. કળા મોઢેરાનું સૂર્યમંદિર. મરણ, ચારિત્ર, સિંહાવલોકન.

## પ્રકરણ ૭મું

### કર્ણદેવ, ઈ. સ. ૧૦૬૪–૧૦૯૪.

પ્રકરણનું સાહિત્ય. રાજ્યપ્રાપ્તિ. લગ્ન, મિનળદેવી. મેવાસ, ભિલ્લ. દેશ, વગેરે ઉપર ચઢાઈઓ. અજમેર, સિંધ, માળવા અને મારવાડ સાથે સંબંધ. મંદિરો, સરોવરો, વગેરે. કળા, સાહિત્ય. રૂદ્રમાળ, મરણ, ચારિત્ર, સિહાવલોકન.

## પ્રકરણ ૮મું

### સિદ્ધરાજ જયસિંહ, ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. યુવરાજ, કુમારઅવસ્થા. ગાદી, લગ્ન, મીનળદેવીનો કારભાર. બર્બરક. અવંતીનાથ. સોરઠ, રાણકદેવી, ગોધરા અને દોહદ પાડોશી રાજ્યો સાથે સંબંધ. સિંધ ઊપર ચઢાઇ. લોકોપયોગી કામો. ધર્મવ્યવસ્થા. સિદ્ધરાજ અને સંપ્રદાયો. જૈન સાધુઓ. પાશુપત સંપ્રદાય. શાક્ત સંપ્રદાય. મુસ્લીમ સમાજ. વસાહતો. રાજ્યવ્યવસ્થા, પુરપાટણનગરગામ. સહસ્રલિંગ. રૂદ્રમાળ, કળા, સાહિત્ય. હેમચંદ્રસૂરી, રામચંદ્રસુરી. રાજદરબાર. મંત્રિમંડળ, સેનાપતિઓ. રાજ્યવ્યવસ્થા. પ્રવાસી સિદ્ધરાજ. મરણ. ચારિત્ર. અવલોકન.

## પ્રકરણ ૯મું

### કુમારપાળ, ઇ. સ. ૧૧૪૩–૧૧૭૨.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. પૂર્વચરિત્ર. રાજ્યપ્રાપ્તિ. કુટુંબ. લગ્ન. રાજખટપટ. ખંભાતની જીત. અર્ણોરાજ માળવા ઊપર ચઢાઇ. કોંકણના મલ્લિકાર્જુનનો પરાજય. ચેદિદેશ સાથે સંબંધ. અપર રાજ્યો સાથે સંબંધ. મંત્રિમંડળ, સેનાપતિમંડળ. ખંડિયાં રાજ્યો, સામ્રાજ્ય. રાજ્યવ્યવસ્થા. સુધારાઓ. લોકોપયોગી કામો. કરવેરાની મુક્તિ. મંદિરો, જળાશયો, સંધારામો. સાહિત્ય, કળાકૌશલ્ય. પુરપાટણનગરગ્રામ. લોકસમૂહ. હેમચંદ્રસૂરિ. તીર્થયાત્રા. મરણ. ચારિત્ર.

## પ્રકરણ ૧૦ મું

**અજયપાળ ઈ. સ. ૧૧૭૨-૧૧૭૬ અને બીજો મૂળરાજ, ઈ. સ. ૧૧૭૬-'૧૧૭૮.**

**અજયપાળ.** ઈ. સ. ૧૧૭૨-૧૧૭૪પ્રકરણ ઉપરનું સાહિત્ય. ગાદી. મેવાડ અને સંભર. મરણ. ચારિત્ર.

**મૂળરાજ બીજો,** ઇ. સ. ૧૧૭૬-૧૧'૭૮. ગાદી. નાયિકાદેવીનો કારભાર, પરરાજ્યો સાથેનો સંબંધ, મુઇઝુદ્દીનની સવારી. મરણ. ચારિત્ર.

## પ્રકરણ ૧૧ મું

**બીજો ભીમદેવ, ઈ. સ. ૧૧૭૮-૧૨૪૨.**

પ્રકરણ ઉપરનું સાહિત્ય. ગાદી. સગીર વય. લગ્ન. મંત્રીઓ, સેનાપતિઓ, લવણપ્રસાદ, વીરધવળ, વસ્તુપાળ, તેજપાળ. મુસ્લીમો, અને ઉત્તર હિંદ. જયંતસિંહનો બળવો. યાદવરાજ સિંઘણની ચઢાઇ. સોરઠમાં અને લાટમાં અંધાધુંધી. મુસ્લીમ ચઢાઇઓ, ૧૧૭૮-૧૨૩૦. લવણપ્રસાદનો કારભાર. ભીમદેવનું મૃત્યુ. ચારિત્ર. કળા, સાહિત્ય. સિંહાવલોકન.

## પ્રકરણ ૧૨ મું

**ત્રિભુવનપાળ, ઈ. સ. ૧૨૪૨-૧૨૪૪, અને વાઘેલા વંશ, ઈ. સ. ૧૨૪૪-૧૨૮૭.**

પ્રકરણનું સાહિત્ય. ત્રિભુવનપાળ, ઇ. સ. ૧૨૪૨-૧૨૪૪. ગાદી. મરણ, ચારિત્ર. માળવા, મેવાડ, મહારાષ્ટ્ર અને ગૂજરાત.

(૧) વાઘેલાઓ. વિસળદેવ, ૧૨૪૪-૧૨૬૨.
ગાદી, પરરાજ્યો સાથે સંબંધ, મરણ, ચારિત્ર.

(૨) અર્જુનદેવ, ૧૨૬૨-૧૨૭૫.
ગાદી, પરરાજ્યો સાથેનો સંબંધ, મરણ, ચારિત્ર.

(૩) સારંગદેવ, ૧૨૭૫-૧૨૯૬.
ગાદી, પરરાજ્યો સાથે સંબંધ. મરણ, ચારિત્ર.

(૪) કર્ણદેવ, ૧૨૯૬-૧૨૯૭. પર રાજ્યો સાથે સંબંધ. માધવ અને કેશવ, મુસ્લીમ ચઢાઇ, કર્ણદેવની હાર, તેનું નાસી જવું, સાલેરનો કિલ્લો, કમળાદેવી અને દેવળદેવી. બહમની મદદ. ગૂજરાત ઉપર વાઘેલા વંશની છેલ્લી ચઢાઇ. ગૂજરાતમાં વાઘેલા વંશનાં વર્તમાન રાજ્યો. સાહિત્ય, કળા. સિંહાવલોકન. **કાન્હડદે પ્રબંધ.**

## પ્રકરણ ૧૩ મું

**સિંહાવલોકન**

સિંહાવલોકન મુખ્ય લક્ષણો, રાજ્યવ્યવસ્થા. મધ્યવર્તી સત્તા.

રાજા, મંત્રિમંડળ. પ્રાંતવ્યવસ્થા. પુરપાટણનગરગામ. મહાજનવ્યવસ્થા. લોકસમૂહ. જ્ઞાતિઓ, ધર્મો, સંપ્રદાયો. શિક્ષણ. લોકોપયોગી કામો. નૌકાસૈન્ય. બચાવકામ, કોટ, કિલ્લાઓ. સાહિત્ય, પ્રાકૃત ભાષા, ગૂજરાતી સાહિત્ય. કળા, કૌશલ્ય. સ્થાપત્ય. મૂર્તિવિધાન, રૂપશાસ્ત્ર, ચિત્રકામ. ખેતી, વેપારરોજગાર. દેશાવરનો વેપાર, વેપારીઓ. પરદેશી મુસાફરો, સિંહાવલોકન.

# ગ્રન્થ ચોથો, ઇ. સ. ૧૨૯૭–૧૫૭૨.

## ગૂજરાતમાં ટાંક મુસ્લીમ સત્તા

## પ્રકરણ ૧લું

### ગૂજરાતમાં મુસલમાનો

પ્રકરણને લગતું સાહિત્ય. ગૂજરાતમાં અરબ વસાહતો. ગૂજરાત ઊપર મુસ્લીમ આક્રમણો–વલભી રાજ્ય ઊપર, ગૂર્જર રાજ્ય ઊપર, રાષ્ટ્રકૂટ રાજ્ય ઊપર, ચાવડાઓ ઊપર, ધુમલી ઊપર, ચૂડાસમાઓ ઊપર, સોલંકીઓ ઊપર, વાઘેલાઓ ઊપર, ગોહિલો ઊપર. પાટણનો પરાજય. ઇસ્લામનો ઉપદેશ, નવા મુસ્લીમો, ખોજાઓ, વોરાઓ, સિંહાવલોકન.

## પ્રકરણ ૨જું

### ગૂજરાતમાં દીલ્હી સલ્તનત, ઈ. સ. ૧૨૯૮–૧૪૦૩.

પ્રકરણને લગતું સાહિત્ય, લક્ષણો. દિલ્હીના સુલતાનોના પાટણના અધિકારીઓ. (૧) ખલજી અધિકાર, અલપખાનનો કારભાર, ૧૨૯૮–૧૩૧૬. સમરસિંહ. ખલજી અધિકારનો અંત. ઝફરખાં, ૧૩૧૬–૧૮. વઝીઉદ્દીન કુરેશી, ૧૩૧૮-૧૯. (૨) તઘલખ અધિકાર. ગ્યાસુદ્દીનનો અમલ. મહમુદ તઘલખનો અધિકાર. (૩) ફિરોઝશાહ, (૪) ફિરોઝશાહ પછીના અધિકારી, તાઘીબંડ, પરદેશી મુસ્લીમોનું બંડ. ઝફરખાં, દરિયાખાં, ૧૨૭૧ સુધી. નાસીરખાં, ૧૩૭૧–૯૨. મુસ્લીમ અધિકારીઓ. ઇસ્લામનો ઉપદેશ. ચિશતી કુટુંબ. રજપૂતો સાથેનો સંબંધ. લોકસમૂહ. જૈન અસર. સમરસિંહ અને જિનપ્રભસૂરિ. કળા. લોકોપયોગી કામો, મસ્જીદો, મંદિરો. સાહિત્ય, સંસ્કૃત, પ્રાકૃત, ગૂજરાતી.

## પ્રકરણ ૩ જું

### સુલતાન મુઝફ્ફરશાહ, ઈ. સ. ૧૪૦૩–૧૪૧૧.

પ્રકરણ ઉપરનું સાહિત્ય, ટાંક રજપુતો. ઇસ્લામનો અંગીકાર.

પૂર્વચરિત. ગૂજરાતમાં અધિકાર. જય અને પરાજય. તાતારખાં, એહમદખાં, નાગોરનો નસરતખાં, કૌટુંબિક વિખવાદ, દિલ્હીની ખટપટ, તૈમુરલંગ, સુલતાન મહમ્મદનું ગૂજરાતમાં આવવું, સ્વતંત્ર સલ્તનત, ઇડર, જૂનાગઢ, ઝાલાવાડ, રણમલ્લછંદ. ખાનદેશ, રજપૂતાના, અને ગૂજરાત. નવું સ્થાપત્ય.

## પ્રકરણ ૪ થું

### એહમદશાહ સુલતાન, ઈ. સ. ૧૪૧૧-૪૨.

સાહિત્ય. પૂર્વચરિત. કુટુંબીઓનો પરાજય. નાંદોદ, ઝાલાવાડ, સોરઠ, ઇડર, ચાંપાનેર અને બાગલાણ સાથે લડાઇઓ. ગૂજરાત, માળવા અને ખાનદેશ. નાગોરના કુટુંબીઓ. બહમની સલ્તનત. થાણા, મુંબઇ અને માહીમ, મરણ, ચારિત્ર રાજ્યવ્યવસ્થા. કિલ્લાઓ, બંદરો. અમદાવાદ, ૧૪૨૧-૧૧. વાણિજ્ય, ઉદ્યોગ. કિલ્લેબંધી, નૌકાસૈન્ય. જમીન, મહેસુલ. કલા, સાહિત્ય. ઇમારતો. સિંહાવલોકન.

## પ્રકરણ ૫ મું

### મુઈઝુદ્દીન પહેલો મહમ્મદ, કુત્બુદ્દીન, દાઉદખાં, ઈ. સ. ૧૪૪૨-૧૪૫૮

(૧) પહેલો, મહમ્મદ. ૧૪૪૨-૫૧ ઇડર, ડુંગરપુર, અને ચાંપાનેર સાથે સંબંધો. મેવાડ સામે લડાઇ. મરણ. મુખ્ય ઇમારતો. ચારિત્ર.

(૨) કુત્બુદ્દીન, ૧૪૫૧-૧૪૫૮. માળવા અને નાગોર સાથે સંબંધ. કુંભારાણા સામે લડાઈ. મરણ. ચારિત્ર. મુખ્ય ઇમારતો.

(૩) દાઉદખાં, ૧૪૫૮.

## પ્રકરણ ૬ ઠું

### મહમુદ બેગડો, ઈ. સ. ૧૪૫૮-૧૫૧૧.

પ્રકરણ વિષે સાહિત્ય. પૂર્વ વૃત્તાંત. કુટુંબ. સુલતાનનું વ્યક્તિત્વ. દરબાર. સુલતાન સામે ખટપટો. બહમની અને ખાનદેશી સલ્તનતો સાથે સંબંધ. ગૂજરાત અને માળવા. જૂનાગઢ, ચાંપાનેર, મેવાસ, ઓખામંડળ, ગોહિલવાડ, કચ્છ અને સિન્ધ ઉપર ચઢાઈ. ગૂજરાત અને પોર્ચુગીઝ સત્તા. સંજાણના પારસીઓ ઉપર ચઢાઇ. ગૂજરાત અને દિલ્હીની સલ્તનત. ગૂજરાત, ઇજિપ્ત અને ઇરાન. અમલનાં છેલ્લાં વરસો. મરણ. ચારિત્ર. અમલની વિશિષ્ટતાઓ. મુખ્ય ઇમારતો. સિંહાવલોકન.

## પ્રકરણ ૭ મું

### બીજો મુઝફ્ફર શાહ, ઇ. સ. ૧૫૧૧–૧૫૨૬.

સાહિત્ય., પૂર્વ વૃત્તાંત. ગાદી. ચિતોડ, માળવા અને દિલ્હીનાં રાજ્યો સાથે સંબંધ. મેદિનીરાય, સંગ્રામસિંહ, ઇડર સામે લડાઇ. મરણ, ચારિત્ર. મુખ્ય ઇમારતો.

## પ્રકરણ ૮ મું

### બહાદુરશાહ, ઇ. સ. ૧૫૨૬–૧૫૩૭.

પ્રકરણ ઉપર સાહિત્ય પૂર્વવૃત્તાંત. ગાદી. અમલની ઉપયોગિતા. ગૂજરાતનું વર્ચસ્વ. રાજ્યખટપટ, શાહઝાદો લતીફખાં. સોરઠ, પાલણપુર, વાગડ, ઝાલાવાડ, વગેરેમાં તોફાનો. ખાનદેશ, બરાડ, અહમદનગર, માળવા, સિંધ અને ચિતોડ સાથે સંબંધ. ગૂજરાત અને રાજસ્થાન. ફિરંગી સત્તા અને ગૂજરાત. હુમાયું અને બહાદુરશાહ, ગૂજરાતમાં તેર મહિનાનો મોગલ કારભાર. બહાદુરની નાસભાગ. તેનું પુનરાગમન. મરણ. ચારિત્ર. સિંહાવલોકન.

## પ્રકરણ ૯ મું

### અરાજકતા, ઇ. સ. ૧૫૩૭—૧૫૬૨.

(૧) બીજો મહમ્મદશાહ ફારૂખી, ૧૫૩૭.

(૨) ત્રીજો મહમ્મદશાહ, ૧૫૩૭-૫૪. સગીર સુલતાન, રાજ્યકારભાર. ખાનદેશમાં અને માળવામાં પરાજય. રાજસ્થાનમાં પરાજય. દમણનો પરાજય. રજપુત બંડ. દરબારમાં ખટપટ, લશ્કરી ગેરબંદોબસ્ત, ગુલામોની સત્તા, સુલતાનનું ખુન, ચારિત્ર.

(૩) ત્રીજો અહમદશાહ. ૧૫૬૨ સુધી દરબારમાં ખટપટ. મરણ.

## પ્રકરણ ૧૦ મું

### ત્રીજો મુઝફ્ફરશાહ. ઈ. સ. ૧૫૬૨–૧૫૭૨.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. કુટુંબ. ગાદી. ચારિત્ર. સલ્તનતની સ્થિતિ. પક્ષાપક્ષી. દક્ષિણ ગૂજરાત, ખાનદેશ, મિરઝાઓનું ગૂજરાતમાં ભાગી આવવું, માળવાથી અને ચિતોડથી કેટલાક લોકોનું ગૂજરાતમાં ભાગી આવવું, અકબર પાદશાહ, પહેલી મોગલ ચઢાઇ, ૧૫૭૨, મોગલ બંદોબસ્ત, ગૂજરાતીઓનું બંડ, અકબરની ચઢાઇ, ૧૫૭૩, મુઝફ્ફરનું ગૂજરા-

તમાં ભાગી છૂટવું, રાજપીપળા રાજ્યમાં મુઝફ્ફર. મીરઝા. અઝીઝ કોકાની સુબાગીરી, સોરઠ અને ગૂજરાત ઉપર મીરઝાજાદાની ચઢાઇ, મુઝફ્ફર કેદ, સુલતાનનો ધ્રોળ પાસે કરુણ આપઘાત. મુઝફ્ફરનું ચારિત્ર. તેનો શાહઝાદો બીજો બહાદુરશાહ. ગૂજરાતની સલ્તનતનો અન્ત. સિંહાવલોકન.

## પ્રકરણ ૧૧ મું
## ગૂજરાતી સલ્તનત ઉપર વિચાર

પ્રકરણ માટે સાહિત્ય. લોકસમૂહ, સ્થાપત્ય, કળા, ચિત્રકામ. સાહિત્ય. ગૂજરાતી સાહિત્ય. ટાંક સુલતાનો, તેમનું ચારિત્ર. કુટુંબ. ધર્મઝનુન. નવીન સમાજ, નવીન મુસ્લીમો, હિન્દુ ધર્મ ઉપર અને હિન્દુ સમાજ ઉપર અસર. નાતજાત. ધર્મ. કૃષિ. ખેડુતો. વાણિજ્ય, વેપારીઓ. દેશાવરનો વેપાર, બંદરો, હુનરઉદ્યોગો. ઉદ્યમો. યૂરોપના વેપારીઓ. રજપુતો સાથે સંબંધ. રાજ્યવ્યવસ્થા. સુલતાન, વકીલાત. વઝરાત. ખાતાં, અધિકારીઓ, વિભાગીય રાજ્યવ્યવસ્થા. પુરપાટણનગર-ગામ. ડાકવ્યવસ્થા, કિલ્લેબંધી, આરમાર. અમીરાત. રજપુત બેગમો. લશ્કર, બંદરી બન્દોબસ્ત. કાગળનો ઉપયોગ. લોકસ્થિતિ, દુકાળો. રાજ્યવ્યસ્થા, લોકજીવન. નગરરચના. રાણીપરજ, વૈષ્ણવ સંપ્રદાય. ખોજાઓ, મેમણો, મહેદવી પંથ. સાહિત્ય. અરબી સંસ્કાર. પ્રાકૃત ગૂજરાતી સાહિત્ય. સિંહાવલોકન.

## પ્રકરણ ૧૨ મું
## ગૂજરાતમાં પરદેશી મુસાફરો

પ્રકરણ ઉપરનું સાહિત્ય. સામાન્ય વિચારો. મુસ્લીમ મુસાફરો, યૂરોપના મુસાફરો, તેમની હકીકતો. એ હકીકતોની ઉપયોગિતા. તેમણે આપેલી હકીકતો ઉપર ઊહાપોહ. સમીક્ષા.

# ગ્રંથ પાંચમો

## પ્રકરણ ૧ લું
## મોગલાઇનો ગૂજરાત દેશ.

ઉપોદ્‌ઘાત. સાહિત્ય. સામાન્ય લક્ષણો.

## પ્રકરણ ૨ જું
## ગૂજરાતમાં મોગલાઈનો પરિપાક.

પ્રકરણપૂરતું સાહિત્ય.

(૧) અકબરનો અમલ, ૧૫૭૨-૧૬૦૫.

(૨) જહાંગીરનો અમલ, ૧૬૦૫-૧૬૨૭.

(૩) શાહજહાંનો અમલ, ૧૬૨૮-૧૬૫૮.

(૪) ઔરંગઝેબનો અમલ, ૧૬૫૮-૧૬૬૪.

રજપુતો ઉપર વર્ચસ્વ. ફિરંગીઓ સાથે લડાઇ. ફ્રેંચ, ઈંગ્રેજ, ડચ, ડેઇન વસાહતો.

## પ્રકરણ ૩ જું

### ગૂજરાતની મોગલ રાજ્યવ્યવસ્થા

પ્રકરણનું સાહિત્ય. પાદશાહત, ખંડિઆં રાજ્યો, રાજ્યવ્યવસ્થા, સુબાઓ, દીવાની ફોજદારી. પ્રાંત સરકાર, મહાલ, પુરપાટણનગરગામ, બંદરો. કિલ્લેબંધી. લસ્કર, મનસબદારી, નૌકાસૈન્ય. સ્થાનિક રાજ્યકર્તાઓ સાથેનો સંબંધ. ખાતાં, ધર્મસહિષ્ણુતા, ખેતી, વેપાર, ધંધાઓ, ઉદ્યમ, રોજગાર, દેશાવરનો વેપાર, વેપારીઓ, સરાફી, યુરોપીય વસાહતો, કારખાનાં, કરપદ્ધતિ, લોકસમૂહ, હિન્દુઓ, જૈનો, મુસ્લીમો, ખ્રીસ્તીઓ, વિખ્યાત ગૂજરાતીઓ, દસ્તૂર મહેરજી રાણા, હીરવિજયસૂરિ, કલ્યાણરાય લાડ, છત્રસાલ જામ, વગેરે, મુખ્ય ઇમારતો. કળા, સ્થાપત્ય. લોકજીવન. સાહિત્ય (મુખ્યત્વે ગૂજરાતી).

## પ્રકરણ ૪ થું

### મોગલાઇની પડતી

### ઔરંગઝેબના અને તેના પછીના પાદશાહોના અમલનો ગૂજરાત દેશ, ઇ. સ. ૧૬૬૪-૧૭૫૮.

(૧) મોગલ અધિકારીઓ, ૧૬૬૪ સુધી.

(૨) મરાઠી ચઢાઈઓ, ૧૬૬૪-૧૭૦૭.

શિવાજી અને ગૂજરાત, ૧૬૬૪-૧૬૮૦.

રામનગર અને બાગલાણ ઉપર મરાઠી ફતેહ, સુરતની લૂટો. ઇંગ્રેજો સામે લડાઈઓ.

સંભાજીનો અને રાજારામનો અમલ, ૧૬૮૯-૧૭૦૦.

તારાબાઇ મોહિતેનો કારભાર ૧૭૦૦-૧૭૦૭.

બહાદુરશાહ, જહાંદારશાહ, ફર્રુખસિયર, એમના વખતનો મોગલોનો ગૂજરાતનો કારભાર, ૧૭૦૭-૧૭૧૯. મહમ્મદશાહના અમલનો કારભાર, ૧૭૧૯-૪૮. મોગલ સત્તાનો નાશ. પરિણામો.

મોગલ કારભારની વિશિષ્ટતાઓ, પરપ્રાંતીય વસવાટ, સોરઠની જાડેજા અને કાઠી સત્તાઓ.

# ગ્રંથ છઠ્ઠો

## ગૂજરાતમાં મરાઠી સત્તા

### પ્રકરણ ૧લું

### ઉપોદ્‌ઘાત

પ્રકરણ ઉપરનું સાહિત્ય, સામાન્ય લક્ષણો, ગૂજરાત અને મહારાષ્ટ્ર, ભાષા, બોલી, સાહિત્ય, લોકસમૂહ વગેરેમાં સામ્ય, નાગ લોકો, ભિલ્લ લોકો, લાટ અને અપરાન્ત, સોરઠ અને કોંકણ, આન્ધ્ર, શાક, મૈત્રેય, ગૂર્જર, રાષ્ટ્રકૂટ, ચાલુક્ય, અને યાદવ રાજ્યો, ટાંક સુલતાનો, બહમની સલ્તનત, ફારુખી સલ્તનત, મોગલાઈના સમયમાં ગૂજરાતનો મહારાષ્ટ્ર સાથેનો સંબંધ.

### પ્રકરણ ૨જું

### મરાઠી ચઢાઈઓ

પ્રકરણને લગતું સાહિત્ય, શિવાજી પહેલાની ભૂમિકા, બાગલાણમાં અને રામનગરમાં શિવાજી. સુરત. સંભાજી અને રાજારામ. એમના અમલનો મરાઠી સંબંધ. શાહૂ રાજાના અમલ દરમિયાન મરાઠી ચઢાઈઓ, ૧૭૦૮–૧૭૩૧. મોગલ શહેનશાહ પાસેથી મળેલી સનદો, ૧૭૧૯ ખંડેરાવ દાભાડે, પિલાજી ગાયકવાડ અને બીજા સરદારો. રાજ્યક્રાંતિ. સિંહાવલોકન.

### પ્રકરણ ૩જું

### ગૂજરાતમાં મરાઠી સત્તાની સ્થાપના

ખંડેરાવ દાભાડે અને પિલાજી ગાયકવાડ, ઈ. સ. ૧૭૧૯–૧૭૩૧.

ખંડેરાવ દાભાડે. પૂર્વ વૃતાન્ત, ગૂજરાત ઉપર ચઢાઈ, મોગલાઈ સાથેનો સંબંધ, પિલાજી ગાયકવાડ, પૂર્વ વૃત્તાન્ત, કુટુંબ, ગૂજરાત ઉપર ચઢાઈ. સ્થાનિક સત્તાઓ સાથે સંબંધ. દાભાડે કુટુંબ સાથે સંબંધ. ગૂજરાતમાં બીજાં મરાઠી કુટુંબો, ઉદાજી પવાર, કંઠાજી કદમ, વગેરે. ભીલુપુરની લડાઈ, ઇંગ્રેજો સાથેનો સંબંધ. પિલાજી ગાયકવાડનું મરણ. ચારિત્ર, સિંહાવલોકન.

## પ્રકરણ ૪ થું

**ગાયકવાડ, રાજ્યસત્તા : દમાજી ગાયકવાડ, ઈ. સ. ૧૭૩૧–૬૮.**

સાહિત્ય. દમાજી ગાયકવાડ. પૂર્વ વૃત્તાંત. મોગલ અધિકારીઓ. દમાજી અને સ્થાનિક લોકસમૂહો. દમાજી અને પેશવાઓ. હિન્દુપદ-પાદશાહી. દાભાડેઓ. તકરાર. સ્વવિગ્રહ. સમાધાન. રઘુનાથરાવ. ગૂજરાતમાં ફત્તેહ. રાજપીપળા, પાલણપુર, ઇડર, ખંભાત. જૂનાગઢ, ભાવનગર, વગેરે રાજ્યો. કાઠિઆવાડી મુલ્કગીરી. રાજપુત લગ્નો. મૃત્યુ. ચરિત્ર.

## પ્રકરણ ૫ મું

### દમાજી પછીના ગાયકવાડો

ગૂજરાતના ગાયકવાડી રાજ્યમાં બ્રિટિશ વર્ગ, ઈ. સ. ૧૭૬૮–૧૮૧૯.

પ્રકરણ માટે સાહિત્ય. ગાદી તથા સત્તા માટે ખટપટો, સ્વકીય યુદ્ધ. ગોવિન્દરાવ ગાયકવાડ, ૧૭૬૮–૧૭૭૧ અને ૧૭૯૩–૧૮૦૦. પહેલો સયાજીરાવ, ૧૭૭૧–૭૮. પહેલો ફત્તેહસિંહ, ૧૭૭૮–૧૭૮૯. માનાજી ગાયકવાડ, ૧૭૮૯–૧૭૯૩. આણંદરાવ, ૧૮૦૦–૧૮૧૯. પક્ષાપક્ષી. કડીકર ખંડેરાવ અને મલ્હારરાવ. કાનોજી ગાયકવાડ. ખટપટ. પૂનાના પેશવાઓ સાથેનો સંબંધ, ૧૭૬૮–૧૭૭૨, ૧૭૭૨–૧૭૭૬, ૧૭૭૬–૧૭૮૨, ૧૭૮૨–૯૫, ૧૭૯૫–૧૮૦૨, ૧૮૦૨–૧૮૧૯. ઈંગ્રેજો સાથેનો સંબંધ, ૧૭૬૮–૧૭૭૨, ૧૭૭૨–૧૭૭૬, ૧૭૭૬,–૧૭૮૨, ૧૭૮૨–૯૫, ૧૭૯૫–૧૮૦૨, ૧૮૦૨–૧૮૧૯. બીજા મરાઠી રાજ્યકર્તાઓ સાથેના સંબંધો, ઇંગ્રેજોને આપેલા મુલકો, સ્થાનિક રાજ્યકર્તાઓ સાથેના સંબંધો, જોધપુરથી ઇબ્રાહીમખાંની સવારીની ધાક, કાઠિઆવાડનો કબજે થએલો મુલક–અમરેલી, ધારી, કોડીનાર, ભીમકટા, દામનગર, ઓખામંડળ, સીયાનગર. દિવાનોની હારમાળા. વૉકરનો બંદોબસ્ત. બ્રિટિશ સાર્વભૌમત્વની સ્થાપના.

## પ્રકરણ ૬ ઠું

**ગાયકવાડી રાજ્યમાં બ્રિટિશ હકુમત, ઈ. સ. ૧૮૧૯–૧૮૭૬.**

પ્રકરણનું સાહિત્ય. બ્રિટિશ હકુમતની સ્થાપનાનાં સામાન્ય લક્ષણો. બીજો સયાજીરાવ, ૧૮૧૯–૪૭. વિઠાજી દેવાજી, કાઠિઆવાડી મુલ્કગીરી. ગાયકવાડ-બ્રિટિશ બંદોબસ્ત, ૧૮૧૯–૪૧. બ્રિટિશ રાજ્યમાં ભેળવાએલો ગાયકવાડી મુલક. સંસ્થાનો સાથેના નવા કરારો. ગણપતરાવ ગાયકવાડ,

ઈ. સ. ૧૮૪૯–૧૮૫૬. ખંડેરાવ ગાયકવાડ. ઈ. સ. ૧૮૫૬–૧૮૭૦. મલ્હારરાવ ગાયકવાડ. ઈ. સ. ૧૮૭૦–૭૫. સિંહાવલોકન.

## પ્રકરણ ૭ મું

### ગૂજરાતની મરાઠી રાજ્યવ્યવસ્થા.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. મરાઠી રાજ્યનીતિ. છત્રપતિ, પેશવા, સરદારો. માંડળિક રાજ્યો. મહારાજા, પ્રધાનમંડળ. વિભાગીય વ્યવસ્થા. પુરપાટણનગરગામ. જમીનનો બંદોબસ્ત. પોલિસ, ન્યાય. રાજ્યવ્યવસ્થા મોગલાઈની અસરો. લશ્કર. નૌકાદળ. બ્રિટિશ ધોરણ. હિન્દુધર્મ. ઉદ્ધાર. સમાજસુધારણા. દેવસ્થાન. નાતજાત. ધર્મ. કળા, સ્થાપત્ય વગેરે. લોકસમૂહ. ગૂજરાતનો મરાઠી સમાજ. ખેતી. હુન્નરઉદ્યોગ. ઉદ્યમો. દેશાવરનો વેપાર. કારખાનાં. સાહિત્ય, મુખ્યત્વે ગૂજરાતી. સિંહાવલોકન.

## પ્રકરણ ૮ મું

### મહારાજા સયાજીરાવ ગાયકવાડ, ઈ. સ. ૧૮૭૫–૧૯૩૯.

પ્રકરણ માટે સાહિત્ય. પૂર્વ વૃત્તાન્ત. કુંટુંબ, ગાદી, સગીર વય, કારભારની જવાબદારી. રાજ્યવ્યવસ્થા. સુધારણા. અમલનું મહત્ત્વ. વિચારસમૃદ્ધિ. મૃત્યુ. સમીક્ષા.

## ગ્રંથ ૭ મો

### ગૂજરાતમાં યૂરોપીઅન વસાહતો

## પ્રકરણ ૧ લું.

### ઉપોદ્ઘાત.

પ્રકરણ પુરતું સાહિત્ય. ગૂજરાત અને યુરોપ. ગ્રીક અને રોમન પ્રવાસીઓ અને લેખકો. યુરોપના મધ્યયુગી પ્રવાસીઓ, ૧૪૫૩ સુધી.

## પ્રકરણ ૨ જું

### ગૂજરાતમાં યુરોપિઅનોનો પ્રવાસ, ૧૪૫૩ થી.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. સામાન્ય વિચારો. પ્રવાસીઓનાં વર્ણનો.

## પ્રકરણ ૩ જું

### ફિરંગી સત્તા

પ્રકરણ પુરતું સાહિત્ય. ફિરંગીઓ. અને બીજી યુરોપીય

વસાહતો, ફિરંગીઓ અને સ્થાનિક સત્તાધિશો. દીવ, દમણ, વસઈ. ફિરંગી રાજ્યવ્યવસ્થા. જમીનનો બંદોબસ્ત, પોલિસ, ન્યાય. રાજભાષા. ધર્મ. લગ્નસંસ્થા. સાહિત્ય. વર્તમાન ફિરંગી સત્તા. સિંહાવલોકન.

## પ્રકરણ ૪ થું

### બીજી યુરોપીય વસાહતો

ડેન્માર્ક, વલન્દા, ફ્રેન્ચ વગેરે

## ગ્રંથ ૮ મો

## પ્રકરણ ૧ લું

### ગૂજરાતમાં ઈંગ્રેજો

ઉપોદ્‌ઘાત

સામાન્ય વિચારો. મુખ્ય લક્ષણો. વિભાગો (૧) ૧૬૧૨ સુધી (૨) ૧૬૧૨-૧૭૦૭ (૩) ૧૭૦૭-૧૭૭૨ (૪) ૧૭૭૨-૧૮૦૨ (૫) ૧૮૦૨-૧૮૧૮ (૬) ૧૮૧૮-૧૮૫૮ (૭) ૧૮૫૮-૧૯૦૬ (૮) ૧૯૦૬-૧૯૨૧ (૯) ૧૯૨૧-૧૯૩૭ (૧૦) ૧૯૩૭-૪૧ દરેકનાં લક્ષણો.

## પ્રકરણ ૨ જું

### ગૂજરાતમાં પ્રથમ ઈંગ્રેજ પ્રવાસીઓ

## પ્રકરણ ૩ જું

### ગૂજરાતની પ્રથમ ઈંગ્રેજ વસાહતો, ઇ. સ. ૧૬૧૨-૧૭૬૪.

પ્રકરણ ઉપરનું સાહિત્ય. વસાહતો. મોગલાઈ સાથે સંબંધ. સ્થાનિક અધિકારીઓ. વસાહતનું જીવન. વસાહતનો કારભાર. વેપાર, રોજગાર. નફાતોટો. સુરત, મુંબઇ, વગેરે.

## પ્રકરણ ૪ થું

### ગૂજરાતમાં બ્રિટિશ સત્તાની સ્થાપના, ઈ. સ. ૧૬૧૨-૧૭૭૪

સાહિત્ય. સુરતના ગવર્નરની રાજ્યનીતિ. મુંબઇના ગવર્નરની રાજ્યનીતિ. ભરુચ, ખંભાત, અમદાવાદ, ઘોઘા, વગેરે. મુંબઇ સરકાર ૧૭૭૪ સુધી. રાજ્યસત્તાના અધિકારો. સામાન્ય લક્ષણો. સમીક્ષા.

## પ્રકરણ ૫ મું

### બ્રિટિશ સત્તાનો વિકાસ, ઇ. સ. ૧૭૭૪-૧૯૯૯.

સાહિત્ય પ્રથમ મરાઠા વિગ્રહ, ૧૭૭૮-૮૨. ઇંગ્રેજો અને પેશવાઓ.

ઇંગ્રેજો અને ગાયકવાડો. ભરૂચના ઇંગ્રેજો, સુરતના ઇંગ્રેજો.

## પ્રકરણ ૬ ઠું

### બ્રિટિશ સત્તાનો વિકાસ, ઇ. સ. ૧૭૯૯-૧૮૫૮.

સાહિત્ય. ભરુચ, ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ. રાજસ્થાનો સાથે કરારો. ૧૮૫૭ નો બળવો. સિંહાવલોકન.

## પ્રકરણ ૭ મું

### ગૂજરાતનો પ્રથમ ઇંગ્રેજી બંદોબસ્ત, ઈ. સ. ૧૮૦૦-૧૮૫૮.

સાહિત્ય. બ્રિટિશ સત્તા. ગવર્નર, કાંઉસિલ. વિભાગો. જિલ્લો. તાલુકો શહેરનો વહિવટ. ગ્રામ વહિવટ. રેવન્યુ. પોલિસ. ન્યાય. શિક્ષણ. બંદરો. વેપારરોજગાર. રસ્તાઓ. રેલ્વે. તાર વગેરે. શિક્ષણ-કાયદાઓ. બાંધકામ. અધિકારી વર્ગ.

## પ્રકરણ ૮ મું

### ગૂજરાતી જનતા, ઈ. સ. ૧૮૧૮-૧૮૫૮.

ગૂજરાતી લોકસમૂહો અને બ્રિટિશ સત્તા. નનો સમાજ. મોગલ અધિકારી વર્ગ. રાજાઓ. જાગીરદારો. વેપારીઓ. બૃહદ્ ગૂજરાત. શિક્ષિત વર્ગ. વકીલો. ડોકટરો. શિક્ષકો. નવો અધિકારી વર્ગ. નારીજગત્. ખેતી અને ખેડૂતો. ધંધોરોજગાર. સમાજસુધારણા. વર્તમાન પત્રો. સ્વામીનારાયણ.

## પ્રકરણ ૯ મું

### ગૂજરાતમાં બ્રિટિશ સાર્વભૌમત્વ, ઈ. સ. ૧૮૫૮-૧૮૮૬.

સાહિત્ય. સામાન્ય લક્ષણો. મુખ્ય બનાવો. વાગ્નેર પ્રકરણ. અસંતોષ. ખંડેરાવ ગાયકવાડ. મલ્હારરાવ ગાયકવાડ. કાઠિઆવાડી તથા ગૂજરાતી સંસ્થાનો. કચ્છ. રાજ્યવ્યવસ્થામાં ફેરફારો. નવો અધિકારી વર્ગ. સ્થાનિક સ્વરાજ્ય. ન્યાય. મુંબઈ વિદ્યાપીઠ. બાંધકામ. રસ્તાઓ. રેલ્વેઓ. જાહેર બાંધકામ. ખેતી. વેપારરોજગાર. મુંબઈ સાથેનું ગૂજરાતનું જોડાણ. લોકસ્થિતિ. બૃહદ્ ગૂજરાત. સમાજસુધારણા. સાહિત્ય. નર્મદ, દલપત, વગેરે. સંસ્થાનો સાથેના કરારો. એકીકરણ. ચોતરીઓ દુકાળ. દયાનન્દ સરસ્વતી.

## પ્રકરણ ૧૦ મું

### ગૂજરાતમાં બ્રિટિશ સત્તાનો પૂર્ણ કળશ. વ્યવસ્થા અને શાંતિ, ઈ. સ. ૧૮૮૬–૧૯૦૫.

સાહિત્ય. શાંતિ. સુનેહ. પ્રગતિ. જમીનનો બંદોબસ્ત. ખેતી. વેપાર. રોજગાર, બૃહદ્ ગૂજરાત. શિક્ષણ. નવો સમાજ. કોંગ્રેસ. સાહિત્ય. **નવલરામ.** અને ગોવર્ધનરામ છપનીઓ દુષ્કાળ. શ્રીમદ્રાજચન્દ્ર.

## પ્રકરણ ૧૧ મું

### સ્વરાજ્યની ભૂમિકા, ઈ. સ. ૧૯૦૬–૧૯૨૧.

સાહિત્ય. સયાજીરાવ ગાયકવાડ. દુષ્કાળ. ખેતી. વેપારરોજગાર. રસ્તાઓ, રેલ્વે, કૂવાઓ વગેરે. શિક્ષણ બૃહદ્ ગૂજરાત. લોકસભાઓ. સુરતની કોંગ્રેસ, સ્થાનિક સ્વરાજ્ય. સાહિત્ય. ન્હાનાલાલ, મુનશી વગેરે. મહાયુદ્ધ.

## પ્રકરણ ૧૨ મું

### ગાંધીયુગ, ઈ. સ. ૧૯૨૧–૧૯૩૭.

સાહિત્ય. સામાન્ય વિચારો. મહાયુદ્ધ પછી. ગાંધીયુગનો અવતાર. અમદાવાદની કોંગ્રેસ. સત્યાગ્રહ, ૧૯૨૧. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ રાજ્યવ્યવસ્થા, ૧૯૨૧–૧૯૩૭. ખેતી, ખેડૂતો, વેપારરોજગાર, વેપારીઓ. શહેરો અમદાવાદ. સામાજિક સુધારો. શિક્ષણ. નારીપ્રવૃત્તિ, સત્યાગ્રહ, ૧૯૩૦. **ગાંધીજી ગૂજરાત વિદ્યાપીઠ. સાહિત્ય.**

## પ્રકરણ ૧૩ મું

### ઈતિવાક્ય, ઈ. સ. ૧૯૩૭–૧૯૪૩,

### સમાલોચના

### પૂર્તિ. પારસીઓ

પારસીઓનું મૂળ વતન. પારસી ઇતિહાસનો સારાંશ. વૈદિક સાહિત્યમાં ઉલ્લેખો. વૈદિક સાહિત્યમાં ઇરાની ઉલ્લેખો. વૈદિક યુગ પછીના સંસ્કૃત સાહિત્યમાં પારસી ઉલ્લેખો. મહાભારત, પુરાણો, રઘુવંશ, શિલાલેખો, પ્રાકૃત સાહિત્ય. ડરાયસનો પંજાબ પ્રાંત. પારસીઓ અને ગૂજરાત. ઇરાન ઉપર અરબ ચઢાઈ. ગુજરાતમાં પારસી વસાહતો. દીવ, સંજાણ, ઉદવાડા. નવસારી, સુરત. સંખ્યા. ખેતી, વેપારરોજગાર. દેશાવર વસાહતો. રાજકરણ, રીતરીવાજો **ધર્મવ્યવસ્થા** સમાલોચના.

# પત્રકારત્વ : એક પવિત્ર વ્યવસાય

વ્યાખ્યાતા : શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

પ્રમુખ, પત્રકારત્વ વિભાગ

બંધુઓ,

સાહિત્ય સંમેલનમાં 'પત્રકારત્વ'નો વિભાગ યોજાયો ત્યારે મને આશ્ચર્ય થવાનું કોઈ કારણ નહોતું, ઊલટું, બીજા અનેક વિભાગોના ભાર હેઠળ એ વિભાગ દબાઈ રહેતો હતો તેથી કાંઈક અસંતોષ રહેતો હતો, તે દૂર થયો હતો. પરન્તુ એ વિભાગ યોજાયા પછીના આ ત્રીજા સાહિત્યસંમેલનના પત્રકારત્વ વિભાગના પ્રમુખસ્થાને મને પસંદ કરવામાં આવ્યો તેથી મને ખરેખર આશ્ચર્ય થયું છે. અંધેરી એ પ્રાંતની રાજ ધાનીની સોડમાં આવેલું ઉપનગર છે, રાજધાનીનું નગર ચોર્યાસી બંદરના વાવટા જેવું મહાન છે. ત્યાં અનેક ગુજરાતી દૈનિકો તથા સાપ્તાહિકો પ્રસિદ્ધ થાય છે. તે પત્રોના સમર્થ સંચાલકો અને વિદ્વાન તંત્રીઓમાંથી કોઈની વરણી એ સ્થાને થઈ હોત તો મને આશ્ચર્ય ન થાત, પણ સંતોષ થાત. પરંતુ લાગે છે કે મુંબઈ તમે ઘરઆંગણું ગણ્યું હશે, અને મુંબઈની બહાર-જીલ્લાઓના કોઈ પત્રકારને એ સ્થાન માટે પસંદ કરવાનો શિષ્ટાચાર જાળવવાના તમે પક્ષપાતી હશો, તેથી મુંબઈથી ઊતરતા અમદાવાદ ઉપર દૃષ્ટિ ફેંકીને તમે મારા જેવા એક નાના સહતંત્રીની વરણી કરી હશે. ઉદ્યોગપતિઓને લાગતું હશે કે અમદાવાદ મુંબઈની હારોળમાં જાય છે. પરંતુ મુંબઈની મહત્તા તથા વિશેષતા એવી છે કે જીલ્લાઓનાં પત્રો રાજધાનીનાં કેટલાંક પત્રોની હારોળમાં આજે તો ઊભાં રહી શકે નહિ : છતાં જીલ્લાઓના પત્રકારત્વનો પમરાટ જો રાજધાની સુધી પહોંચ્યો છે તો એ તેની એક સિદ્ધિ જ લેખાશે.

સાહિત્ય પરિષદે વિશાળ અર્થમાં વર્તમાનપત્રને સાહિત્યનું જ

અંગ ગણ્યું છે. પત્રકારિત્વ એ વર્તમાન યુગનું સાહિત્યક્ષેત્ર છે, એટલે સાહિત્યની પરંપરાગત વ્યાખ્યાને વિશાળ બનાવવી એ જ સુઘટિત છે. વર્તમાનપત્ર આજે જે શક્તિ બતાવી રહ્યું છે તેનો અસ્વીકાર થઈ શકે તેમ નથી. જાણીતો પત્રકાર એ. જે. બ્લેર કહે છે તેમ 'નિયમિત રીતે વર્તમાનપત્ર વાંચનાર વખત જતાં સમજવા લાગે છે કે જુદા જુદા દેશોની પ્રજાઓ, એ દેશોનાં હવા-પાણી, લોકોની સામાજિક-રાજકીય પરિસ્થિતિ, તેમના ધર્મો, તેમની કેળવણી, એ બધાંના વૈવિધ્યની હેઠળ કેવી સંવાદિતા વહી રહી છે. જેઓ એવા વાચનનો લાભ મેળવતા નથી તેઓના કરતાં વિશિષ્ટ જ વિચારસરણી વર્તમાનપત્રના વાચકની ઘડાય છે એ રીતે વર્તમાનપત્રને મનુષ્યને કેળવનારો એક શિક્ષક કહી શકાય. એ શિક્ષક મનુષ્યની દૃષ્ટિને વિશાળ બનાવે છે અને માનવજાતિની ઐક્યસ્થાપનામાં સાહાય્યભૂત બને છે.'

વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થતું ઘણું લખાણ અલ્પજીવી હોય છે એ ખરું છે, કોઈ પંડિતો એ લખાણને છાપાળવું કહે તેનીય ફીકર કરવાની જરુર નથી, પરન્તુ સાહિત્યના જુદા જુદા વાતાગમ્ય વિભાગો (વૉટર-ટાઈટ કમ્પાર્ટમેન્ટસ) જન્માવીને કોઈને સરસનીરસ કહેવાનો, તે માટે દલીલબાજી કરવાનો, પત્રકાર ઊંચો કે સાહિત્યકાર-પત્રકારમાં દૈનિકકાર મહાન કે માસિકકાર-સાહિત્યમાં ગદ્યલેખક મહાન કે પદ્યલેખક-ગદ્યલેખકમાં મૌલિક સર્જનકાર મહાન કે વિવેચક, પદ્યલેખકમાં અર્થઘન અગેય કવિતાલેખક કવિ કહેવાય કે સરલ ગદ્ય કવિતા લખનાર એવી એવી ચર્ચા કરવાનો કાંઈ અર્થ હોય તોપણ તેનો અંત આવે તેમ નથી. દરેક ક્ષેત્રમાં પ્રતિભાને અવકાશ છે. પ્રતિભા નિર્જીવ વસ્તુને સજીવ બનાવી શકે છે. ચિરંજીવી સાહિત્યનો લેખક એક ગ્રંથકાર અને વર્તમાનપત્રોનો તેજસ્વી સંપાદક એ બેઉની તુલના કરો, અને જો બેઉની પ્રતિભાને તોળી શકાતી હોય તો બેઉનું વજન જરૂર સરખું થશે. પત્રકારત્વ સાહિત્યકારત્વ કરતાં ઊતરતું જ લેખાય એમ સાહિત્યનો પક્ષપાતી કહે અને વર્તમાનપત્રનો પક્ષપાતી સાહિત્યને ઊતરતું કહીને સૌથી પહેલો કાપ ગ્રંથવિવેચનના જ પાના ઉપર મૂકે, તેથી કાંઈ બેઉની પ્રતિભાનાં સાચાં મૂલ્ય અંકાઈ જતાં નથી. પત્રકારત્વ સાહિત્યકારત્વ જેટલું વૃદ્ધ થયું નથી, પરન્તુ જ્યારે ભાવી ઇતિહાસકાર એ બેઉની નિષ્પત્તિ પાછળ રહેલી પ્રતિભાનો તુલનાત્મક ઇતિહાસ લખશે, ત્યારે તે જરૂર ન્યાય તોળશે કે એક સાચા

સાહિત્યકાર જેટલો જ મહાન એક સાચો પત્રકાર છે અને સાહિત્યવિવેચન તથા વૃત્તવિવેચન બેઉ જોડિયા ભાઈ છે.

## વર્તમાનપત્રોની શક્તિનો સ્વીકાર

પાશ્ચાત્ય દેશોની જનતાએ વર્તમાનપત્રોની આ શક્તિનો પ્રભાવ જોયો છે, નાણી જોયો છે અને તેનો સ્વીકાર કર્યો છે. તેમના વાસ્તવિક અધિકારોને સરકારોએ માન્ય રાખ્યા છે અને તેમને અનેક રીતે સહકાર પણ આપ્યો છે. ત્યાંના પત્રકારિત્વનો વિકાસ જનતાના અને સરકારના સહકારને આભારી છે. એની તુલનામાં આપણા દેશની સરકાર હજી ઘણી પછાત છે. વર્તમાનપત્રોની જે કાંઇ સ્વતંત્રતા કાયદામાં નોંધાઈ છે તેનું યથાર્થ પાલન દેશના કારોબારી અધિકારીઓ ઘણીવાર કરતા નથી અને એ સ્વતંત્રતાને ગૂંગળાવે છે. સરકારી ખબરો અને જાહેરાતો પોતાની પસંદગીનાં અને પોતાને મતે અનુકૂળ એવાં પત્રોને તેઓ આપે છે, અને સ્વતંત્ર મિજાજના પ્રભાવશીલ પત્રોને તેઓ અવગણે છે. તેથી કેટલાંક નામનાં પત્રો નભી શકે છે ખરાં, પણ લોકમત ઉપર તેઓ પ્રભાવ પાડી શકતાં નથી. દેશના સ્વતંત્ર પત્રકારિત્વનો સહકાર મેળવવા માટે હવે સરકારે પોતાની સખ્તાઇને જરા નરમ બનાવી છે અને પત્રકારોની સમિતિની સલાહ લેવાની પદ્ધતિ સ્વીકારી છે; પરંતુ એ પદ્ધતિ પણ મર્યાદિત છે. તેથી સરકારી અમલદારોના અકાંડતાંડવ ઉપર અંકુશ પડતો નથી. અને આ સલાહશોધન પણ વર્તમાનપત્રોના બહોળા સહકાર માટે સરકારની એક યુદ્ધ-પ્રાસંગિક જરૂરિયાત બની છે; તેને કાયમી સ્વરૂપ મળવા સંબંધે તો શંકા જ રહે છે. સલાહકાર સમિતિના અસ્તિત્વ છતાં અમદાવાદ જીલ્લાનાં વર્તમાનપત્રોને પોતાના સ્વાતંત્ર્ય તથા અધિકારના રક્ષણ માટે તાજેતરમાં જ બે કેસો ન્યાયની અદાલતમાં લડવા પડ્યા છે. એક કેસ ત્યાંનાં વર્તમાનપત્રો ઉપર કોમી હુલ્લડના બીનસરકારી સમાચાર પ્રસિદ્ધ કરવા સામે બજાવવામાં આવેલા મનાઈ હુકમના વિરોધ માટે હતો અને બીજો 'ફૂલછાબ'ના એક કટાક્ષચિત્ર સામે પોલીસે ઉપાડેલી જેહાદનો હતો. છેવટે તો એ બેઉમાં સરકારને શિકસ્ત મળી છે, પરન્તુ વર્તમાનપત્રોને ગૂંગળાવવા મથતા કારોબારી તંત્રની કામગીરીના એ તાજા જ નમૂના બન્યા છે.

## શક્તિ અને સિદ્ધિ વચ્ચેનું અંતર

વર્તમાનપત્ર એ દેશની નવી દોલત છે, તે જનતાનો મહાન શિક્ષક છે, એક અંગ્રેજ લેખકના શબ્દોમાં કહીએ તો વર્તમાનપત્ર એ માનવતાની ઘડીઆળનો ચંદો છે: છતાં વર્તમાનપત્રની શકિત અને તેના આશયની સિદ્ધિ વચ્ચે વિશાળ અંતર રહેલું છે. એ સિદ્ધિ તેના સાચા ઉપયોગમાં રહેલી છે.

અંગ્રેજી કે હિંદની ઇતર ભાષાઓનાં વર્તમાનપત્રોની વાત જવા દઈએ અને ગુજરાતી વર્તમાનપત્રોની જ વાત કરીએ તો તેમાંય એ શકિતના સાચા-ખોટા ઉપયોગો થયા હોવાના દાખલા મળી શકે તેમ છે. શકિત બેધારી તલવાર જેવી છે અને બધાં ક્ષેત્રોમાં તેના સાચા-ખોટા ઉપયોગો થાય છે. કોઈપણ ક્ષેત્રમાં શકિતનો ખોટો ઉપયોગ અનિવાર્ય નથી હોતો છતાં કેટલાંક ક્ષેત્રો તો એવાં છે કે જેમાંનો એ ખોટો ઉપયોગ અત્યંત ભયંકર થઈ પડે. એવુ જ એક ક્ષેત્ર વર્તમાનપત્રનું છે. એક ખુનીને ન્યાયની અદાલતમાં નિર્દોષ ઠરાવનાર વકીલની શકિતનો ખોટો ઉપયોગ કદાચ ક્ષમ્ય લેખાય, પરંતુ પત્રના વેચાણનો લાભ મેળવવા માટે એક જુલમી રાજ્યના વહીવટનાં ગુણગાન કરીને જનતાને ઊલટે માર્ગે દોરવવા મથવું કિંવા જાહેરખબરો મેળવવા માટે કોઈ સીધે માર્ગે જતા ધંધાદારી કે અધિકારીની નિંદા કર્યા કરવી એ વર્તમાનપત્રની શકિતનો એવો ખોટો ઉપયોગ છે કે જેને ક્ષમ્ય ન લેખી શકાય. વકીલનો વ્યવસાય છે અને પત્રકારોનો પણ વ્યવસાય છે, પણ બેઉ વચ્ચે ભેદ છે. એ ભેદના ભાન વિનાનો પત્રકાર સાચો પત્રકાર નથી, કિંવા પત્રકારિત્વના દેહ ઉપર ગંધાતું એક ગૂમડું છે. ભૂતકાળમાં એવાં ગૂમડાં પાકીને ફૂટી ગયાં છે અથવા તો જનતાએ જ તેમને નસ્તર મૂકીને ખતમ કર્યાં છે; છતાં એ દેહ કેવળ નીરોગી નથી થયો. તેમાં વિકાર છે અને નવાં ગૂમડાં ઉપસી આવે છે, કે જેવી રીતે દેશમાંની આજની પૃથક્પૃથક્ ધર્મસંસ્થાઓના પવિત્ર દેહમાંનો વિકાર પણ ગૂમડાંરૂપે ઉપસી આવતો જોવાય છે.

## વ્યવસાય છતાં સેવાનો ઉચ્ચાશય

પત્રકારત્વને શિક્ષક કે ધર્મસંસ્થાની તુલામાં બેસાડવામાં કાંઈ

ગેરસમજ નથી થતી. ધર્મના સંપ્રદાયો અને સંસ્થાઓ આજે સ્વાર્થરહિત ધર્મવૃત્તિના નિર્મળ આવિષ્કારરૂપ નથી રહ્યાં, શિક્ષકો ભૂતકાળમાં ગુરુકુળ ચલાવતા ઋષિઓ જેવા નથી રહ્યા, જો કે તેમની પાછળ લોકકલ્યાણનો આશય તો હોય છે જ. ઉચ્ચાશયી હોવા છતાં શિક્ષકો અને ધર્મસંસ્થાઓ પણ વ્યવસાય કરે છે. પીઠ-મઠ-મંદિર-મસ્જીદ અને તેમના અધિષ્ઠાતાઓના વ્યવસાય કેવા ચાલે છે તે સૌ જાણે છે, છતાં સંસ્થાઓ કલ્યાણકારક છે અને તેથી જ ગુરુઓ, આચાર્યો, ત્યાગીઓ અને મૌલવીઓ સંસ્થાઓના નિર્વાહ માટે ધન મેળવે છે; પોતાનો, સંસ્થાના સેવકો-આશ્રિતો-નોકરોનો નિર્વાહ કરતા તેઓને આવકનાં સાધનોની જરૂર પડે છે. તેઓ ખેતી કરે છે, મકાનોનાં ભાડાં લે છે, ભક્તો પાસેથી મળતું દ્રવ્ય ગ્રહણ કરે છે, અને સંસ્થાને નિભાવે છે. વેપારી બજારમાં ચાલતી નફાખોરી ઉપર જીવતી એ કોઈ ધંધાદારી નથી. એ જ રીતે પત્રકારિત્વ પણ સ્વાર્થરહિત ધર્મવૃત્તિનો આવિષ્કાર નથી. એ એક વ્યવસાય છે અને તેને પણ પોતાના નિભાવ માટે પુષ્કળ ધન જોઈએ છે. મઠ-મંદિર ખેતીદ્વારા ધન મેળવે, દુકાનોનું ભાડું લઇને આવક કરે, પરન્તુ દારુનું પીઠું ખોલીને આવક ન કરે. એ જ રીતે ઘરાકી મેળવવાને પત્રકાર પોતાના પત્રની ઉત્તમ સજાવટ કરે, જાહેરખબરો છાપીને પૈસા લે, પુસ્તકો બહાર પાડીને કમાણી કરે, પરન્તુ તે જુગાર, વ્યભિચાર કે ઠગાઈને ઉત્તેજન મળે એવા ધંધામાંથી ધન ન મેળવે, નિંદાવર્ણનથી કે ખોટા ગુણગાનથી લાંચ ન લે. ઉપનિષત્કાળના વનવાસી ઋષિ-મુનિઓ કંદ-મૂળ-ફળ ખાઇને દેહનો નિર્વાહ કરતા અને લોકકલ્યાણની સાધનામાં રત રહેતા, તેવાં ગુરુકુળો અને ધર્મસંસ્થાઓ આજે અશક્ય બન્યાં છે; એ જ રીતે 'નવજીવન' અને 'હરિજનબંધુ' જેવાં પત્રો ચલાવવાનું વ્યવસાયી પત્રકારો માટે અશક્ય બન્યું છે. આજની શિક્ષણસંસ્થાઓ અને ધર્મસંસ્થાઓનો જીવવાનો અને લોકકલ્યાણ સાધવાનો જે કોઇ અધિકાર છે તે જ અધિકાર પત્રકારનો છે. ઋષિ અને સંતની લોકકલ્યાણની સાધનાની અપેક્ષાએ શિક્ષણસંસ્થા-ધર્મસંસ્થાના સંચાલનમાં તેમજ પત્રકારની પ્રવૃત્તિમાં કાંઇક ઊણપ રહેલી છે. પત્રકાર એક સત્પુરુષ જેવો નિરીહ અને લોકસેવામાં જીવનનું બલિદાન આપનારો હોવો જોઇએ એવી માન્યતા ઇંગ્લાંડમાં

વાચનનાં સાપ્તાહિકોએ વાચકોનું આકર્ષણ કરવાના આંતરહેતુથી અને વાસ્તવવાદના બાહ્ય દેખાવથી ગુજરાતી પત્રકારિત્વને કલંકિત કરતાં થોભવું જોઈએ છે. કોઈ સડેલું જીવન વાર્તાનો વિષય બની શકે, જાતીય આવિષ્કારની સમજ જાણવાયોગ્ય વસ્તુ બની શકે, પરંતુ તેની રજુઆત ઉપર જ સાચા વાસ્તવવાદી લેખકની દૃષ્ટિ અને જુગુપ્સાદ્વારા આકર્ષણ કરવાની હીનરુચિવાળા લેખકની દૃષ્ટિ આપોઆપ પરખાઈ જાય છે. નાજુક વિષયોના લેખો, વાર્તાઓ અને અંગત મર્મપ્રહારોની રજુઆતમાં હીનરુચિયોળું પત્રકારિત્વ અનિષ્ટ છે અને તે પણ પત્રકારત્વના દેહ ઉપર ગૂમડા જેવું છે એમાં શંકા નથી.

## સજાવટ અને શિષ્ટતા

વર્તમાન પત્રોનાં વિષયોની સાદી સીધી રજુઆત, સામાન્ય મથાળાં અને ઠાવકી ભાષા જેઓને શિષ્ટ લાગે છે, તેઓને ગુજરાતી પત્રોમાં વિષયોની આકર્ષક રજુઆત, તેજસ્વી ભાષા અને ચોટદાર શીર્ષકો 'પીળું પત્રકારત્વ' ભાસે છે. ધોતિયું પહેરવાના જ કામમાં આવે છે, તેને રંગીન નકસીદાર કિનારીની જરાએ જરૂર નથી, છતાં જો રંગીન કિનારીદાર ધોતિયું પહેરવામાં હીનતા કે કુરુચિ નથી મનાતી, તો વર્તમાનપત્રોની કલાયુકત સજાવટ ટીકાને પાત્ર ને લેખાય અને તે 'પીળા પત્રકારત્વ'ની કોટિમાં ન આવે. આકર્ષક શીર્ષકો અને કલાયુકત સજાવટ એ વર્તમાન પત્રોની જ નહિ પણ વાચકોની જરૂરિયાત બની છે. વિદ્યુદ્વેગી પ્રવૃત્તિશીલ જીવનમાં જે થોડો સમય વર્તમાનપત્રોના વાચનને લોકો આપી શકે છે તેટલા સમયમાં તેઓ પ્રવર્તમાન પ્રસંગોના તત્ત્વને ચિત્તમાં છાપી લેવા મથે છે, તેટલા માટે તે એક જરૂરિયાત બની છે.

## વ્યક્તિત્વવિશિષ્ટ પત્રકારત્વ

અદ્યતન વર્તમાનપત્રનું પ્રકાશન સદાજાગ્રત તંત્ર વિના અશકય છે. તાત્ત્વિક લખાણો પણ સુઘટિત રજુઆત વિના સચોટ અસર નીપજાવી શકતાં નથી અને શિથિલ તંત્રથી એ બનવું શકય નથી. ગુજરાતી વર્તમાનપત્રોનો એક યુગ એવો હતો કે જ્યારે લખાણોના પ્રમાણ ઉપર જેટલું ધ્યાન અપાતું તેટલું ધ્યાન લખાણોની

ચાળવણી ઉપર કે રજુઆત ઉપર અપાતું નહિ. સર્વ પ્રકારના વિચારોને ન્યાય આપવાની દૃષ્ટિએ મળે એવા લેખો, અહેવાલો, અને ખબરપત્રો વધુમાં વધુ પ્રમાણમાં પ્રસિદ્ધ કરવામાં કૃતકૃત્યતા મનાતી. વર્તમાનપત્ર અનેક પ્રકારના વિચારોનું ગ્રામોફોન અને વિધવિધ પ્રકારની ખબરોનો અન્નકૂટ બનતો. પત્રકારના વ્યક્તિત્વથી, તેના સિદ્ધાંતથી કે ધોરણથી તે અલિપ્ત રહેતું. પત્રકારને તે પદ્ધતિમાં સૌને સરખો ન્યાય આપની ઉદાર નીતિ દેખાતી. પોતાનો વિચાર તે તંત્રીની નોંધમાં દર્શાવીને સંતોષ માનતો. આજે પણ એ કાર્યનીતિના અવશેષો વિદ્યમાન છે. પરંતુ તેમાં સાચી ઉદારતા કરતાં તંત્રની શિથિલતા જ વિશેષ હોય છે. લોકમતનું ઘડતર કરવામાં રાજસત્તાને, કે જનતાને જાગ્રત કરવામાં, અને વિશિષ્ટ દિશાએ દેશની દોરવણી કરવામાં શિથિલ તંત્રવાળાં વર્તમાનપત્રો પછાત રહે છે. સૌને ન્યાય આપવામાં જે મળ્યુ તે પ્રસિદ્ધ કરવાના ધોરણથી તેઓ કોઈને ન્યાય આપી શકતાં નથી. વ્યક્તિત્વવિહીન પત્રકારિત્વ જીવી શકે તો પણ તેનું જીવન તેના હેતુને સિદ્ધ કરી શકે નહિ.

## ભ્રામક તટસ્થતા

પત્રકારની તટસ્થતા કે જેને ઉદારતાનું નામ આપવામાં આવે છે તે તેનો નિરપેક્ષ સદ્ગુણ નથી. એ સદ્ગુણ પરસ્પરવિરુદ્ધ વિચારો અને પક્ષોના સંઘર્ષણને કાળે બીનજવાબદારીના અને નબળાઈના આવિષ્કારરૂપ હોય છે. ગાંધીજીના 'હરિજનબંધુ'નો લેખ કે જેમાં કોંગ્રેસે અસ્પૃશ્યતાનિવારણ માટે કરેલા ઉદ્યમનું મૂલ્યાંકન હોય, તેની જ સાથે ડૉ. આંબેડકરનું કોંગ્રેસના એ કાર્ય ઉપરનું પ્રહારાત્મક ભાષણ એકસરખા મૂલ્યનું માનીને પ્રસિદ્ધ કરવામાં ન્યાયશીલ ઉદારતા કે પરમ સહિષ્ણુ તટસ્થતા નથી, કોઈ વિશિષ્ટ પત્રનીતિ પણ નથી; વાચકને સંદિગ્ધતા અને ગૂંચવણમાં મૂકી દેનારી શિથિલ કાર્યનીતિ છે. તેને બદલે કોંગ્રેસના દરેક કાર્યને ઉતારી પાડવાની જ પ્રકટ નીતિવાળું અને હંમેશાં સરકારી સત્તાવાળાઓનો જ પક્ષ કરતું એક મરાઠી પત્ર પોતાની એક જ નીતિને વળગી રહેવા માટે વધુ એકનિષ્ઠ કહેવાય, ભલે પછી તે સન્નિષ્ઠા ન હોય.

જે પ્રશ્ન પરત્વે પરસ્પરવિરુદ્ધ મતોનું અસ્તિત્વ હોય તેમાં

એકતરફી વલણ પકડી બેસવું અને બીજા મતની અવગણના કરવી એજ પત્રકારિત્વ છે એમ કહેવાનો પણ મારો આશય નથી; સાચું પત્રકારિત્વ માગે છે કે પત્રનીતિની સામેના મતને પણ તે ગણનામાં લે; પરંતુ પત્રકાર પોતાની સત્યાભિમુખ દૃષ્ટિને કળાવા જ ન દે, વાચકને સંદેહમાં જ રાખ્યા કરે, તો તટસ્થ કહેવાતું એ ધ્યેયહીન પત્રકારિત્વ સત્યશોધમાં જરાએ ફાળો આપતું નથી, વાચકોને દોરી શકતું નથી અને વાચકના માનસનું ઘડતર કરવામાં નિષ્ફળ નીવડે છે. જાહેરજીવનનાં બધાં ક્ષેત્રોમાં દરેક પત્રની નીતિ નિશ્ચિત હોવી જોઇએ. દરેક વર્ગને અને દરેક વાચકને સંતોષવાની આશાથી તટસ્થતા સેવીને સૌ કોઈને પ્રસન્ન રાખવા મથવું એ મિથ્યા છે.

## પત્રનીતિ અને તંત્રી

પત્રનીતિ તંત્રીની વ્યક્તિગત વિચારસરણીનો પડઘો જ હોવાની કશી જરૂર આજે રહી નથી. પત્રનીતિનો નિશ્ચય કરવામાં આજસુધીના જગતના પત્રકારિત્વે તરેહવાર દર્શન કર્યાં છે. એક વખત એવો હતો કે જ્યારે પત્રોના માલેકોની ઇચ્છા જ પત્રનીતિ બનતી અને તંત્રીને એ મુજબ વર્તવું પડતું. પચ્ચીશી પૂર્વે ગુજરાતી પત્રો તો માલીક–તંત્રીઓના હાથમાં જ હતા. ત્યાર પછી તંત્રીઓની વ્યકિતગત વિચારસરણી પત્રનીતિ બની જાય એવો યુગ ઇંગ્લાંડ–અમેરિકાએ જોયો અને ગુજરાતી પત્રકારિત્વમાંય એવા છૂટાછવાયા દાખલા મળે છે જે ત્રીજો યુગ આજે વર્તે છે તે તંત્રીમંડળે નિશ્ચિત કરેલી પત્રનીતિનો છે, જેમાં તંત્રીના વ્યકિતગત વિચારોને જ સર્વથા અનુકૂળ પત્રનીતિ હોવી જોઇએ એવું બંધન નથી હોતું, પણ પત્રનું જ સુઘટિત–સુનિશ્ચિત વ્યકિતત્વ સર્વદા મોખરે રહે છે. અમેરિકામાં એકવાર એવો પ્રશ્ન ઉઠ્યો હતો કે તંત્રીલેખની હેઠળ લેખ લખનારની સહી કેમ નથી આવતી અને તંત્રી પોતાની જાતને પત્રના નામ હેઠળ છુપાવીને બીનજવાબદાર ઉદ્‌ગાર કેમ કાઢ્યા કરે છે? પરન્તુ એ પ્રશ્ન ખોટો છે. સુવ્યવસ્થિત રીતે ચાલતાં ગુજરાતી પત્રો પણ તંત્રીના પોતાના અંગત અભિપ્રાયોનો પડઘો પાડતાં નથી, પત્રનીતિને અનુસરીને જ બોલે છે અને તેથી વાચકો ઉપર તેનો સઘન પ્રભાવ પડે છે. જેઓ સ્વતંત્રતાનો અર્થ અતંત્રતા કરે છે તેઓ કદાચ એ પત્રનીતિને તંત્રની આસપાસ વીંટાયેલું એક બંધન કહેશે અને સૌકોઈને ન્યાય આપવાની તટસ્થતાને

ઊંચું સ્થાન આપશે; પરન્તુ જ્યારે જીવનનો, બધાં ક્ષેત્રોમાં, એક જ આદર્શ સિદ્ધ કરવાને જુદા જુદા વિચારોના નિદર્શકોના જુદા જુદા પક્ષો બંધાયા છે અને એ પક્ષો પોતપોતાની દૃષ્ટિએ જ આદર્શ સિદ્ધ કરવા મથે છે, વાજબી લાગે ત્યારે સાથે મળીને કામ કરે છે, જરૂર જણાયે જુદા પડીને લડે છે પણ ખરા; ત્યારે જે પત્રકારત્વનો આશય સત્યસંશોધનદ્વારા, સત્ય તરફ જનતાને દોરવાદ્વારા, અને લોકકલ્યાણદ્વારા સેવાવ્યવસાય ચલાવવાનો છે તે પત્રકારત્વ એક જ નિશ્ચિત મતનું પ્રતિપાદન બને તો તે અસ્તિત્વ ધરાવવાને યોગ્ય જ ન રહે.

## સત્યની અપ્રત્યક્ષ ઉપાસના

સત્યસંશોધન માટેના તરફડાટમાંથી વાદવિવાદ ઊપડે છે અને પક્ષો બંધાય છે, એ સ્થિતિ આજની જ પેદાશ નથી. પુરાતનકાળથી ચાલી આવે છે. પૃથક્‌પૃથક્ દર્શનો, શ્રુતિઓ, એ મતભેદોનો મોટો સંગ્રહ છે. પુરાતનકાલથી જે સત્યસંશોધન ચાલતું આવ્યું છે તેનો જ વારસો આજે વિદ્વાનોને, લોકનેતાઓને, કાર્યકર્તાઓને, મુત્સદ્દીઓને અને વર્તમાનપત્રોને મળ્યો છે. જે વ્યક્તિનો કોઇ નિશ્ચિત મત નથી, જે પત્રની કોઈ નિશ્ચિત નીતિ નથી, તે દિશા નિશ્ચિત કર્યા વિના મુસાફરી કરતા વહાણ સમાન હોય છે, અને તેથી તે જનતાને કે તેના કોઇ વિભાગને માટે ઉપકારક બનતાં નથી.

સત્યના સંશોધન માટે વર્તમાનપત્ર છે, પરન્તુ દરેક પત્ર હમેશાં નિરપેક્ષ અને વિશુદ્ધ સત્યની જ સ્થાપના કરે છે એવો ભ્રમ સેવવાની જરૂર નથી. ઇતર જનોની પેઠે પત્રનો પણ સત્યશોધનનો પ્રયોગ હોય છે, પ્રયાસ હોય છે. ડીલેન, સ્ટેડ, સ્કૉટ, ગાંધીજી, મોતીલાલ ઘોષ અને ટિળક જેવા મહાન પત્રકારોએ પણ સત્યસંશોધન માટે પ્રયોગો જ કર્યા છે. અનેક વાદવિવાદ, મતસંઘર્ષ, અને કલહ પછી સત્યની નિષ્પત્તિ થાય છે. અને સત્યનિષ્ઠ પત્રકાર પણ સત્યની સેવા માત્ર અપ્રત્યક્ષ રીતે જ કરી શકે છે, એ ભૂલવાનું નથી. પોતે શુદ્ધ અને સંપૂર્ણ સત્યનો ઉપાસક છે, એમ કોઈ તંત્રી માને તો તે તેની આત્મવંચના છે; તેવી જ રીતે વર્તમાનપત્ર હંમેશાં સત્યની જ સ્થાપના કરે છે એમ માનવું તે એક પ્રકારની જનતાની ગેરસમજ છે. પત્રકારોને ખબર પણ નથી હોતી અને જનતામાં પ્રસરતી એવી ગેર-સમજને કારણે કેટલીક વાર અનર્થો પણ થાય છે.

## સત્યશોધન માટેનાં યુદ્ધો

સત્યના શોધન માટે વાદવિવાદ જરૂરી હોય છે, પણ જ્યારે એ પક્ષો વાદે ચઢે છે ત્યારે તેની મર્યાદા કઈ, એ પ્રશ્ન ઊઠે છે. યુદ્ધની પેઠે જ વિવાદમાં પણ સૌજન્ય અને સુરુચિને સ્થાન છે. યુદ્ધ કરતો સૈનિક કે વિવાદે ચડેલો વિદ્વાન મનુષ્યત્વને વીસરી જાય તો તેણે મેળવેલી જીતનું કશું મૂલ્ય નથી. એવી રીતે મેળવેલી જીતો પછી પણ ખરું મનુષ્યત્વ તો પરાજયનો જ ડંખ અનુભવે છે. તલવાર કરતાં ય વધારે કઠોર વાણી ગાલિપ્રદાન અને આક્ષેપોની ફેંકાફેંકી કરનારાઓ પોતાનો બચાવ પણ કરે છે કે યુદ્ધમાં કોઈ નીતિ ન ચાલી શકે, જેવો પ્રતિપક્ષ હોય તેવાં શસ્ત્રાસ્ત્રો વાપરવાં પડે, ભાવ પ્રકટ કરવા માટે જેમ સૌમ્ય-તીવ્ર રસો હોય છે તેમ ભાષાપ્રકારો પણ હોય છે, અને તેનો ઉપયોગ યુદ્ધ જીતવા માટે કેમ ન કરવો?

થોડા સમય ઉપર મરાઠી સામાહિકોમાં એક યુદ્ધ ચાલ્યું હતું ત્યારે તે એટલું ભયંકર બન્યું હતું કે કેટલાક મહારાષ્ટ્રીય વિદ્વાનોએ લડતાં પત્રોને યુદ્ધ અટકાવી દેવા જાહેર વિનંતિ કરવાની જરૂર માની હતી. પરંતુ એ વિનતિનો અનાદર કરતાં એક પત્રે એવું કહ્યું હતું કે આ યુદ્ધ તાત્ત્વિક મતભેદને અંગે જાગેલું છે-અર્થરહિત લડાઈ નથી. અને સત્યશોધન એ યુદ્ધનો આશય હોવાથી પોતે યુદ્ધ અટકાવવા તૈયાર નથી! મતભેદ હોવા છતાં યુદ્ધની ચીનગારી તો અંગત કારણોએ જ ચાંપી હતી અને યુદ્ધ ચાલી રહ્યું હતું કેવળ અંગત હલ્લાઓ દ્વારા જ. વિદ્વાનો જ્યારે પોતાના જ્ઞાનને, કલ્પનાને અને ભાષાશક્તિને એવા યુદ્ધમાં ખૂબ રસથી વાપરે છે, ત્યારે વાચકોને 'યુદ્ધસ્ય વાર્તા રમ્યા' જેવો રસ મળે છે. પરન્તુ એથી તાત્ત્વિક મુદ્દાઓ બાજુએ રહી જાય છે, સત્યશોધનની જરાએ નજીક પહોંચાતુ નથી અને જયપરાજયના ઉન્માદ વિવાદ-માત્ર વાતાવરણમાં તરે છે. મન તો અનેક ઉચ્ચનીચ ભાવોનું ઉત્પત્તિસ્થાન છે, પરંતુ તે ભાવોને વિવેકના ગળણાથી ગાળ્યા વિના પત્રને પાને ઉતારવાથી નથી વાચકની સેવા થતી, નથી સત્યશોધનની દિશામાં જવાતુ કે નથી મનુષ્યત્વ કે પત્રકારિત્વ પ્રકટ થતું.

## પત્રકારની દંડનીતિ

શઠોને દંડવા માટે દેવો પણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, તો

પત્રકાર પણ ભલે ઉગ્ર બને, પરંતુ તેની લેખિનીનો પ્રહાર શઠને જ દંડવા માટે હોય અને એ પ્રહાર પણ અસંયમી વાણીમાં ન જોઇએ. વિવાદમાં સામા પક્ષે શઠ જ ઊભો છે એવો ભ્રમ સેવવાથી અસંયમી વાણીયુદ્ધનો બચાવ ન થઇ શકે. શઠના ઉપર પ્રહાર કરવો એ કેટલીકવાર લોકસેવા માટે પત્રકારની ફરજ થઇ પડે છે અને જ્યારે શઠતાનાં ગુણગાન કરવામાં આવે છે, ત્યારે પૂર્વે કહ્યું તેમ એવું પત્રકારિત્વ હીન પ્રકારનું અને જનતાની કુસેવા કરનારું બને છે.

શિથિલ તંત્રવાળાં પત્રો કિંવા અર્થલાભની દૃષ્ટિએ જ ચાલતાં પત્રો કોઇ કોઇ વાર એવા ફંદાનો ભોગ થઇ પડે છે. અમદાવાદમાં મળેલી પહેલી પત્રકાર પરિષદના પ્રમુખપદેથી શ્રી. મહેરજીભાઇ માદને પત્રકારોને ચેતવણી આપી હતી કે તમારાં પત્રોમાં કેટલીકવાર પાછલે બારણેથી ઘૂસી જતા લેખોને માટે સાવચેત રહેજો નહિ તો તમે જનતાની કુસેવા બજાવનારા બની જશો. સારાં મનાતાં પત્રો પણ કોઇવાર એ શિથિલતાનો ભોગ બને છે. મુંબઇના એક સારા પત્રમાં પોતાની પ્રસંસાનો લેખ અને ચિત્રો છપાવી શકનાર એક શઠ માત્ર એટલી જ મૂડી પર એકવાર ગુજરાતને ધૂતવા નીકળેલો ત્યારે અમદાવાદના પત્રોને તે સામે પ્રહારો કરવાની ફરજ પડી હતી. 'ગુજરાત સમાચાર' અને 'પ્રજાબંધુ'ને એવા પ્રહારો અનેકવાર કરવા પડ્યા છે. મુંબઇનાં અને બીજા પત્રોએ પણ પ્રસંગાનુસાર એવા જ પ્રહારો કરીને લોકમતની જાગૃતિમાં પોતાનો હિસ્સો અવારનવાર આપ્યો છે. છતાં એ ફરજની શિથિલતાનાં ઉદાહરણો પણ જ્યારે કોઇવાર જોવામાં આવે છે ત્યારે વિષાદ અનુભવવો પડે છે.

## ગુજરાતી પત્રોનાં સાધનોની મર્યાદા

સતત જાગૃત અને ચોટદાર પત્રતંત્ર ગોઠવવા માટે અને નિભાવવા માટે અંગ્રેજી પત્રોનાં જેટલાં સમૃદ્ધિમાન દેશી ભાષાનાં પત્રો નથી હોતાં. તેમનાં સાધનો મર્યાદિત હોય છે અને એ મર્યાદામાં રહીને જાહેર જીવનનાં બધાં ક્ષેત્રોને તેમને પહોંચી વળવું પડે છે. અંગ્રેજીમાં મળતા તારો અને સરકારી અહેવાલોને ગુજરાતીમાં ઊતારવા પડે છે કે જે મુશ્કેલી અંગ્રેજી પત્રોને ભોગવવી પડતી નથી. ખાસ કરીને તજજ્ઞ લેખકો અને વિવિધ ક્ષેત્રોના સંવાદદાતાઓ ('રિપોર્ટર્સ')ની તાણ તેમને કેટલીકવાર તો ચલાવી લેવી પડે છે. એક સાહિત્યરસિક

લેખક વેપારી બાબતોને સ્પર્શી શકતો નથી, અર્થશાસ્ત્રના અભ્યાસવાળો લેખક ક્રિકેટમેચનો રિપોર્ટ લઈ શકતો નથી, સારો ગુજરાતી ગ્રેજ્યુએટ મુસ્લિમોની સભામાં થતાં ઉર્દૂ ભાષણોનો અહેવાલ લેવા માટે ઉપયોગમાં આવતો નથી, અને યુદ્ધના તારોનું સરસ ભાષાંતર કરનાર લેખક ડૉ. રાધાકૃષ્ણનનાં જાહેર ભાષણમાં ચાંચ પણ બોળી શકતો નથી. બધા વિષયોના નિષ્ણાતોને રોકવા જેવી સ્થિતિમાં આજે ગુજરાતી પત્રો નથી અને તેથી કેટલીક શિથિલતા તો તેને નિભાવી લેવી જ પડે છે. પણ જો કાર્યાલયમાં કામ ન કરતા હોય તેવા છૂટક લેખકોનું સારું મંડળ બદલો આપવાને ધોરણે ચલાવવામાં આવે તો એ મુશ્કેલીને પહોંચી વળાય તેમ છે. આ માર્ગ લઈને કોઈ કોઈ દૈનિક પત્રો એ ઊણપનું નિવારણ કરે છે, અને એ રીતે પોતાના સેવાવ્યવસાયને પૂર્ણતાએ પહોંચાડવાની દિશામાં પત્રકારિત્વ આગળ ડગલાં ભરી રહ્યું છે એમાં શંકા નથી. પચીસ વર્ષ પહેલાંના અને આજનાં દૈનિક તેમજ સાપ્તાહિક પત્રોની સરખામણી કરવાથી પણ એ સ્થિતિમાં સુધારો દેખાઈ આવે તેમ છે.

## સામયિક પત્રોની મુશ્કેલીઓ

દૈનિક પત્ર આજે શહેરો અને મધ્યમ કદનાં ગામડાંઓ સુધી ફેલાયું છે અને તેથી સાપ્તાહિકની સામે હરીફાઇમાં ઊભું રહેવા લાગ્યું છે. વિશેષમાં દૈનિક પત્રો સાપ્તાહિકોનાં અને માસિકોનાં ગણાય તેવાં અંગોને ઝડપી લઇને સાપ્તાહિક–માસિક ક્ષેત્રને સંકુચિત બનાવી રહ્યું છે. સાપ્તાહિક-માસિકોના ક્ષેત્રમાં પેસી જવા માટે દૈનિકો ઉપર ડોળા કકડાવવાનો કશો અર્થ નથી. ઇંગ્લાંડ અને અમેરિકાનાં મોટાં દૈનિક પત્રો જે કાર્ય પોતાની ખાસ પૂર્તિઓ દ્વારા કરે છે તેજ કાર્ય આપણાં દૈનિકપત્રો ખાસ વિભાગ દ્વારા કરે છે. સાપ્તાહિક –માસિકની સામે એ એક પત્રકારની હરીફાઇ છે જ. પરન્તુ એ હરીફાઈની અસરમાંથી મુક્ત રહેવાની જિજીવિષા વિજિગીષા વિના સફળ થઇ શકે તેમ નથી. રંગભૂમિ સામે બોલપટ હરીફાઇ કરે છે એ જ રીતે વર્તમાનપત્રોની સામે ભવિષ્યમાં રેડિયો અને ટેલીવીઝન પણ હરીફાઇ કેમ નહિ કરે ? તે વખતે પણ પત્રકારિત્વ સમયાનુસાર પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવીને જીવશે તો જ જીવશે. એક વિવેચક કહે છે કે દૈનિક કરતાં સાપ્તાહિકના, સાપ્તાહિક કરતાં

માસિકતા અને માસિક કરતાં ત્રૈમાસિકના લેખોમાં સાહિત્યગુણ વિશેષ હોય છે : શીઘ્રતા અને આરામ એ બેઉનું વ્યસ્ત પ્રમાણ સાહિત્યગુણમાં આવતું હોય, તોપણ જો પત્રકાર પાસે જનતાને કાંઈ પણ સંદેશો આપવા જેવું તત્ત્વ અને પ્રતિભા છે તે જ પત્રકારની શક્તિનો ઉત્તમ કાર્યમાં વિનિયોગ થઈ શકે છે, પછી તે પત્ર દૈનિક–સાપ્તાહિક–માસિક–ત્રૈમાસિક ગમે તેવું હોય અને તેમાં સાહિત્યગુણ ઓછો હોય કે વધારે હોય. કોઈ પણ પત્ર જીવવા માટે જ જીવી શકતું નથી, તેની પાસે પ્રેરક સંદેશ હોવો જોઈએ; કોઇ સિદ્ધાંતવિશેષ હોવો જોઈએ. એક સમયે દૈનિકો લગભગ સર્વાંશે સમાચારનો સંગ્રહ પ્રસિદ્ધ કરીને જીવી શકતાં, સાપ્તાહિકો દૈનિકોની તારવણી કરીને ચાલી શકતાં, માસિકો નિબંધ–વાર્તા–ટુચકાની અભિનવ વાનગીઓ વડે વૈવિધ્યદ્વારા નભી શકતાં, પરન્તુ આજે એવું જીવન શક્ય રહ્યું નથી.

## અધૂરાં અને નહિ ખેડાયલાં ક્ષેત્રો

લાખ્ખોના ફેલાવાવાળાં દૈનિકો ઇંગ્લાંડ–અમેરિકામાં પ્રસિદ્ધ થાય છે, છતાં ત્યાં સાપ્તાહિકો, માસિકો અને ત્રૈમાસિકો પણ સારી સંખ્યામાં નીકળે છે : એવો અભિલાષ એક કરોડની ગુજરાતી બોલનારી પ્રજામાંથી પોણા ભાગની અભણ જનતાવાળા પ્રાંતને માટે કરવો એ નિરર્થક છે. પરંતુ જો પત્રકારો જુદી–જુદી જરૂરિયાતો ‘પિછાણીને તેને પહોંચી વળવા માટે આપણી વાચક જનતા સમક્ષ ઉપસ્થિત થાય તો તેઓનાં જ્ઞાન, કળા, અને સેવાનો લાભ જનતા વિશેષ પ્રમાણમાં ઉઠાવી શકે તેમ છે. “ જહોન ઓ લંડન્સ વીકલી ” જેવું સર્વથા સાહિત્યને જ સ્પર્શીને ચાલતું સાપ્તાહિક આપણી પાસે નથી. ‘ લિટરરી ડાયજેસ્ટ ’ જેવું સાપ્તાહિક અને ‘ ઇંડિયન ડાયજેસ્ટ ’ જેવું માસિક પત્ર પણ તેટલું જ જરૂરી છે. મરાઠીમાં ‘ સહ્યાદ્રિ,’ બંગાળીમાં ‘ પ્રવાસી,’ અને હિંદી ‘ સરસ્વતી ’ કે ‘ વિશાલભારત ’ની તુલનામાં આપણાં ગુજરાતી માસિકપત્રો દીન–દુર્બલ લાગે છે. મરાઠી ‘ કિર્લોસ્કર ’ જેવું મધ્યવર્ગના વાચકોને સદા આકર્ષતું માસિક પણ આપણી પાસે નથી, ત્યાં ‘મૉડર્ન રિવ્યુ’ જેવા ગુજરાતી માસિક પત્રની માત્ર અભિલાષા જ કરવી રહી. ‘ કુમાર ’ ના દૂબળાં અંગો પુષ્ટ થાય તો તે તુરત સંતોષ આપી શકે તેવું પત્ર છે, અને ‘પ્રસ્થાન’, ‘ ઊર્મિ ’, ‘ રેખા ’, ‘સુવાસ’ યોગ્ય પ્રગતિ કરે તો કેટલીક જરૂરિયાતોને પહોંચી વળે તેવાં છે.

'ટ્રુ સ્ટોરી મેગેઝીન' કે 'શૉર્ટ સ્ટોરી' જેવું વાર્તાઓનું પત્ર ગુજરાતીમાં નથી. મરાઠી 'સત્યકથા' અને હિંદીમાં ત્રણ–ચાર પત્રો એ જ કોટિનાં માસિકો છે. 'બહુરૂપી' જેવું ડિટેક્ટિવ કથાઓનું સાપ્તાહિક ઠીક ફેલાયું છે પણ તેમાં ય અધૂરાપણું છે 'વાઈડ વર્લ્ડ' જેવું સાહસ તથા પરાક્રમોના કથા–વૃત્તાંતનું માસિક–સાપ્તાહિક પણ જરૂરી છે.

કેવળ વિનોદનું સામયિક એક માત્ર 'ગપ–સપ', 'હ્યુમરિસ્ટ' કે 'પંચ' જેવા પત્રો માટેની અભિલાષાને સંતોષી શકે તેમ નથી. 'ટિટ્–બિટ્સ' 'આન્સર્સ' અને 'પીયરસન્સ વીકલી' જેવાં પત્રોનો નિભાવ પણ ગુજરાતીમાં શક્ય લાગે છે.

ચિત્રપટ–બોલપટનાં ગુજરાતી સાપ્તાહિકો અને માસિકો કેવાં અપૂર્ણ છે તે તો તેવાં જ અંગ્રેજી પત્રો જોતાં આપોઆપ જણાઈ આવે છે. એ ક્ષેત્રમાં એકનિષ્ઠ રહે તેવાં પત્રોને હજી ખુલ્લો અવકાશ છે.

સંસાર–સમાજના પ્રશ્નોને છણતું એક નવું સારું સાપ્તાહિક પણ આપણી પાસે નથી. સ્ત્રી–ઉપયોગી માસિક–સાપ્તાહિક ધારે તો એ જરૂરિયાતને પહોંચી વળે. અત્યારે તો માત્ર પાક્ષિક 'જ્યોતિર્ધર' એકલું જ યથાશક્તિ ખેડ કરે છે. જ્ઞાતિઓનાં માસિકોનાં કોઈ કોઈ જ સાચા અર્થમાં સંસાર–સમાજ–સુધારાનું કામ કરે છે, મોટો ભાગ તો જ્ઞાતિઓમાંથી પોષણ મેળવવાને સ્થિતિચુસ્ત રહ્યા કરે છે.

બાલોપયોગી પત્રોની સંખ્યામાં આપણે કદાચ ઠીક સ્થિતિ ધરાવતા લેખાઈશું પરંતુ તેમાંય નાવીન્ય, વૈવિધ્ય અને વિકાસને પુષ્કળ અવકાશ છે.

એ ઉપરાંત ખેતીવાડી–બાગાયત, ગૃહ–ઉદ્યોગ–ગ્રામોદ્યોગ, ચિત્ર–શિલ્પ, ઇતિહાસ-ભૂગોળ, પ્રકૃતિ–વિજ્ઞાન–આરોગ્ય–વિજ્ઞાન, ઇત્યાદિ અનેક ક્ષેત્રોમાં આપણાં સામયિકો જૂજ છે, કેટલાકમાં તો સદંતર નથી. દૈનિકો ખૂણે ખૂણે વંચાતાં થઈ ગયાં હોવા છતાં એવા બધાં ક્ષેત્રોમાં સાપ્તાહિકો–માસિકોને સ્થાન છે, અને શક્તિશીલ તથા એકનિષ્ઠ પત્રકારો પોતાની કર્તૃત્વશીલતા દાખવી શકે તેમ છે; પરંતુ કાપડની દુકાન ન ચાલવાથી ગાંધિયાણાની દુકાન માંડી બેસવા જેવું એ કામ નથી. તેમજ દિવસે નોકરી કે બીજો ધંધો કરીને રાત્રે કે ફુરસદ

માસિક-સાપ્તાહિકનું કામ લઈ બેસવું એ પણ સફળતા અને યોગ્ય સંચાલન માટે વિઘ્નકર છે. દરેક ક્ષેત્ર માટે જે વિશિષ્ટ, દૃષ્ટિ-શક્તિ, જ્ઞાન, સાધન, સમય જોઈએ તે ધરાવતા પત્રકારને જ સફળતા મળી શકે એ દેખીતું છે.

## ઉપસંહાર

પરંતુ એકવાર ફરીથી કહેવાનું રહે છે કે પત્રકારત્વ એ સેવાનો પવિત્ર વ્યવસાય છે. પ્રકૃતિસૌંદર્યથી મુગ્ધ થઈને કવિતાનું ઉચ્ચ શિખર સાધનાર કવિ વર્તમાન જીવનનું દર્શન કરીને તેની ખૂબી-ખામીને કલાકૃતિમાં મૂર્ત કરનાર તથા નવીન દર્શનનો ધ્વનિ સ્ફુરાવનાર કથા-લેખક: ગ્રન્થોનાં તત્ત્વોનું પાન કરીને તેનું સ્વકીય દૃષ્ટિ વડે પૃથક્કરણ કરનાર તથા તે તત્ત્વોમાંથી નિતારેલો રસવિશેષ વાચકને પાનાર વિવેચક: એ સર્વ કરતાં પત્રકારનો વ્યવસાય વિશેષ પરિશ્રમ માંગતો, ઊંઘ અને આરામનું વિશેષ બલિદાન માંગતો, વિશેષ ક્ષેત્રોના જ્ઞાનની અપેક્ષા રાખતો, જીવનનાં વિધવિધ પાસાંને વિશેષ ચપળતાથી અવલોકીને ચિત્તમાં છાપી લેવાની શક્તિ માંગતો, અને કાંચન કે કીર્તિની વિશેષ અસ્પૃહા માંગી લેનારો એક એવો વ્યવસાય છે કે જેમાં તલવારની ધાર પર ચાલીને ફરજ બજાવવાની છે. પત્રકારની કામગીરી દ્વારા પત્રનો માલિક બંગલા બંધાવતો હશે કે મોટર દોડાવતો હશે, છાપખાનાનો મેનેજર કે યંત્ર ચલાવનાર કારીગર પત્રના તંત્રી કે સહતંત્રી કરતાં વધારે આરામથી રહી શકતો હશે, પત્ર વેચનાર એજંટ કદાચ તંત્રીના પગાર કરતાં ય વધારે કમિશન મેળવતો હશે; અને એવી વિષમતા પત્રકારિત્વના વ્યવસાયમાં પડેલા ઘણાયને સાલતી પણ હશે; છતાં ડૉન સીટ્ઝના શબ્દોમાં કહું તો પત્રકારિત્વને એક પવિત્ર વ્યવસાય સમજનાર પત્રકારના મનમાં એટલો સંતોષ વર્તે છે કે : 'A newspaper produced by eager brains and willing hands is much more precious to mankind than any money its sale brings to the producer.'



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન : અંધેરી

# ગુજરાતની કલાપ્રવૃત્તિ

વ્યાખ્યાતા : ડૉ. ડી. જી. વ્યાસ ડી. ઓ. એમ. એસ. (લંડન)
પ્રમુખ, કલાવિભાગ

**કલારસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલનના ચૌદમા અધિવેશન પ્રસંગે કળાવિભાગના પ્રમુખપદ માટે આપે મારી પસંદગી કરી તે માટે હું આપનો આભારી છું. આરંભમાં ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરના થોડા સમય ઉપર થયેલ અવસાનથી કળાજગતને પડેલી મોટી ખોટ માટે નોંધ લેવી જોઈએ. ડૉ. ઠાકુરની સર્જનશક્તિ કાવ્ય, નાટક, અભિનય, નૃત્ય, સંગીત અને ચિત્રકલાઓ દ્વારા પ્રકાશિત થઈ હતી. પોતાનાં કળાસર્જનો વડે અને સમાજમાં કળાને સન્માનિત સ્થાન અપાવવાના સફળ પ્રયાસો વડે કળાનો નવયુગ સ્થાપવામાં તેમણે દેશની અમૂલ્ય સેવા કરી હતી, અને જગતભરમાં તેમણે ભારતવર્ષની કળાપ્રતિષ્ઠા પુનઃ સ્થાપિત કરી હતી.

આધુનિક સમયમાં જો કોઈ પણ વિષયની ઓછામાં ઓછી ચર્ચા અને હિલચાલ થતી હોય તો તે કળાની છે, કારણ કે કળાપ્રચારના કાર્યમાં અગ્રભાગ લેનારાઓ બહુ ઓછાં હોય છે. કળાપ્રચારને પોતાનો ઉદ્દેશ બનાવી તેને ખૂબ ગતિ આપનાર અને ગુજરાતના તરુણ કળાકારોને ઉત્તેજન આપી પ્રકાશમાં લાવનાર ગુજરાતના સમર્થ કળાવિવેચક સદ્‌ગત શ્રી કનૈયાલાલ વકીલનું સ્થાન પૂરી શકાય તેમ નથી. ગુજરાતમાં હજી તેમનું સ્મારક પણ થયું નથી. સાહિત્ય પરિષદે પોતાની અનેક પ્રવૃત્તિઓ વચ્ચે કલાના વિષય ઉપર વિચારવિનિમય કરવા માટે કલાવિભાગ યોજ્યો છે, પરિષદના અધિવેશન પ્રસંગે સાહિત્યકો કળામાં રસ લે છે, કળાકારોને સન્માને છે અને કળા-

પ્રદર્શનો દ્વારા તેમની કૃતિઓનું મૂલ્યાંકન કરે છે, એ હર્ષની વાત છે; પરંતુ પરિષદોમાં થતી કળાચર્ચા હિન્દુસ્થાનમાં અને ખાસ કરીને ગુજરાતમાં કળાપ્રચારને વેગ આપવા પૂરતી નથી એવો મારો અભિપ્રાય છે.

અત્યારે સામાજિક, આર્થિક, ઔદ્યોગિક અને રાજકીય પ્રશ્નોના ઉકેલ માટે ઉઠાવવામાં આવતા પરિશ્રમનો અલ્પ હિસ્સો પણ કળાને મળતો નથી. ભારતીય જીવનનાં પુનઃસંસ્કરણ અને રાષ્ટ્રીય સંગઠનની પ્રત્યેક પ્રવૃત્તિમાં કળાનું કેવું સ્થાન છે તે હજુ સુધી હિન્દુસ્થાનને સમજાયું નથી. પ્રાચીન કાળમાં સાહિત્યનું પૃષ્ઠબળ હતું. કળાની અભિવૃદ્ધિ કરવામાં સાહિત્યનો ખાસ હાથ હતો. ગુજરાતના સાહિત્ય જગતે કળાનું મહત્ત્વ પિછાણવા માંડ્યું છે, તેની પ્રતીતિ આ આજનું સંમેલન છે. સાહિત્ય અને કળાના સહચારનો હજી તો આરંભ થાય છે. પ્રવાસ ઘણો લાંબો છે.

## પ્રાચીન હિંદમાં કળાનું સ્થાન

સાહિત્યકારોએ ભારતીય કલાઓના સિદ્ધાન્તોના ગ્રંથો રચી તેમને નિયમબદ્ધ અને રાષ્ટ્રીય બનાવી હતી. તેમણે કલા-ઉપયોગી સામગ્રી ઉત્પન્ન કરીને ભિન્નભિન્ન કળાઓને પ્રાણવંત અને પ્રગતિશીલ રાખી હતી. કળાએ સાહિત્યને મૂર્ત સ્વરૂપ આપ્યું હતું. પ્રત્યેક ધર્મે અને સંપ્રદાયે કળાના મૂળગત સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો હતો; અને તે ઉપરાંત પુરાણો, ગાથાઓ અને જાતકો રચીને કળાકાર માટે પુષ્કળ સાહિત્યસંપત્તિ પૂરી પાડી હતી. તેમાંથી ચિત્રકારે, શિલ્પીએ, નાટ્યકારે, નર્તકે, અને ગાયકે જુદા જુદા સમયમાં પ્રચલિત ધર્મો અને સંપ્રદાયોને આવશ્યક સુંદર કલાકૃતિઓ સર્જી હતી. આમાંની કેટલીક કળાકૃતિઓના મળી આવતા અવશેષો કલાના સુવર્ણયુગનું સ્મરણ કરાવે છે.

આનંદ માનવજીવનનો એક ઉદ્દેશ છે. એ આનંદ નિર્દોષ અને નિઃસ્વાર્થ છે, પરબ્રહ્મસ્વરૂપ છે. તેની પ્રાપ્તિ મનુષ્યને કયાંયથી પણ થતી હોય તો તે સૌંદર્યદર્શનથી, કલા અને સાહિત્યમાંથી. નૃત્ય અને નાટ્યના પ્રયોગો મુમુક્ષુઓએ સર્વદા જોવા એવા વિચિત્ર દેખાતા 'સંગીતરત્નાકર'કારના ઉલ્લેખમાં ગૂઢ સત્ય સમાયેલું છે. કલાનો અભિનય નિહાળતાં થતી રસનિષ્પત્તિમાંથી જે સાત્ત્વિક આનંદ ઉદ્ભવે

છે તે અન્તઃશુદ્ધિ કરવામાં સહાયભૂત થાય છે અને અન્તઃશુદ્ધિ મુમુક્ષુને જરૂરી છે. રસના પાયા ઉપર સાહિત્ય અને કળા બન્ને મળે છે. વિખુટાં પડતાં બન્ને નિર્બળ અને નિષ્ક્રિય બની જાય છે.

કળાનો અંતિમ ઉદ્દેશ આનંદપ્રાપ્તિ અને તેથી થતી અન્તઃશુદ્ધિ હોવાથી પ્રત્યેક ધર્મે અને સંપ્રદાયે કળાને અગ્રસ્થાન આપ્યું હતું. બૌદ્ધ જાતકોનું શ્રવણ, અજન્તાના ભીત્તિચિત્રો અને શિલ્પોના અવલોકનથી વિશેષ હૃદયસ્પર્શી થતું હતું. એલોરાની શિલ્પકૃતિઓ દેવોના આખ્યાનોને દૃષ્ટિગોચર બનાવતી હતી. કળા ધર્મની કેવળ અનુગામિની–દાસી ન હતી; યોગ કે તપશ્ચર્યા માફક મોક્ષનું તે સાધન હતી, આરાધનાનો એક માર્ગ હતી. મીરાંબાઇ, નરસિંહ મહેતા, ત્યગરાજ, તુકારામ સુરદાસ ઇત્યાદિ ભક્તોએ ગાન અને કાવ્યદ્વારા ભક્તિમાં તલ્લીન થઇને મોક્ષની શોધમાં કળાનો જ ઉપયોગ કર્યો હતો. ભક્તોના હૃદયના આનંદ, પ્રેમ અને ભક્તિના ઉભરાઓ નૃત્યમાં વ્યક્ત થતા હતા. કળાનાં સ્વરૂપો ભક્તિના માર્ગો હતાં.

દેવને ઉત્તમ વસ્તુઓ અર્પણ કરવી એ માનવ સ્વભાવ છે. આ વૃત્તિમાંથી જગતભરમાં મંદિરો, દેવાલયો અને મસ્જીદોના સ્થાપત્યના સુંદર નમૂનાઓ સર્જાયા છે. ભારતવાસીઓએ કળાને ઉત્તમ માનવ-સંપત્તિ અને ભક્તિનું સાધન માનેલ હોવાથી તેમનાં દેવસ્થાનો કલા-કેન્દ્રો બન્યાં હોય એ સ્વાભાવિક છે. કોઇ ધર્મે કે સંપ્રદાયે કલાનાં અમુક જ સ્વરૂપોને વિશેષ પ્રમાણમાં સ્વીકાર્યાં હોય તોપણ તેનાં ધાર્મિકસ્થાનો કલાકેન્દ્રો ઠરી શકે છે. કલા મંદિરમાં હતી એટલે ઘરમાં હતી, ગ્રામ અને નગરમાં હતી. ધર્મથી જીવન વ્યાપ્ત હતું અને જીવન કલાથી વ્યાપ્ત હતું.

નિયમબદ્ધતા ભારતીય કલાની વિશિષ્ટતા છે અને પ્રત્યેક ધર્મે અને સંપ્રદાયે તેનો સ્વીકાર કર્યો છે. ભારતીય કલાની બીજી વિશિષ્ટતા તેની મૂળગત એકતા અને અવિભાજ્યતા છે. અભિનયકળાને કલાનાં બાહ્ય-સ્વરૂપોનો પાયો માનવામાં આવ્યો છે. ભારતીય અભિનય પદ્ધતિ સુંદર અને સાંકેતિક છે. તેની સ્પર્ધા કરી શકે તેવી અન્ય પદ્ધતિનું હજુ કોઇ દેશે નિર્માણ કર્યું નથી. ચિત્રકાર, શિલ્પ, નાટ્યકાર, નર્તક કે ગાયક જ્યાં સુધી અભિનયકલામાં સિદ્ધહસ્ત ન થાય ત્યાં સુધી તે ખરો કલાસર્જક બની શકતો નથી. કલાની ઉત્પત્તિ સર્જનશક્તિમાંથી

થાય છે અને તેનું પ્રત્યક્ષ સ્વરૂપ તેના સર્જકની માનસિક પસંદગી અને શક્તિ અનુસાર ઘડાય છે. ખરી કળાની શોધ તેનાં બાહ્યસ્વરૂપો અને માધ્યમોની પાછળ કરવી પડે છે.

કોઈ પણ દેશની સંસ્કૃતિનાં સૂચકચિહ્નોમાં કલા મુખ્ય છે. કલાના ઉચ્ચ શિખરે વિરાજતો દેશ સંસ્કૃતિના ઉચ્ચ શિખરે પહોંચેલો હોય છે. એવા ઇતિહાસપ્રસિદ્ધ દેશોમાં ભારતવર્ષ પ્રથમ આવે છે. ભારતીય કળા ભારતવર્ષમાં જ ઉદ્ભવી હતી, ઉછરી હતી, અને ઉત્કૃષ્ટ બની હતી, અને સર્વ પ્રકારોની લલિત અને વ્યવહાર્ય કલાઓદ્વારા વ્યક્ત થઇ હતી. કલાશાસ્ત્રીઓએ રચેલા ગ્રન્થો વડે તેણે રાષ્ટ્રીય લાક્ષણિકતા અને વિશિષ્ટતા સંપાદિત કરી હતી. કળાના નિયમો ધાર્મિક અને સાંપ્રદાયિક મતમતાંતરોથી પર હોવાના કારણે ભારતીય કળાનાં સ્વરૂપો ધાર્મિક આંદોલનો અને અસ્તોદયથી અલિપ્ત રહેવા પામ્યાં છે. બ્રિટિશ રાજ્યની સ્થાપનાના કાળ સુધી કળાઓએ દેશના વિજેતાઓ ઉપર પણ વિજય મેળવ્યો હતો.

દિનપ્રતિદિન ઉપલબ્ધ થતી સામગ્રી ઉપરથી નિષ્પક્ષ બુદ્ધિથી સંશોધન કરનારને ભારતવર્ષે અન્ય દેશોને કેટલી કળાસંપત્તિ આપી હતી તેનો નિર્ણય કરવામાં ઘણી સફળતા મળે તેમ છે. સેંકડો વર્ષોથી હિન્દુસ્તાનની કળામય કારીગીરીઓ—જેમાંની કેટલીક ગરીબોનાં ઘરોમાં પણ રોજના વપરાશમાં આવતી હતી—તેમના નમૂનાઓ વિદેશોમાં હિન્દી કળા તરીકે વખણાય છે. હસ્તલિખિત પુસ્તકો, ચિત્રો અને અન્ય કલાકૃતિઓ હજારો રૂપિયાની કિંમતે વિદેશી સંગ્રહાલયોમાં ખરીદાય છે. અજન્તાદિનાં ભીત્તિચિત્રોની પ્રતિકૃતિઓ કરવા માટે દૂર દેશોથી કલાકારો આવે છે. જયપુરની નગરરચના અને સ્થાપત્ય, અજન્તા, અલોરા, એલિફન્ટા અને તાજમહાલની કળા ઉપર વિદેશી પ્રવાસીઓ મુગ્ધ બને છે, અને સને ૧૯૩૯ના જુલાઈ માસમાં કેનેડામાં, અને ઇટાલીએ યુદ્ધમાં ઝંપલાવ્યું તે પહેલાં રોમમાં, ઓપેરા તરીકે કાલિદાસનું શાકુન્તલ ભજવાયું હતું. આ દૃષ્ટાંતો ભારતીય કલાની મૌલિકતા અને સચેતતાના સચોટ પૂરાવા છે.

જીવનમાં રસ અને આનંદ પૂરનાર કળા છે. જીવનને જીવવા યોગ્ય બનાવનાર કળા છે. મનુષ્યને મનુષ્યત્વ અર્પનાર કળા છે. કળા માનવસંપત્તિ છે, સર્વવ્યાપી અને ચિરસ્થાયી છે તોપણ પોતાની જન્મ-

ભૂમિથી સ્વતંત્ર રીતે પ્રગટ થતી નથી. દેશના ભૌગોલિક, સામાજિક, આર્થિક અને રાજકીય સંયોગોથી તેનાં સ્વરૂપો ઘડાય છે તથા તેનાં સ્વરૂપોમાં સ્થાનિક લાક્ષણિકતા આવે છે. કળા માનવજીવનનું પ્રતિબિંબ છે, એ સૂત્રની આ પ્રમાણે સિદ્ધિ થાય છે.

## ગુજરાતની કલાસૃષ્ટિ

કળાશાસ્ત્રો અને કલાકૃતિઓના સર્જનમાં બીજા પ્રાંતોની માફક ગુજરાતે પણ ભાગ લીધો હતો, પરંતુ સ્થાનિક સંયોગો અને વાતાવરણે તેના કલાસ્વરૂપ ઉપર જરૂર ભાત પાડી હતી. પશ્ચિમ દિશાની જમીનની પટ્ટીને ધોતા સમુદ્રના કિનારા, નર્મદા જેવી નદીઓના રમણીય પ્રવાહો અને કિનારાઓ, તળાવો અને સરોવરોની કોમળ લહરીઓ, આબુ, ગિરનાર, અને શેત્રુંજા જેવા પર્વતોનાં ભવ્ય શિખરો, ઋતુઓની સમતા અને મધ્યમતા, વનસ્પતિની વિપુલતા, પક્ષી, વૃક્ષ, ફળ અને ફૂલના રંગોની વિવિધતા અને પક્ષીઓના મનોહર કંઠધ્વનિના સહયોગ વડે ઉત્પન્ન થયેલ નૈસર્ગિક સૌંદર્યથી વિભૂષિત ગુજરાતની ભૂમિએ તેના જીવનને અન્ય પ્રાંતોના મુકાબલે વિશેષ સૌંદર્યપ્રિય બનાવ્યું હતું. વાતાવરણની છાપ જીવન ઉપર હતી અને જીવનની છાપ કળા ઉપર હતી.

ગુજરાતના જીવનમાં મૃદુતા, લય, સરવરતા, રંગપ્રિયતા અને વૈવિધ્યવૃત્તિ ભરપૂર છે. મૃદુતા અને લય તેની ભાષા, લિપિ, ગાન, નૃત્ય, અને અન્ય કલાઓમાં દેખાય છે. વૈવિધ્ય ગુજરાતનાં રાચરચીલાં અને વસ્ત્રોની ભાતોમાં છે. કાઠિયાવાડમાં તો લગભગ દરેક રાજ્યની પાઘડી જુદી એ ભાગ્યે જ કોઈથી અજાણ્યું હશે. સ્ત્રીઓનાં કપડાંના રંગો અને ભાતો અને પહેરવાની શૈલીમાં પણ લય, મૃદુતા અને વૈવિધ્ય છે.

ગુજરાતનો ઇતિહાસ મૌર્ય, ક્ષત્રપ, ગુપ્ત ઇત્યાદિ વંશોનાં રાજ્યોની સાક્ષી પૂરે છે. સ્માર્ત શાક્ત, વૈષ્ણવ એ બ્રાહ્મણ ધર્મના સંપ્રદાયો ઉપરાંત બૌદ્ધ, જૈન, જરથોસ્ત અને ઇસ્લામ ધર્મનું ગુજરાતે સ્વાગત કર્યું છે. રાજ્યવંશોના યુગોએ તથા ધાર્મિક અને સાંપ્રદાયિક યોગોએ ગુજરાતના જીવન ઉપર ઊંડી છાપ પાડી હતી અને તેનો કલાદેહ ઘડવામાં મહત્વની ભૂમિકા રચી હતી. સર્વ પ્રકારની લલિત અને વ્યવહારુ કલાઓ ગુજરાતમાં પોષણ અને વિકાસ

પામી હતી, એટલે કથાસરિત્સાગરના કર્તા સોમદેવે લાટ દેશને લલિતકલાઓના સ્થાન તરીકે યથાર્થ વર્ણવ્યો હતો.

પૌરાણિક પ્રમાણાનુસાર ભિન્નમાળ ગુર્જરોનું પાટનગર હતુ. ત્યારથી સ્થાપત્ય, શિલ્પ અને નગરરચનાની કળાઓ માટે પ્રસિદ્ધ હતું. મણિમેખલા પરથી જણાય છે કે પ્રાચીન સમયમાં ગુર્જરોએ દક્ષિણમાં એક સુંદર કારીગરીનું મંદિર બાંધ્યું હતું. ગુજરાતના સ્થપતિઓ અને શિલ્પીઓ એટલા દક્ષ હતા કે પ્રત્યેક ધર્મ અને સંપ્રદાયની જરૂરિયાતો પૂરી પાડી શકતા હતા. તેમણે નિર્માણ કરેલા ધાર્મિક અને લૌકિક સ્થાપત્યના નમૂનાઓ ડભોઈ, મોઢેરા, આબુ, પાલીતાણા, અમદાવાદ ઇત્યાદિ સ્થળોએ અદ્યાપિ મોજૂદ છે, અને બીજા પ્રકાશમાં આવતા જાય છે. જૈનોએ અન્ય કલાઓમાં સ્થાપત્ય અને શિલ્પને વિશેષ ઉત્તેજન આપ્યું હતું. બૌદ્ધોએ પહાડો કોતરીને પોતાનાં સુંદર ચૈત્યો અને વિહારો બનાવ્યાં હતાં. ગુજરાતના જૈનોએ પહાડો ઉપર સુશોભિત મંદિરો બાંધ્યાં હતાં. શેત્રુંજા ઉપર મંદિરનગર વસાવવાની કલ્પના ગુજરાતના જૈનો અને સ્થપતિઓની મૌલિક હતી.

મુસલમાનો ગુજરાતમાં આવ્યા ત્યારે ગુજરાતનું સ્થાપત્ય એટલું પરિપક્વ અને પ્રબળ હતું કે તેણે મુસ્લીમ સ્થાપત્ય ઉપર પ્રભાવ પાડીને તેને ગુજરાતની પ્રાન્તિક કળાસૃષ્ટિમાં સમાવી દીધું હતું. જૈનો પછી મુસ્લીમ સ્થાપત્યના નમૂનાઓ પણ ગુર્જર સ્થાપત્યની ઉત્કૃષ્ટતા દેખાડે છે. અમદાવાદની જામીમસ્જિદ આખા પૂર્વમાં સુંદર મસ્જિદોમાંની એક છે. મુહફિસખાન અને રાણી સીપ્રીની મસ્જિદો પણ ઘણી સુંદર છે.

મૂર્તિનિર્માણ-શિલ્પકળામાં ગુજરાતે અન્ય પ્રાન્તો સાથે સાથ રાખ્યો હતો, જો કે પ્રચલિત શિલ્પશૈલીમાં કંઈ નવીનતા દેખાડી ન હતી. સ્થાપત્યની અંગભૂત શિલ્પકળાનો વિકાસ ગુજરાતે વિશેષ પ્રમાણમાં કર્યો હતો. મોઢેરા, આબુ, અમદાવાદની જામી મસ્જિદ ઇત્યાદિ તેની સાક્ષી પૂરે છે. મુસલમાન સ્થાપત્યમાં આરપાર સૂક્ષ્મ રીતે કોતરેલી જાળીઓ, જેવી કે, સીદી સય્યીદીની મસ્જિદની જાળી, ગુજરાતે પાષાણશિલ્પની કરેલી પ્રગતિ કહી શકાય. કાષ્ટ-શિલ્પની પ્રથા ગુજરાતની વિશિષ્ટતા હતી. આજે પણ અમદાવાદ અને પાટણ જેવાં શહેરોમાં જૂનાં મકાનોમાં તેના નમૂનાઓ દૃષ્ટિને આકર્ષે છે

અને વિદેશોમાં ઊંચી કિંમતે વેચાય છે.

ચિત્રકલાના જે નમૂનાઓ અત્યારે ઉપલબ્ધ છે તેમનો મોટો ભાગ હસ્તલિખિત ગ્રન્થાશ્રિત છે. અજન્તાનાં ભીત્તિચિત્રોમાં અર્ધમુખાકૃતિઓ ઘણી ઓછી છે, પરંતુ રાજપૂત કલમમાં વિશેષ પ્રમાણમાં દેખાય છે. ગુજરાતનાં ચિત્રોમાં અર્ધમુખાકૃતિઓ હોવા છતાં દબાએલ અર્ધમુખના સૂચન તરીકે તેનાં આંખ અને ભ્રમર ચિત્રકારોએ આલેખ્યાં છે, તેને દાબી દેતાં રજપૂત કલમનો આરંભ થાય છે. ગુજરાતનાં ચિત્રો મુખાકૃતિ આલેખન અને રંગોની યોજના વડે અજન્તાની શૈલી અને રાજપૂત કલમને સાંકળથી જોડે છે. આ ચિત્રોમાં આકાશ, વાદળ, પશુ, પક્ષી, વૃક્ષ, પુષ્પ વગેરેના આલેખન માટે ચિત્રકારોએ પોતાનાં જ રૂપકો કલ્પ્યાં છે. ગૂજરાતનાં આ ચિત્રો વર્ણનાત્મક છે અને તેમનામાં આલેખાયેલ વસ્ત્રો, તેમની ભાતો અને અન્ય સામગ્રી તેમના સમયના ગુજરાતનું દિગ્દર્શન કરાવે છે. ચિત્રોની કારીગીરી ચીવટભરી છે, પરંતુ ભાવાલેખનનો અભાવ છે. આ શૈલીને અપભ્રંશ શૈલી કહેવામાં આવે છે પરંતુ તેને પ્રાકૃત શૈલી કહેવી જોઇએ.

આઇન-ઇ-અકબરી પરથી જણાય છે કે અકબરના સમયમાં ગુજરાતમાં ચિત્રકારો હતા. અકબરે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ચિત્રકારોને બોલાવીને પોતાના દરબારમાં રાખ્યા હતા. તેમાં અમદાવાદથી બોલાવેલા ભીમ, કેશવદાસ, સૂર, શંકર, સૂરજ અને પરમજીવ નામના છ ગુજરાતી ચિત્રકારો પણ હતા. કલાકોવિદ અકબરના દરબારમાં તે જ ચિત્રકારો સન્માન પામી શકતા હતા કે જેઓ બાહોશ હોય. ગુજરાતના ચિત્રકારો એ શ્રેણિના હતા અને તેમણે એટલે ગુજરાતે મુગલ કલમના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો. અકબરના આ ગુજરાતી ચિત્રકારોએ આલેખેલાં ચિત્રો થોડા અપવાદો સિવાય વિદેશયાત્રાએ પહોંચી ગયાં છે.

ગુજરાતમાં મધ્યકાલીન ચિત્રકળા કેવળ પુસ્તકાધીન ન હતી. ભીત્તિચિત્રોની પ્રથા પણ હતી. રાજપૂતશૈલીનાં ભીત્તિચિત્રોના અવશેષો અત્યારે ગુજરાતમાં મળી શકે તેમ છે. શિહોરના દરબારગઢનાં અઢારમી સદીની લડાઇઓનાં દિવાલચિત્રોની પ્રતિકૃતિઓ ભાવનગર રાજ્યે પ્રસિદ્ધ કરી છે. દામનગર પાસે પાડરશીંગા ગામમાં શિવાલયનાં

ચિત્રોને શ્રી. રવિશંકર રાવળે ગુજરાત રિસર્ચ સોસાયટીના ભગવાનલાલ ઇંદ્રજી સ્મારકઅંકમાં પોતાના લેખદ્વારા પ્રકાશમાં મૂક્યાં છે. આજે પણ કાઠિયાવાડમાં ભોઇ લોકો લગ્નપ્રસંગે દિવાલો ઉપર જે ચિત્રો આલેખે છે તે જૂની ભીત્તિચિત્રોની પ્રથાના પડછાયા છે. રંગોળીએ ચિત્રકળાને ગુજરાતમાં ઘરગથ્થુ બનાવી હતી. તેની પ્રથા જીવંત છે અને તેમાં રૂપતું આલેખન અને રંગોનો મેળ ગુજરાતની સ્ત્રીઓને કળાની કુદરતી બક્ષિસ હોવાની સાબિતી આપે છે. વૈષ્ણવ સંપ્રદાયે ચિત્રકળાનાં જે સ્વરૂપો વિકસાવ્યાં છે તેમાં પીછવાઇઓ અને સાંઝી-પાણી ઉપર અને નીચે-મુખ્ય છે. ચિત્રકળાના ક્ષેત્રમાં ગુજરાતે અજંતા કે બાઘનાં ભીત્તિચિત્રોની તુલનામાં કંઈ સંપાદન કર્યું ન હતું, તો પણ ઉત્પાદન ઘણું કર્યું હતું.

ગુજરાતે કળાને કાગળ કે દિવાલ ઉપર રૂંધી રાખી ન હતી, માત્ર ચિત્ર કે શિલ્પ પૂરતી કળાની વ્યાખ્યા સંકુચિત કરી ન હતી, પરંતુ પોતાની સર્જનશક્તિના પ્રવાહને જીવનોપયોગી ઘણી વસ્તુઓમાં પૂરજોરથી વહેવા દીધો હતો. ઉપયોગિતા અને સુંદરતાનો સુમેળ તેનો મુદ્રાલેખ હતો, અને એ રીતે કળાદ્વારા ગરીબની ઝૂંપડીમાં પણ સૌંદર્યને તેણે પહોંચાડયું હતું. જૈન અને મુસલમાન યુગના પાષાણ અને કાષ્ટશિલ્પની વિવિધ ભાતોની માફક વસ્ત્રો, અલંકારો, વાસણો અને ગૃહોપયોગી અન્ય વસ્તુઓમાં ગુજરાતે સુંદર ભાતો નિપજાવી હતી.

કપડાંની કિનારીઓની ભાતો, બૂટાઓ, અને રંગોમાં ગુજરાતનાં સ્વાભાવિક લય, મૃદુતા અને વિવિધતા પ્રકટ થયાં હતાં. કપડાંને સુંદર બનાવવા માટે જરૂરી વણાટ, ગૂંથણ, છાપણી, બાંધણી, અને પટોળામાં રંગીન તારોથી ઉપજતી ભાતોની ક્રિયાઓમાં ગુજરાતના કારીગરોએ કુશળતા મેળવી હતી. તેઓ ગુજરાતની બહાર પણ પ્રખ્યાત થયા હતા અને પોતાની કારીગીરીઓનો પ્રચાર કર્યો હતો. સફાઈદાર અને સુશોભિત કાપડ માટે ગુજરાત સેંકડો વર્ષોથી પ્રસિદ્ધ છે. કુમારગુપ્ત અને બન્ધુ-વર્માના માંડસોરના ઈ. સ. પાંચમી સદીના શિલાલેખ પરથી જણાય છે કે લાટ દેશના રેશમના વણકરોને માંડસોર એટલે તે સમયના દશપુરમાં બોલાવીને રાખવામાં આવ્યા હતા. ત્યાં તેમણે એક સૂર્ય-મંદિર બંધાવ્યું હતું અને પોતાની કારીગીરીઓનો પ્રચાર કર્યો હતો.

પાછળથી એમ કહેવાય છે કે માંડસોરના પતન પછી તેઓ

યાદવોની રાજધાની દેવગિરિ–દૌલતાબાદમાં આવ્યા હતા અને ત્યાંથી વિજયનગરમાં ઉતર્યા હતા. દક્ષિણ હિંદના કારીગરોનું કામ સ્થૂળ અને ખરબચડું થતું હતું. ગુજરાતના કારીગરોની ખ્યાતિ દક્ષિણમાં પ્રસરી હતી, એટલે મદુરાના રાજા તિરુમલ નાયકે તેમને મદુરા બોલાવ્યા હતા. ગુજરાતના આ કારીગરોએ રેશમના વણાટ અને રંગવાની કારીગીરીઓથી મદુરાને આબાદ કર્યું હતું. તેઓ પોતાને સૌરાષ્ટ્રકો કહેવડાવવા માંડયા અને અદ્યાપિ મદુરાના ઉદ્યોગોમાં તેમના વંશજો અગ્રસ્થાને છે. આ પરથી સ્પષ્ટ થશે કે દક્ષિણ હિંદમાં વણાટ અને રંગવાની કારીગીરીનો વિકાસ કરવામાં ગુજરાતે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

સને ૧૯૪૦ ના મે માસની ૨૩ મી તારીખથી પંદર દિવસો માટે માન્ચેસ્ટર સ્કૂલ ઓફ આર્ટસમાં ભરવામાં આવેલ છાપેલા કાપડના પ્રદર્શનનું મેન્ચેસ્ટર ગાર્ડિયનના તા. ૨૩ મે, ૧૯૪૦ ના અંકમાં અવલોકન કરતાં ડી. એસ. એ લખ્યું હતું કે :–

'The main purpose of the exhibition is to show how English designers first imitated the traditional patterns of the imported Indian, Persian and Chinese prints using the same material and brownish dyes and later adapted the elements of those patterns to western needs and new processes.'

ગુજરાતની કાપડની કારીગીરી પ્રાચીન સમયથી વ્યાપાર વ્યવહારને લીધે વિદેશોમાં પ્રસિદ્ધ હોવાથી મેન્ચેસ્ટરના વણાટઉદ્યોગના વિકાસમાં ગુજરાતે કેટલું આપ્યું હશે તેની કલ્પના સહેલાઈથી થઇ શકે છે. ગુજરાતની અન્ય કારીગીરીઓમાં પાટણનાં પટોળાં વિશિષ્ટ વસ્ત્રોત્પત્તિ કહી શકાય. સોનેરી અને રૂપેરી જરી અને પટાના ઉદ્યોગ માટે હજી સૂરત જગમશહૂર છે. અમદાવાદ, સોનું, ચાંદી, પિત્તળ, ત્રાંબું, ઝવેરાત, સુખડ અને લાકડાનું કોતરકામ, હાથીદાંત, છીપ, કપડું, કિનખાબ વગેરે માટે; સૂરત, જરી, સુખડ અને હાથીદાંતની કારીગીરીઓ માટે; ખંભાત અકીક માટે; કપડવંજ ઇનેમલ અને કાચ માટે; સંખેડા લેકરકામ માટે અને

બીજાં કેટલાંક ગામો જુદી જુદી કારીગીરીઓ માટે પ્રસિદ્ધ હતાં. તેમાંની કેટલીક કારીગીરીઓ અદ્યાપિ લથડતી ટકી રહી છે.

સંગીતાદિ લલિતકળાઓના ક્ષેત્રમાં ગુજરાત જરા પણ પાછળ ન હતું. શાસ્ત્રીય સંગીતના પ્રચારને વૈષ્ણવ સંપ્રદાયે વેગ આપ્યો હતો. કીર્તનો અને ભક્તિપ્રધાન ગીતોનો પ્રચાર આ સંપ્રદાયને આભારી છે. ગુજરાતની સ્ત્રીઓની ગાનપ્રિયતા બીજા પ્રાન્તોમાં નહિ હોય. શુભ અને ઉત્સવ પ્રસંગે, નવરાશના સમયે તથા કામ દરમિયાન ગીતોનો પ્રવાહ ચાલુ હોય છે. કચ્છ અને કાઠિયાવાડમાં સ્ત્રીઓ રુદન પણ ગીતોથી કરે છે. ગુજરાત લોકસંગીતની વિપુલ સંપત્તિ ધરાવે છે.

ગાન અને વાદન સાથે નૃત્ય તો હોય જ. ગુજરાતના પ્રચલિત નૃત્યોનું સ્વરૂપ લાસ્ય છે અને લાસ્ય નૃત્યનો પ્રચાર કેમ થયો તેનો ઇતિહસ 'સંગીતરત્નાકર'કારે આપ્યો છે. નૃત્યનું વિશેષ લોકપ્રિય સ્વરૂપ ગરબો છે. સંસ્કૃતગ્રન્થોમાં હલ્લીશક નામક એક ઉપરૂપકનું વર્ણન છે. તેની વ્યાખ્યા બીજા લેખકો કરતાં હેમચન્દ્રાચાર્યે વધારે સ્પષ્ટતાથી આપી છે, અને તેને નૃત્ય તરીકે વર્ણવ્યું છે. હલ્લીશકની વ્યાખ્યા ગરબાને મળતી આવે છે અને તેનું સંયોજન બાઘની ગુફાઓમાં ભીત્તિચિત્રોમાં આલેખાયેલું છે. ગરબો જરૂર બાઘની કળાના સમયથી વધારે પ્રાચીન હશે. રાસ, હીંચ, હમચી ઇત્યાદિ અન્ય સ્વરૂપોની પ્રાપ્તિ વૈષ્ણવસંપ્રદાયથી થઈ છે. ગ્રામ્યજનોમાં પણ દેશી શ્રેણીનાં ઘણાં નર્તનો પ્રચલિત છે.

હેમચન્દ્રાચાર્યનું કાવ્યાનુશાસન, વાગ્ભટ્ટનું અલંકારશાસ્ત્ર, માણિક્યચન્દ્રસૂરિએ કાવ્યપ્રકાશની કાશ્મીર બહાર કરેલી પ્રથમ ટીકા, રામચંદ્રસૂરિ તથા ગુણચંદ્રસૂરિનું નાટ્યદર્પણ, વેણીદત્તભટ્ટે રચેલ અલંકારચન્દ્રોદય અને રસતરંગિણી ઉપર તેમણે કરેલી રસિકરંજની ટીકા ઇત્યાદિ ગ્રન્થો વડે ગુજરાતે હિંદના કાવ્ય અને કલાશાસ્ત્રમાં ઉમેરો કર્યો હતો. ગુજરાતમાં નાટકો રચાતાં હતાં અને ભજવાતાં હતાં. જૈનોએ પણ નાટ્યસાહિત્યમાં વધારો કર્યો હતો. ગુજરાતમાં રંગભૂમિનું અદ્યાપિ અસ્તિત્વ છે. નાયક, ભોજક અને મીરની કોમો કે જેમનો પરંપરાગત વ્યવસાય ગાન, વાદન, નૃત્ય અને નાટક છે, તેમણે ઘણે ભાગે રંગભૂમિને નટો પૂરા પાડ્યા છે. શ્રી અમૃત કેશવ નાયક, સ્વ. મોહનલાલ લાલાજી, શ્રી જયશંકર જેવા સમર્થ નટો ગુજરાતે ઉત્પન્ન કર્યા છે.

ઉત્તરોત્તર રાજ્યવંશોની સ્થપાયલી સત્તા અને ભિન્ન ભિન્ન ધર્મો અને સંપ્રદાયોના સંપર્ક વચ્ચે ગુજરાતે બાંધેલ કલાદેહનો આછો અને સંક્ષિપ્ત પરિચય કરાવ્યા પછી અત્યારે કલા સાહિત્ય સાથે કેટલો સંબંધ ધરાવે છે અને તેની કેવી સ્થિતિ છે, તેનો વિચાર કરવો ઘટે.

## કળાની વર્તમાન સ્થિતિ

સાહિત્ય અને કળા નિકટ આવતાં જાય છે. કળાનાં સૂત્રો અને સિદ્ધાંતો એટલી દીર્ઘદૃષ્ટિ અને બુદ્ધિમત્તાથી રચાયાં છે કે તેમનામાં સુધારાવધારાને ભાગ્યેજ અવકાશ હોઈ શકે. કળા સાહિત્ય પાસેથી પોતાના સિદ્ધાન્તોના ગ્રન્થોના સરળ ભાષામાં ભાષાન્તરો તથા કળા પ્રચારાર્થ પુસ્તકો, સામયિકો અને લેખોના પ્રકાશનની અપેક્ષા રાખે છે, કે જેમના વડે કલાકારોને અને કલાપ્રિય સમાજને કળાના સિદ્ધાંતોનો અભ્યાસ સુગમ થઈ શકે. સંગીત અને નૃત્ય હજુ ઘણે ભાગે પોતાની જૂની સાહિત્ય પૂંજી ઉપર જ જીવે છે. કલા સાહિત્ય પાસેથી એવી કૃતિઓ માગે છે કે, જેમાંથી ચિત્રકાર ચિત્ર, શિલ્પી શિલ્પ, ગાયક ગીત, નાટ્યકાર નાટક અને નર્તક નૃત્ય સરજી શકે અને સાહિત્યને દીર્ઘજીવી બનાવી શકે. સાહિત્યે કલાને સામગ્રી આપવી જોઇએ અને કલાએ સાહિત્યને મૂર્તસ્વરૂપ આપવું જોઇએ. હસ્તધૂનનના સંબંધ કરતાં સાહિત્ય અને કલા વિશેષ સંપર્કમાં આવે એ જરૂરી છે.

બ્રિટિશ રાજ્યના આરંભ સુધી ગુજરાતે પોતાનું કલાજીવન ટકાવી રાખ્યું હતું. કલાનો ઉત્કર્ષ ત્યારે જ થાય કે જ્યારે તેને ઉત્પાદક અને ગ્રાહકનો સુયોગ હોય. ગુજરાત ઉત્સાહી કલાગ્રાહક હતું, અને તેને સ્થાપત્ય, શિલ્પ અને વ્યવહાર્ય કલાઓ પૂરી પાડનાર કલાકારો અને કારીગરોનો પણ સાથ હતો. પ્રાન્તની ધાર્મિક, સામાજિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં કલા મુખ્ય ભાગ ભજવતી હતી કારણ કે, સમાજની કલાપીપાસા તીવ્ર હતી. અંગ્રેજી રાજ્યના આક્રમણ પછી વસ્તુસ્થિતિમાં પરિવર્તન થયું. અંગ્રેજી શિક્ષણપદ્ધતિમાં કલાના સામાન્ય જ્ઞાનને સ્થાન ન હોવાથી લોકોની કલાભાવના કરમાવા માંડી. સુધારાના યુગમાં અંગ્રેજી ભાષા સાથે વિદેશી કલા અને તેનાં સ્વરૂપોની દેશમાં અને ગુજરાતમાં પણ નિરંકુશ આયાત થવા માંડી. યંત્રના આક્રમણથી વેસ્તકલાઓ અને ગ્રામ્યઉદ્યોગોને મોટો ધક્કો પહોંચ્યો. લોકોની કલાની

જરૂરિયાતો ઘટી નહિ પરંતુ તેમને પૂરી પાડવામાં વિવેકબુદ્ધિ અને સ્વદેશી કલાઓ પ્રતિ પ્રેમ ઓછાં થયાં.

મંદિરોમાંથી સમાજની શ્રદ્ધા ડગવા માંડી, એટલે કલાકેન્દ્રો તૂટવા માંડયાં અને કલાએ પોતાનું મુખ્ય આશ્રયસ્થાન ગુમાવ્યું. લોકોએ દેવધર્મને બદલે કલાધર્મનો સ્વીકાર ન કર્યો. રાજ્યમંદિરોએ પણ કલાનો સંગ્રહ ન કર્યો. પરિણામે કલા જીવનની અનિવાર્ય જરૂરિયાતને બદલે વિલાસના સાધન તરીકે ઓળખાવા માંડી. જીવન અને કલા વિભક્ત થયાં. ભારતવાસીઓનું કલામય જીવન કૃત્રિમ અને શુષ્ક બન્યું. સરકારે ગણીગાંઠી કલાશાળાઓ સ્થાપીને શિક્ષિત તથા અશિક્ષિત એવા કલાકારોના બે વર્ગો ઉત્પન્ન કર્યા, પરંતુ લોકોની શ્રદ્ધા કલામાંથી ડગી ગયેલ હોવાથી શિક્ષિત કલાકારો માટે અત્યારે પણ સમાજમાં નિશ્ચિત સ્થાન નથી. અગાઉ ગ્રાહકો કલાકારોને શોધતા હતા, આજે કલાકારો ગ્રાહકોને શોધે છે.

અશિક્ષિત કલાકારો કે જેમના પૂર્વજોએ હિંદની ઉત્કૃષ્ટ કલાસૃષ્ટિ સરજી હતી તેઓ અસહાય અને અસાધન બની ગયા છે. તેમના માટે જો કયાંય પણ સ્થાન રહ્યું હોય તો કારખાનાંઓમાં મજૂરો તરીકે અથવા પદવીધારી સ્થપતિઓ અને એન્જીનિયરોના હાથ નીચે રોજીઆઓ તરીકે. કલાની આવી ભયાનક દશામાંથી ગુજરાત પણ મુકત રહ્યું નથી. આજે ગુજરાત છે, ગુજરાતીઓ છે, પરંતુ તેમનાં સ્થાપત્ય, શિલ્પ કે કારીગરીઓ પરથી ગુજરાતની છાપ ભૂસાતી જાય છે.

દેવમંદિરો બંધાતાં ઓછાં થયાં, તોપણ મંદિર શબ્દ માટે લોકોનો મોહ છૂટયો નથી. આજકાલ સામાજિક કે શિક્ષણસંસ્થાઓનાં મકાનોને મંદિરો તરીકે ઓળખાવવામાં આવે છે. આ નવીન મંદિરોનું સ્વરૂપ ઘડવામાં ભારતીય સ્થાપત્ય, શિલ્પ અને ચિત્રકલાને સ્થાન મળતું નથી. શિલ્પહીન વિદેશી નવીન સ્થાપત્યના પ્રચારથી અને સાદી વસ્તુ-ઓના વધતા જતા ઉપયોગથી ભારતીય સ્થાપત્ય, શિલ્પ અને નકશી-કામનો અસ્ત થવા માંડયો છે. મંદિરો બંધાવવાના પ્રસંગો આવે—અને એ પ્રસંગો પણ ઓછા આવે છે—ત્યારે તેમના નિયમો જાણનાર કલાકારો અને કારીગરોને કામ મળી શકે છે. પરંતુ એથી તેઓની કલાને પોષણ મળી શકતું નથી. સંગીત, નૃત્ય અને નાટય—આ

કલાઓ પણ મંદિરમાંથી બહાર આવ્યા પછી અનિશ્ચિત લોકાશ્રય ઉપર ટકી રહેવાનો પ્રયત્ન કરી રહી છે.

અંગ્રેજી યુગમાં જો ઉત્તેજન મળ્યું હોય તો ખાસ કરીને ચિત્રકલાને. દેશમાં સ્થાપવામાં આવેલી કલાશાળાઓમાં એક શાળા મુંબઇમાં ગુજરાતે એટલે પારસી સદ્‌ગૃહસ્થ સર જમશેદજી જીજીભાઇએ સ્થાપી હતી. ગુજરાતમાં ચિત્રકલાના નવયુગનો આરંભ અને પ્રતિવર્ષે કલાકારોની થતી વૃદ્ધિ મોટે ભાગે આ સંસ્થાને આભારી છે. અજંતાનાં ભીત્તિચિત્રોની પ્રતિકૃતિઓ પ્રથમ મુંબઇની સ્કૂલ ઓફ આર્ટના વિદ્યાર્થીઓએ કરી હતી. સરકારી કલાશાળાઓમાં શરૂઆતમાં ચિત્ર અને શિલ્પકલાનું શિક્ષણ યુરોપની શૈલીથી આપવામાં આવતું હતું, અને તેને લીધે દેશભરમાં વિદેશી શૈલીનો જ પ્રચાર થયો હતો. સમય જતાં બંગાળે ભારતીય કલાની પરંપરાઓને સજીવ કરવાના હેતુથી પ્રચલિત બંગાળ કલમની સ્થાપના કરી અને પછીથી મુંબઇની સ્કૂલ ઓફ આર્ટે પણ કેપ્ટન ગ્લેડસ્ટન સોલોમનના સમયમાં સદ્‌ગત શ્રી. કનૈયાલાલ વકીલના સહકારથી અજંતાથી આરંભીને ઉપલબ્ધ થતી શુદ્ધ ભારતીય સામગ્રીના આધારે સ્વતંત્ર મુંબઇ કલમનો વિકાસ કર્યો.

અત્યારના ડિરેકટર મી. સી. આર. જીરાર્ડે મુંબઇ કલમની પ્રગતિને ઉત્તેજન આપવા ઉપરાંત ભારતીય કલાને તેની પરંપરાના માર્ગ ઉપર કાયમ રાખીને નવીન દિશામાં વિકાસ કરવાનો પ્રયાસો કર્યા છે. સ્કૂલ ઑફ આર્ટમાં દાખલ કરવામાં આવેલ નવીન વિષયોમાં કમર્શીઅલ આર્ટ—વ્યાપારોપયોગી કલા વડે ઉદ્યોગ અને વ્યાપારપ્રધાન ગુજરાતને ઉદ્યોગ વ્યાપારમાં કલાનું તત્ત્વ દાખલ કરવાની અનુકૂળતા થઈ છે. કમર્શીઅલ આર્ટનો અભ્યાસ કરીને ઉત્તીર્ણ થયેલ કલાકારોને ગુજરાતે સ્થાન આપવું જોઈશે.

ગુજરાતના જૂના કળાકારોમાં અમદાવાદવાળા શ્રી. મગનલાલ લીલાધર શર્માનું સ્મરણ મારે આ સ્થળે કરવું પડે છે. તેઓ સ્વયંશિક્ષિત ચિત્રકાર હતા. કલાની તેમને કુદરતી બક્ષિસ હોવાથી તેઓ ચિત્રાલેખન કરતા હતા. બંગભંગ વખતે હિંદને દેવીનું સ્વરૂપ આપીને હિંદદેવીનું સુપ્રસિદ્ધ ચિત્ર સૌથી પહેલાં તેમણે સર્જ્યું હતું, કલાના પૂજારી મગનલાલ શર્મા પોતે સર્જેલ ચિત્રોને પોતાની સંપત્તિ અને સંતતિ માનતા હતા, અને ગુજરાતના લાભાર્થે એ સંપત્તિનો ઉપયોગ થાય તેવી તેમની અભિલાષા

હતી. તેઓ સંસાર છોડી ગયા છે, પરંતુ ગુજરાતે તેમની ચિત્રસંપત્તિને હજી અપનાવી નથી. શ્રી. ત્રીભુવન જી. પટેલનું નામ સૌ કોઈને સુવિદિત હશે. તેઓ પણ સ્વયંશિક્ષિત ચિત્રકાર હતા. સાહિત્યને સચિત્ર બનાવીને અને કાર્ડો, લેબલો અને ધોતિયાની કિનારોની ભાતો ઉપજાવીને વ્યાપારઉદ્યોગમાં કલાનું સ્થાન અને હિંદી કળાકારની શક્તિ તરફ ગુજરાતનું ધ્યાન તેમણે આકર્ષ્યું હતું. શ્રી ફુલચંદ ઝવેરચંદ શાહ ચિત્રકાર હોવા ઉપરાંત કવિ અને નાટ્યકાર તરીકે અત્યારે પણ સુપ્રસિદ્ધ છે.

ગુજરાતમાં ચિત્રકલાના આધુનિક યુગનો આરંભ શ્રી. રવિશંકર રાવળથી થાય છે. પ્રથમથી જ તેમણે અમદાવાદને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે અને અવિશ્રાન્ત પ્રયાસોથી ગુજરાતના સમાજનો કલા પ્રતિ પ્રેમ વાળવામાં અને વધારવામાં અને ખાસ કરીને ભારતીય કલાનો પ્રચાર કરવામાં તેમણે સફળતા મેળવી છે. બોમ્બે આર્ટ સોસાયટીનો સુવર્ણપદક મેળવનાર તેઓ પહેલા ગુજરાતી કલાકાર છે. વિદ્યાર્થીઓને કલાશિક્ષણ આપીને તેમજ પોતાના 'કુમાર' માસિકદ્વારા કળાપ્રચાર ચાલુ રાખીને શ્રી. રાવળે ગુજરાતની કિંમતી સેવા બજાવી છે.

અકબરના સમયમાં દિલ્હીમાં મુગલ દરબારમાં ગુજરાતના ચિત્રકારો હતા. અંગ્રેજી યુગમાં દિલ્હીમાં ઇમ્પીરીઅલ સેક્રેટરીએટના કમિટી રૂમ નંબર એ માં શ્રી જગન્નાથ અહિવાસીના ચિત્રો છે. વિદ્યાર્થી અવસ્થામાં શ્રી. અહિવાસીએ સ્કૂલ ઓફ આર્ટની ધી ડોલી કરસેટજી હરિફાઇનું રૂપિયા છસોનું પ્રથમ ઇનામ મેળવ્યું હતું. તેઓ ભારતીય કલાના ઊંડા અભ્યાસી છે. સ્કૂલ ઓફ આર્ટના ભારતીય કલાના વિભાગના તેઓ અધ્યાપક છે એટલે ભારતીય કલાના પ્રચારમાં અને ખાસ કરીને મુંબઇ કલમના વિકાસમાં તેઓ મુખ્ય હાથ ધરાવે છે.

શ્રી. રસિકલાલ પરીખ બૉમ્બે આર્ટ સોસાયટીનો સુવર્ણપદક મેળવનાર બીજા ગુજરાતી કલાકાર છે. શ્રી. સોમાલાલ શાહ ગુજરાતના અગ્રગણ્ય કલાકાર છે. થોડા સમય ઉપર જ તેમણે ભાવનગરના નામદાર મહારાજા સાહેબ માટે પક્ષીઓનાં ચિત્રોની એક સુંદર ચિત્રમાળા સરજી હતી.

શ્રી. યજ્ઞેશ્વર શુકલે બોમ્બે આર્ટ સોસાયટીના આશ્રય નીચે પૂનામાં પ્રતિવર્ષ ભરાતા પ્રદર્શનમાં ભારતીય કલા માટે સુવર્ણપદક મેળવ્યો

છે. ઇટલીની સરકાર તરફથી મળેલ શિષ્યવૃત્તિ લઈને કલા અને ખાસ કરીને ઇચિંગ, વૂડકટ અને ડેકોરેશન જેવી કલાશાખાઓનો અભ્યાસ કરવા માટે રોમ જનાર શ્રી. શુકલ પહેલા ગુજરાતી કલાકાર છે. કલાવિવેચકો અને વર્તમાનપત્રોએ રોમમાં તેમણે પ્રદર્શિત કરેલા ચિત્રોની સારી પ્રશંસા કરી હતી. તેઓ અત્યારે મુંબઈની સ્કૂલ ઓફ આર્ટમાં બીજા ગુજરાતી અધ્યાપક છે.

શ્રી. કનુ દેશાઇએ પોતાના અવિશ્રાન્ત કલાપ્રવાહથી ખૂબ કીર્તિ મેળવી છે. વખતોવખત પ્રસિદ્ધ થતા તેમના કલાકલાપોદ્વારા તેમણે મૂળ ચિત્રો ન ટાંગી શકે તેવાં ઘરોમાં પણ પ્રતિકૃતિઓદ્વારા કલાનો પ્રવેશ કરાવ્યો છે.

શ્રી ભાનુ સ્માર્તનું નામ એક અગ્રગણ્ય કલાકાર તરીકે સૌને સુવિદિત છે. તેમનાં ચિત્રોપ્રદર્શનોમાં વારંવાર ઇનામો મેળવે છે. શ્રી કુમાર મંગળસિંહજી, શ્રી ચાવડા, શ્રીમતી કુમી ડાલાસ, શ્રીમતી નિર્મળા દેસાઈ, શ્રી મુરાર સંપત, શ્રી વિનાયક પંડયા, શ્રી ગોપીનાથજી, શ્રી ગોકુળદાસ કાપડીઆ, શ્રી છગનલાલ જાદવ, શ્રી મજીદ, શ્રી ત્રિગુણાતીત પંચોળી, શ્રી ધીરજલાલ શાહ, શ્રી મીઠાણી ઇત્યાદિ પ્રસિદ્ધ કલાકારો ગુજરાતમાં છે. વિસ્તારભયથી સૌનાં નામો હું આપી શકતો નથી. આમાંના કેટલાકનાં ચિત્રો પ્રદર્શનોમાં ઘણીવાર પ્રશંસાપાત્ર બને છે.

ગુજરાતના ઘણાખરા ચિત્રકારો એકદેશી નથી. ભારતીય પદ્ધતિ ઉપરાંત યુરોપીય પદ્ધતિ-જૂની અને નવી–અનુસાર તેઓ દક્ષતાથી ચિત્રો આલેખે છે, તોપણ તેમણે ભારતીય કલાનો વિશેષ રીતે વિકાસ કર્યો છે. ગુજરાતના જીવનને તેમણે પોતાનાં ચિત્રોમાં ઉતાર્યું છે. તેમનાં ચિત્રો કોઈ પણ પ્રદર્શનમાં મૂકાયાં હોય તો ગુજરાતનાં ચિત્રો તરીકે તરી આવે છે.

કેટલાક ગુજરાતી ચિત્રકારોનાં ચિત્રો મુંબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમે ખરીદ્યાં છે અને વિદેશોમાં પ્રદર્શનોમાં પણ પ્રશંસાપાત્ર થયાં છે. સને ૧૯૩૪ના ડિસેંબર માસમાં લંડનના બર્લિંગ્ટન હાઉસમાં ભરવામાં આવેલ મોડર્ન ઇન્ડિયન આર્ટના પ્રદર્શનમાં વીશેક ગુજરાતી કલાકારોનાં ચિત્રો મૂકવામાં આવ્યાં હતાં.

લીવરપુલ પોસ્ટ અને મર્ક્યુરીએ તારીખ ૨૧મી ડીસેંબર ૧૯૩૪ના અંકમાં એ પ્રદર્શનનું અવલોકન કરતાં લખ્યું હતું કેઃ–

"Shading as we know is generally abhorred by the East and accent laid upon design and colour. But as the West so often creates by shading in painting, the East makes the value of shapes felt by the perfectly handled line. Nowhere is this better felt than in such a drawing as Mr. Ahivasi's 'The worship of Buddha' where the roundness is felt and appreciated to the full without a single shadow and no colour.'

અને લંડનના સન્ડે ટાઇમ્સમાં પ્રસિદ્ધ કળાવિવેચક મી. ફ્રેન્ક રટરે લખ્યું હતું. કે :—

'... ... ... ... ...and it is comforting to note that even in the Bombay section, there are a few artists like Y. K. Shukla (77) and J. M. Ahivasi (35) who advantageously remain loyal to the fine traditions of the East.'

"... .... .... .... ... a large mural panel on the subject of 'Dan–lila' by Y. K. Shukla was widely noticed in the reviews, I think, than any other picture. It was gayer in colour and mood. It showed mastery of drawing and design".
Oswald Couldrey, M. A., (Oxon).

ગુજરાતે કેટલાક કુશળ કલાકારોના યોગથી ચિત્રકલાના ક્ષેત્રમાં સ્તુત્ય પ્રગતિ કરી છે, પરંતુ બધા ચિત્રકારોને ન્યાય આપ્યો નથી. ગુજરાતે કલાની પ્રશંસા ચિત્રકારોનાં નામોથી જ ન કરતાં તેમની કલાની યોગ્યતા મુજબ તેમને યથાયોગ્ય ન્યાય આપવા પૂરતી કળા-દૃષ્ટિ કેળવવી જોઇએ, અને પોતાના સંપન્ન કળાકારોને પ્રથમ ઉત્તેજન આપવાનો આગ્રહ રાખવો જોઇએ.

શિલ્પકલામાં ગુજરાત ઘણું પાછળ છે. પ્રસિદ્ધ શિલ્પિની કુ•

માદ્રીબેન દેશાઈએ તરુણ અવસ્થામાં સંસારનો ત્યાગ કર્યો. શિલ્પના વ્યવસાયમાં શ્રી યુસુફ મરચંટ, શ્રી કાન્તિલાલ કાપડીઆ, કુ. શેરુ સિધવા, કુ. વીરજી, શ્રીમતી સાંકળીઆ—આ કળાકારોનાં નામો ઉપર જ ગુજરાત આંગળી મૂકી શકે છે. શ્રી યુસુફ મરચન્ટ ચિત્રકાર પણ છે. તેમણે તથા શ્રી કાંતિલાલ કાપડીઆએ ગુજરાત પ્રતિ પ્રેમથી પ્રેરાઈને કવિશ્રી નર્મદાશંકરનું સુંદર બાવલું બનાવ્યું હતું, કે જે સૂરતમાં મૂકવામાં આવ્યું છે. તેના વડે તેમણે ગુજરાતની નોંધ લેવા યોગ્ય સેવા કરી છે.

હિન્દુસ્થાનમાં સ્વદેશી ચિત્રકલાનો પુનરુદ્ધાર થયો પરંતુ શિલ્પકલા જ્યાં અટકી હતી ત્યાં જ છે. પરંપરાગત શિલ્પના વ્યવસાયીઓ રોજીના અભાવે બેકાર બનતા જાય છે, કેમકે ગુજરાત શિલ્પશૂન્ય વિદેશી સ્થાપત્ય ઉપર મુગ્ધ બનતું જાય છે. વડોદરા રાજ્યના આર્કીઓલોજીકલ ખાતાના તા. ૩૧ જૂલાઇ, ૧૯૩૮ ના દિવસે પૂરા થતા વાર્ષિક રિપોર્ટ પરથી સમજાય છે કે કાષ્ઠશિલ્પની કારીગીરીનો એક ઝરૂખો દૂર દેશમાં રુપિયા ૧૪૦૦ની કિંમતે વેચાયો હતો. અર્થાત ગુજરાત પાષાણ અને કાષ્ટ-શિલ્પની કલા કે જે તેનું સૌંદર્યકેન્દ્ર હતું, તેને નકામી ગણે છે અને તેના નમૂનાઓ વિદેશમાં વેચાવા દે છે. જો લોકો શિલ્પકલાનું સૌંદર્ય અને સ્થાપત્યમાં તેનું સ્થાન પીછાનીને તેને ફરી માગવા માંડશે તો અશિક્ષિત તથા શિક્ષિત શિલ્પીઓ નષ્ટ થતી કલાને જરૂર બચાવી લેશે.

યંત્રનું પ્રાબલ્ય, વિદેશી વસ્તુઓની નિરકુંશ આયાત અને લોકોના સ્વદેશી કારીગીરીઓ તરફ ઘટી ગયેલ આગ્રહના પરિણામે ગુજરાતની જે કારીગીરીઓ બચવા પામી છે તે ઉત્તેજન માગે છે. સ્વદેશીના જમાનામાં ગ્રામ્ય ઉદ્યોગોના પુનરુદ્ધાર માટે પ્રયાસો કરવામાં આવે છે, પરંતુ દેશનેતાઓનું દૃષ્ટિબિંદુ જ્યાં સુધી કેવળ આર્થિક અને ઔદ્યોગિક રહેશે અને સ્વદેશીવ્રતમાં કલા અને કારીગીરીઓનો સમાવેશ નહિ થાય ત્યાં સુધી કલામય કારીગીરીઓનું ભાવિ ઉજ્જવલ થવાનો સંભવ દેખાતો નથી.

શાસ્ત્રીય સંગીતકલાના પ્રચાર તરફ ગુજરાતે દુર્લક્ષ રાખેલ છે, તે સમયે ધરમપુરના નામદાર મહારાજા સાહેબે સંગીતને રાષ્ટ્રીય તો શું પરંતુ આંતરરાષ્ટ્રીય બનાવવાના ઉચ્ચ આશયથી 'સંગીત ભાવ'ના

ભાગો રચીને પ્રસિદ્ધ કરવાના જે મહાન પ્રયાસો આદર્યા છે તે માટે ગુજરાતે અભિમાન ધરવું જોઈએ. પ્રખર સંગીતશાસ્ત્રી અને સંગીતકાર પંડિત શ્રી ઓંકારનાથજી ઠાકુર ગુજરાતની વિભૂતિ છે. અન્ય પ્રસિદ્ધ સંગીતકારોમાં સંગીત ભાસ્કર શ્રી માસ્તર વસંત, સ્વામી શ્રી વલ્લભદાસજી મહારાજ, પંડિતશ્રી જગન્નાથજી કે શ્રી શિવકુમાર શુક્લથી ગુજરાતની નામાવલિ આગળ ચાલી નથી.

કળાભૂમિ ગુજરાતમાં શાસ્ત્રીય સંગીતની ઉપેક્ષા અક્ષમ્ય ગણાય. ભરૂચ જીલ્લાના જંબુસરની સંગીતપ્રિયતાની સ્પર્ધા અન્ય શહેરોએ કરવી જોઈએ. વિશેષ શોકની વાત તો એ છે કે ગુજરાતે પોતાની લોકસંગીતની વિપુલ સંપત્તિને ખીલવીને જીવનોપયોગી ન બનાવતાં સંગીતનાં સ્વરૂપોની બંગાલથી આયાત કરવા માંડી છે. અલબત્ત, સંસ્કારિતાને સરહદ ન હોઇ શકે, પરંતુ એ સિદ્ધાંતનો સ્વીકાર ઘરની સંપત્તિના ભોગે કરવો એ કેવા પ્રકારનો ન્યાય ?

નર્તનકળા તરફ થોડા વર્ષોથી ગુજરાતની મનોવૃત્તિ વળવા માંડી છે અને થોડા તરુણો તથા બ્હેનોએ એ કળાની સાધના કરવા માંડી છે. તેમાંનાં કેટલાંકનાં નામો સૌને સુવિદિત છે, પરંતુ નર્તનોત્સાહી ગુજરાતીઓ અમુક શૈલી તરફ પક્ષપાત અને અમુક તરફ દુર્લક્ષ રાખે એ કલાપ્રિયતાની નિશાની નથી. ઉત્તર હિંદની કથક શૈલી પણ શાસ્ત્રીય છે અને અભિનય માટે પુષ્કળ અવકાશ ધરાવે છે, છતાંયે ગુજરાતમાં તેનો ઓછો પ્રચાર છે. પ્રચલિત બધી શૈલીઓ ઉપર સમદૃષ્ટિ રાખીને તેમનો પ્રચાર કરવામાં નર્તનપ્રિયતા સમાયલી છે એ ગુજરાતે સમજવું જોઇએ.

ગુજરાતની પ્રસિદ્ધ નર્તનસંપત્તિ ગરબો સારી રીતે લોકપ્રિય છે. શહેરમાં આવતાં ગરબાએ પોતાના અસલી સ્વરૂપમાં ફેરફાર કર્યો છે. તેમાં થતા સુધારાઓમાં પણ ગુજરાતની મૌલિકતા ઓછી દેખાય છે. લોકનર્તનો પણ સારા પ્રમાણમાં છે. પરંતુ અંધાનુકરણીય કલાના પ્રચારમાં લોકસંગીત માફક એ નર્તનો પણ કોઇ ઉદ્ધારકની રાહ જોઇ રહ્યાં છે.

નટરાજ વશીના નામનો પરિચય કોઇને કરાવવો પડે તેમ નથી. હિંદમાં પ્રસિદ્ધ નર્તન સ્થળોમાં જઇને તેમની પદ્ધતિઓનો તેમજ જાવા, બાલી અને સિલોનનો પ્રવાસ કરીને ત્યાંની પદ્ધતિઓનો અભ્યાસ કરનાર, કલાપ્રેમ ખાતર વિદ્યાભ્યાસનો ભોગ આપનાર અને તરુણાવસ્થામાં

નૈપુણ્ય મેળવીને વર્તમાન સમયના અગ્રગણ્ય નર્તકોની પંક્તિમાં સ્થાન મેળવી ગુજરાતને શોભાવનાર નટરાજ વશીને અપનાવવાનું ગુજરાતે બાકી રાખ્યું છે.

રંગભૂમિ સિનેમાના વાવાઝોડામાં ટકી રહી છે એ તેનાં ઊંડાં મૂળો અને ગુજરાતના સમાજની નાટ્યપ્રિયતાને આભારી છે. ૨૫૪ રાત્રિઓ સુધી ભજવાયા છતાં લોકો જેની માગણી કરે તેવા 'વડિલોના વાંકે' નામનું નાટક રચીને શ્રી પ્રભુલાલ દ્વિવેદીએ ગુજરાતની રંગભૂમિનું આયુષ્ય વધાર્યું છે. રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે પોતાની કવિતાઓ વડે રંગભૂમિની લોકપ્રિયતા ટકાવી રાખવામાં સારો ફાળો આપ્યો છે.

ચિત્રકારોના સતત અને સહૃદય પ્રયાસોના પરિણામે ચિત્રકલાની અસંતોષકારક પણ અવિચ્છિન્ન રીતે ચાલુ રહેલી પ્રગતિ; સ્થાપત્ય, શિલ્પકલા અને કલામય કારીગીરીઓના ક્ષેત્રમાં વિદેશી પદ્ધતિઓનું અનુકરણ; સંગીતની ઉપેક્ષા; નર્તનકલામાં પક્ષપાત; કલામય કારીગીરીઓની અવનત દશા; સંગીત, નર્તનાદિ ગ્રામ્યકલાઓની અવગણના—આ કારણોથી ઉત્પન્ન થયેલ અપ્રમતોલ અને અનિયમિત કળા–પરિસ્થિતિમાં ગુજરાતનો એક વખતનો સુંદર અને સંપૂર્ણ કલાદેહ ખંડિત અને શિથિલ થયો છે.

### કલાના પુનરુદ્ધારના માર્ગો

ગુજરાતની પ્રાન્તીય એકતા અને પ્રતિષ્ઠા તેની કળામાં હતી. ઉદ્યોગ અને આબાદી કલા અને કારીગીરીઓને આભારી હતાં. ગુજરાતે હવે પોતાનો કળાદેહ સંપૂર્ણ સજીવ અને સર્વાંગે સુંદર બનાવીને પોતાનું પ્રાન્તીય વ્યક્તિત્વ પુનઃ સ્થાપિત કરવા માટે આગ્રહ રાખવો જોઈએ. પ્રાન્તમાં કલાભાવના જાગ્રત કરવા માટે કેવા પ્રયત્નો કરવા જોઈએ તે વિષે હું મારા વિચારો રજૂ કરું છું.

શિક્ષણપદ્ધતિમાં આરંભથી અંત સુધી કળાના અને ખાસ કરીને ભારતીય કળાઓના સામાન્ય જ્ઞાનનો સમાવેશ થાય અને યુનિવર્સિટીઓમાં પણ કલાને સ્થાન મળે તેની હિલચાલનો આરંભ થવો જોઈએ.

સરકારી આર્કીઓલોજીકલ ખાતું તથા કેટલાંક સંસ્થાનોએ સ્થાપેલ તેવાં ખાતાં દેશની કલાસંપત્તિના અવશેષો પ્રકાશમાં લાવતાં જાય છે. આમાંથી જે સંપત્તિ ગુજરાતની હોય અથવા ગુજરાતને ઉપયોગી થાય તેવી હોય તેને ગુજરાતમાં જ રાખવી જોઈએ.

સ્વર્ગસ્થ શ્રી પુરષોત્તમ વિશ્રામ માવજીએ કળા અને કલાકારોને તન, મન અને ધનથી ખૂબ પ્રોત્સાહન આપ્યું હતું. તેમનો કળાસંગ્રહ તેમજ અન્ય કલાસંગ્રાહકોના સંગ્રહોને ગુજરાતે અપનાવવા માટે તત્પર થવું જોઇએ. એ ઉપરાંત હસ્તલિખિત પુસ્તકો, ચિત્રો, શિલ્પો, કલામય કારીગીરીઓના નમૂનાઓ વગેરેને વિદેશોમાં વિના પાંખે ઉડી જતાં અટકાવવા જોઇએ.

કલાસંગ્રાહકોની તથા બીજી જે કંઇ સંપત્તિ ગુજરાતમાં જ રહી હોય અને ભવિષ્યમાં પ્રકાશમાં આવે તેને જાળવી રાખવા માટે ગુજરાતમાં એક મધ્યવર્તી સંગ્રહાલય અને ચિત્રાલયની સ્થાપના અગત્યની છે. તે સાથે તાલુકા ગામોમાં પણ સરકાર મ્યુનિસિપાલિટી અને સમાજઆશ્રિત નાનાં સંગ્રહાલયો, અને શહેરો તથા તાલુકા ગામોમાં મ્યુનિસિપાલિટીનાં નાટયગૃહો સ્થાપવાં જોઇએ.

કલાની વ્યાખ્યામાં લોકકલાનો પણ સમાવેશ થવો જોઇએ. સંગીત નર્તનાદિ લોકકળાઓની વિપુલ સામગ્રીને જીવનોપયોગી બનાવવા માટે તેમને પણ કલાસંસ્થાઓમાં અને સંસદોમાં સ્થાન આપવું જોઇએ.

કળાકારોમાં શિક્ષિત અને અશિક્ષિત, શોખી અને વ્યવસાયી એવા ભેદો અને એ ભેદોમાં પણ પક્ષો હોય તો દૂર કરીને સમગ્ર ગુજરાતની એક કલાસંસદ્‌ની સ્થાપના થવી જોઇએ, અને એ સંસ્થાદ્વારા શહેરોમાં અને ગામોમાં પ્રદર્શનો અને કલા ઉપર વ્યાખ્યાનો ગોઠવાય તેમજ કલાકારોનાં ચુનંદાં ચિત્રોની પ્રતિકૃતિઓનો સમાજમાં પ્રચાર થાય તેવી યોજના કરવી જોઇએ.

ફિલ્મ ઉદ્યોગમાં પણ ગુજરાત આગળ પડતું છે, અને ગુજરાતનાં જીવનને આલેખવાના પ્રયત્નો કરે છે. ફિલ્મો કળા ઉપર વિશેષ લક્ષ રાખે અને ગુજરાતને પ્રેરણા મળે તેવી કલામય ફિલ્મો ઉતારીને ગુજરાતમાં દેખાડે તેમજ રેડીઓ પણ ગુજરાતના લોકગીતો અને ગુજરાતમાં કલાપ્રચારને ઉપયોગી વાર્તાલાપો ઉપર કાર્યક્રમોમાં ભાર મૂકે તેવા પ્રયાસો થવા જોઇએ.

ગુજરાતનાં સંસ્થાનોમાં જે કારીગીરીઓ પ્રસિદ્ધ હતી તેનો પુનરુદ્ધાર કરાવવા માટે તેમજ જે સંસ્થાનો કારીગીરીઓ કેળવવા માટે હુન્નરશાળાઓ સ્થાપી શકે તે સ્થપાવવા માટે એક યોજના ઘડાવવાની જરૂર છે.

કલાના અવશેષો અને અસ્થિપિંજરો સંગ્રહાલયોમાં પડ્યાં રહે એથી કળાનો ઉદ્ધાર થવો સંભવિત નથી. ગુજરાતના રાજાઓ અને ધનિક ગૃહસ્થોએ પોતાનાં મહાલયોમાં ભારતીય સ્થાપત્ય, શિલ્પ અને ભીત્તિચિત્રોની પ્રથાઓને તથા વપરાશમાં આવતી કળામય કારીગીરીઓને ઉત્તેજન આપવું જોઇએ.

શિક્ષિત કળાકારોએ ભારતીય કળાઓની પરંપરાએ ગુજરાતની વિશિષ્ટતાઓ સાથે ખીલવવા ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ. કલાકારોની કેવળ વૃદ્ધિથી કલાનો પ્રચાર થશે નહિ, કેમકે તેમને ગ્રાહકો પણ મળવા જોઈએ. ગુજરાત ઉદ્યોગ અને વ્યાપારપ્રધાન પ્રાન્ત છે, અને કલાકારોને સ્થાન આપી શકે તેમ છે. ઉદ્યોગપતિઓ અને વ્યાપારીઓએ મીલોમાં, કારખાનાઓમાં અને ફિલ્મ મંડળીઓમાં ગુજરાતી કલાકારોને સ્થાન આપવું જોઇએ.

સામાજિક નવીન મંદિરોમાં અને સ્મારકોમાં કલાને તેના સ્થાને સ્થાપવી જોઇએ અને તેનું ઉચ્ચ ધોરણ રાખવા ઉપર દૃષ્ટિ રાખવી જોઇએ. જીવનમાં જ્યાં જ્યાં કલા સ્પર્શતી હોય ત્યાં ત્યાં તેને પુનઃ સ્થાપિત કરવાથી ગુજરાત પોતાની કલાપ્રતિષ્ઠા અવશ્ય સંપાદિત કરી શકશે.

# ગુજરાતમાં ખેતીની સુધારણા માટે વૈજ્ઞાનિક સંશોધન

વ્યાખ્યાતા : શ્રી. ભાઈલાલ શંકરભાઈ પટેલ
પ્રમુખ, વિજ્ઞાન વિભાગ

સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

વિજ્ઞાનના પ્રમુખ થવા આમંત્રણ આપવા માટે પ્રથમ તો મારે ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના કાર્યવાહક મંડળનો ખાસ આભાર માનવાનો છે.

આ જવાબદારી લેતી વખતે મારી ઉણપો મારા ધ્યાનમાં હતી તેમ છતાં મેં આમંત્રણ એવી આશાએ સ્વીકાર્યું કે ખેતીવાડીના વિષયમાં વિજ્ઞાનની દૃષ્ટિએ શું થઈ રહ્યું છે તે બાબત ટૂંક હકીકત ગુજરાતી પ્રજા સમક્ષ મૂકી શકીશ તો તેથી ગુજરાતી જનતાને તે સંબંધી કંઈક જાણવાનું મળશે, અને આ કામમાં તેમની સહાનભૂતિ અને મદદ મેળવી શકાશે. તે ઉપરાંત આપ સર્વેની સહાનભૂતિથી આ જવાબદારી અદા કરવાની હું આશા રાખું છું.

વિજ્ઞાનનો વિષય બહુ જ બહોળો છે, અને અખિલ હિંદની વિજ્ઞાનસભા જુદા જુદા વિષયમાં થતી શોધખોળ સંબંધી દરસાલ વિગતવાર ચર્ચા અંગ્રેજી ભાષામાં કરે છે તેમ જ આ ચર્ચાની બધી વિગતો દર સાલ છપાય છે, તો સવાલ ઊભો થાય છે કે વિજ્ઞાનની ચર્ચા ગુજરાતી સાહિત્ય સંમેલન માટે શું જરુરની છે? હું માનું છું તેમ વિજ્ઞાનના જુદા જુદા વિષયોમાં થતી શોધખોળનું કામ સરળ અને સાદી ગુજરાતી ભાષામાં જો મૂકવામાં આવે તો તેથી ગુજરાતી જનતાને એ બાબતમાં કંઈક ઉપયોગી જ્ઞાન મળે, અને તેથી ખસા

કરીને ગુજરાતની ખેતી અને ઉદ્યોગની ખિલવણીમાં ગુજરાતીઓ પોતાનો યોગ્ય ફાળો આપે, તેમજ હિંદુસ્થાનના બીજા ભાગોમાં કામ કરતા ગુજરાતીઓ પણ દેશની સામાજિક તથા આર્થિક સ્થિતિ સુધારવામાં પોતાનો હિસ્સો સારી રીતે આપે.

આ બાબતમાં પણ મારે કબૂલ કરવું જોઇએ કે ગૂજરાતી ભાષામાં અને વળી વિજ્ઞાનના વિષયમાં ગુજરાતીમાં કંઈક લખવું અગર બોલવું એ મારે માટે ધૃષ્ટતા જ ગણાય. આ સંજોગોમાં હું આપ સર્વેની ઉદારતાથી મારા પ્રયત્નને કેટલેક અંશે સફળ કરવાની આશા સેવી શકું.

## આપણી ખેતીની સ્થિતિ

ખેતીના વિષયને સર્વ વિજ્ઞાનનાં મિશ્રણરૂપી વિજ્ઞાન તેમજ કળા ગણવામાં આવે છે. આપણા દેશમાં કપાસ, ઘઉં, જવ વગેરે સૈકાઓથી ઉગાડવામાં આવે છે. સિંધમાં મોહનજોદારોના ખોદાણમાંથી રૂ, ઘઉં તથા જવ મળી આવેલાં છે. આ જગા ઈ. સ. પૂર્વે ૩૫૦૦ વરસની જૂની ગણાય છે. ઈ. સ. પૂર્વે ૧૫૦ થી ૧૫૦૦ ના સૈકા સુધી તો કપાસના પાકની તથા કાપડની પેદાશ હિંદુસ્તાનમાં જ હતી એમ કહેવાય છે.

હાલના વખતમાં ખેતીની કળા ખાસ ગુજરાતમાં બહુ સરસ રીતે ખીલેલી છે. ભરૂચ જીલ્લામાં તથા ખેડામાં જમીનની ખેડ—વાવવાની પ્રથા તથા જમીનની સ્વચ્છતા, વગેરે જોતાં ખેતી ઘણી સારી રીતે થાય છે એમ કહ્યા વગર ચાલે જ નહિ. ડૉ. વૉલ્કર કે જેઓ ૧૮૮૯માં હિંદુસ્તાનમાં ખેતીની સુધારણા સંબંધી તપાસ કરવા આવ્યા હતા, તેમણે કહ્યું હતું કે—હિંદુસ્તાનની ખેતી પછાત નથી. પરંતુ ખેતીની પ્રથાઓ બતાવી આપે છે કે ખેડુત પાકની ફેરબદલી, પાકનું મિશ્રણ તથા વાસલ પાડવા વગેરેની રીત વિષે ઘણું જ સારું જ્ઞાન ધરાવે છે. ડૉ, મોલીસન, જેઓ ૧૮૯૦માં ખેતીવાડી અધિકારી તરીકે હિંદુસ્તાનમાં નિમાયા હતા તેમણે પણ ગુજરાતને હિંદુસ્તાનનો બગીચો કહેલો છે. ડૉ. મોલીસને ગામડે ગામડે ફરી ગુજરાતની ખેતીનો ઘણી બારીકીથી અભ્યાસ કર્યો હતો.

## વિજ્ઞાનના વ્યવહારૂ જ્ઞાનની જરૂર

તેમ છતાં ગુજરાતની ખેતીવાડીના મારા અનુભવથી કેટલીક બાબતો એવી માલૂમ પડી કે ખેડુત તેના કામમાં હોશિયાર હોવા

છતાં જ્યારે કંઈક નવો ફેરફાર થાય છે ત્યારે તે ફેરફારને પહોંચી વળતો નથી. સાધારણ રીતે વ્યવહારૂ માણસ ગમે તો ખેડૂત હો અગર કારીગર હો, તે પોતાની કામ કરવાની શક્તિ સારી બતાવે છે, પણ સંજોગોમાં ફેરફાર થાય તો તેને પહોંચી વળતો નથી. કારણ વ્યવહારુ માણસ જે પ્રથાએ પોતાના વડીલો પાસે કામ શીખેલો હોય તે જ પ્રમાણે તે કામ કરી શકે છે. દાખલા તરીકે હાલનાં કપાસ અગર બાજરી-જુવારનાં બી ઘણાં ભેળસેળ થઇ ગએલાં હોય છે. તેને વિજ્ઞાનની દૃષ્ટિએ શુદ્ધ રાખવાનું કામ ખેડૂત બરાબર સમજી શકતો નથી. તેવી જ રીતે ઢોરની ઓલાદના સંબંધમાં છે. પાક તથા ઢોરના રોગ આવે છે ત્યારે ખેડૂત તેને ઈશ્વરી કોપ માની મન વાળે છે. તેવી જ રીતે જમીનની ખેડ સંબંધી પણ છે. પહેલાં જ્યારે વરસાદ જુન—જુલાઈમાં સારો થતો ત્યારે ખેડા જીલ્લામાં જમીન સારી રીતે ખેડયા પછી જ બાજરી વવાતી, જેથી જમીન નિંદામણ સિવાયની સાફ રહેતી. ૧૯૦૦ ના દુષ્કાળ પછી વરસાદની ખાતરી નહિ હોવાથી ખેડૂત ખેડ કર્યા સિવાય જ જમીનમાં બાજરી વાવે છે એટલે નિંદામણ વધી પડયું છે અને જમીનનો કસ ચુસાઈ જાય છે. ખેડૂતને તેનો ઉપયોગ જડતો નથી. વળી જમીનમાં શણ ઉગાડી તેને લીલું ખેડી નાખવાથી જમીનમાં સેંદ્રિય ભાગ (ઓરગૅનીક મેટર) વધે છે અને જમીનને ફળદ્રુપ રાખે છે. પણ ભરૂચ જીલ્લામાં એક ગામડામાં ખેડૂતે જમીન બહુ જ ભીની હોવા છતાં હમેશની માફક ભાદરવા માસમાં ખેડીને શણ દાટવું જ જોઇએ એમ માની ભીની જમીન ખેડી શણ દાટયું. પરિણામ એ આવ્યું કે જમીનની સ્થિતિ એવી બગડી ગઈ કે પછીનો પાક થયો જ નહિ. અને ખેડૂતે શણના ખાતરને જ દોષ દીધો. તેવી જ રીતે એક ખેડૂતભાઇ ખેડા જીલ્લામાં પોતાની તમાકુમાં દીવેલ ખાતર તરીકે આપતા હતા. તેઓએ માન્યું કે જ્યારે દીવેલનો ખોળ જેમાં કંઈક દીવેલ છે તે જો લાભકારક છે તો દીવેલ વધુ લાભકારક નીવડશે. તે ભાઈ સમજી શકયા નહિ કે દીવેલનો ખાતર તરીકે ઉપયોગ થઈ શકતો નથી. આ પ્રસંગો અપવાદરૂપે છે તેમ છતાં તે બતાવે છે કે ખેડૂતને જો વિજ્ઞાનનું સાધારણ જ્ઞાન હોય તો પોતાની ખેતીને અંગે થતા ફેરફારોને વખતસર પહોંચી વળે, અને ઘણી, વખત પોતાના પાકનો તથા ઢોરનો બચાવ કરે એટલું જ નહિ પણ જમીન સારી કેળવી તેમાંથી સારો પાક લઇ શકે; વળી સારાં

ઢોર ઉછેરી પોતાનું ઉત્પન્ન વધારે, એટલું જ નહિ, પણ દેશની વધતી જતી વસ્તીને પૌષ્ટિક અને સારો ખોરાક પૂરો પાડી શકે.

હિંદુસ્તાનની વસ્તી એટલી બધી વધી ગઈ છે કે બને એટલા બીજા ઉદ્યોગો ખીલવવા છતાં હિંદુસ્તાનની મોટી વસ્તીએ ખેતીમાંથી જ પોતાનો નિર્વાહ મેળવવો રહ્યો. ગુજરાતમાં પણ કાપડનો ઉદ્યોગ સારો ખીલેલો છે અને વેપારમાં ગુજરાતી આગળ પડેલા છે. તેમ છતાં ગુજરાતની મોટી વસ્તીનો આધાર ખેતી જ છે. કાપડના ઉદ્યોગ માટે પણ મજૂર તથા કાચા માલની જરુર ગામડાનો ખેડુત પૂરાં પાડે છે. તેમજ શહેરની વસ્તીનો ઘણો ભાગ પણ ગામડામાંથી જ આવે છે. તો જ્યાં સુધી ખેતી સારી નહિ હોય અને ખેડૂત તંદુરસ્ત નહિ હોય ત્યાં સુધી આપણા શહેરના ઉદ્યોગો સારી રીતે ચાલશે નહિ તથા શહેરમાં કામ કરતા માણસોને સારો ખોરાક મળી શકશે નહિ, એ દેખીતું છે.

ખાદ્ય પદાર્થની શોધખોળથી હાલ એવું માલૂમ પડ્યું છે કે આપણે હંમેશાં જે ખોરાક લઈએ છીએ તેમાં જીવનને જરૂરી અમૂલ્ય તત્ત્વો ('વીટામીન') પૂરતાં નથી, એટલે ઘણા રોગો થાય છે. મુંબઈ જેવા શહેરમાં દૂધ પેદા થાય છે તે જોઈએ તેટલું તંદુરસ્તી આપનારૂં છે કે નહિ તેનો આધાર તે દૂધ કેવા સંજોગોમાં ઉત્પન્ન થયેલું છે તેના ઉપર છે. ઢોરને લીલો ચારો કસરત-તડકો વગેરેનો લાભ ન મળે તો દૂધમાં વિટામીનનાં તત્વો પૂરતાં પ્રમાણમાં રહેતાં નથી અને તેથી તેની ખોરાક તરીકેની કિંમત ઓછી થાય છે. તેવી જ રીતે જુદાંજુદાં ફળ તથા ભાજીપાલા અને અનાજનું પણ સમજવું. આ દેશની વસ્તીને સારો ખોરાક આપવા માટે પણ વિજ્ઞાનની જરૂર છે. હાલની વધતી જતી વસ્તી માટે પણ હાલની જમીનમાંથી જ વધુ ખોરાક પૂરો પાડવાની અગત્યતા વર્ષે વર્ષે વધતી જાય છે.

ગુજરાતના મુખ્ય ઉદ્યોગ સંબંધી પણ કહેવું જોઈએ કે વિજ્ઞાનના ઉપયોગથી આપણી આબોહવામાં વધારે ઉપયોગી અને સારી જાતનો કપાસ શી રીતે પકવવો તે શોધી શકાશે, અને આ દૃષ્ટિએ કેટલુંએક કામ થયેલું છે, અને હજુ ઘણું કરવાનું બાકી છે.

ગુજરાતની ખેતી તથા ઉદ્યોગો ખીલવવા હોય તો વિજ્ઞાનની શોધ-

ખોળ માટે ગુજરાતના ધનાઢયો તેમજ વિદ્વાનોએ ઘણો મોટો હિસ્સો આપવાની જરૂર છે.

ગુજરાતમાં કહેવત છે કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી'—આ કહેવત પડવાનું કારણ એ જ હોય કે ગુજરાતમાં ખેતી મુખ્ય અને ઘણો અગત્યનો ધંધો હતો, હાલ છે અને હવે પછી પણ રહેશે. તેથી આપણે તેને સુધારવા માટે જરૂરી શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરવા બનતી યોજનાઓ કરવી જ રહી.

## પરદેશોમાં ખેતીવાડી માટે વિજ્ઞાનનો ઉપયોગ

ખેતીવાડીને અંગે વિજ્ઞાનના ઉપયોગનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે ઇંગ્લંડમાં ૧૮૪૩માં રોથમસ્ટેડ એક્સપેરીમેન્ટલ સ્ટેશન સ્થાપવામાં આવ્યું હતું. આ સ્ટેશન સર જોન લૉઝે પોતાને ખર્ચે બાંધ્યું હતું. પોતે એક વિજ્ઞાનના શોખીન અને સાધનવાળા ગૃહસ્થ હતા. તેમ છતાં જમીન સંબંધી શોધખોળ લગભગ ૧૮૮૦ થી ૧૮૯૦ના અરસામાં યુરોપ તેમજ અમેરીકામાં થઈ હતી. અમેરીકામાં જમીન સંબંધી સંશોધન વિસ્કોનસીનમાં કીંગે કર્યું, અને એક પુસ્તક ૧૮૯૫માં બહાર પાડયું એટલે ૧૯મા સૈકાની આખરમાં વિજ્ઞાનનો ઉપયોગ ખેતીની સુધારણા માટે પ્રથમ રસાયણશાસ્ત્રીઓએ કર્યો.

## હિંદુસ્તાનમાં ખેતીની સુધારણાનો ઇતિહાસ

### ખેતીવાડી ખાતાની સ્થાપના

૧૮૬૬માં બંગાળ અને ઓરિસાનાં દુષ્કાળ કમીશને જણાવ્યું કે ખેતીની બાબતમાં ધ્યાન આપવા એક જુદું ખાતું હિંદુસ્તાન સરકારના હાથ નીચે જોઇએ. પરંતુ ૧૮૭૦માં લૉર્ડ મેયોએ જે ખાતું ઉઘાડયું, તેને જમીનમહેસુલ, ખેતી અને વેપારના વિષયો સોંપવામાં આવ્યા, તેથી ખેતીના સુધારા કરવાનું કામ બાજુ પર રહી ગયું, લોર્ડ મેયોનો હેતુ પાર પડયો નહિ, અને ૧૮૭૮માં આ ખાતું બંધ થયું.

ફરીથી ૧૮૮૦ ના દુષ્કાળ કમીશને પોતાના રિપોર્ટમાં દરેક ઇલાકામાં ખેતીવાડી ખાતું ડીરેકટરના હાથ નીચે ખોલવાની ખાસ ભલામણ કરી, અને બીજી પણ ભલામણ ખેતીની સુધારણા કરવા તથા ખેતીની કેળવણી આપવા સંબંધી કરી. આ ભલામણને અંગે ૧૮૮૧ માં હિંદુસ્તાનની સરકારે રેવન્યુ અને ખેતીવાડી

ખાતું ફરીથી સ્થાપ્યું. અને જુદા જુદા ઇલાકાઓએ પણ ૧૮૮૨માં ખેતીવાડી ખાતાં સ્થાપ્યાં. મુંબાઈ ઇલાકામાં ૧૮૮૩માં ખેતીવાડી ખાતું ખોલવામાં આવ્યું. પરંતુ તે વખતે ખાતાની મુખ્ય ફરજ જમીન અને પાક સંબંધી આંકડા (સ્ટૅટીસ્ટીક્સ) એકઠા કરવાની હતી. આ આંકડા દરેક જીલ્લા માટે એકઠા કરવામાં આવતા અને દુષ્કાળ અટકાવવા અગર દુષ્કાળમાં મદદ કરવા માટે તેનો ઉપયોગ થતો. વળી રેવન્યુ સેટલમેન્ટ માટે જમીનના હક્કોની નોંધ રાખવામાં આવતી.

પરંતુ આ ખાતું ખોલતાં પહેલાં ૧૮૦૨ માં મુંબઇ સરકારે કપાસનું બી પરદેશથી મંગાવેલું હતું. વળી ૧૮૩૦ માં પશ્ચિમ હિંદુસ્તાન માટે 'એગ્રી-હૉર્ટીકલ્ચરલ સોસાઇટી' પુનામાં સ્થાપવામાં આવી હતી. અને ૧૮૭૮ માં ખેતીની કેળવણી આપવા પુના એન્જીનિયરીંગ કોલેજમાં વર્ગ ખોલવામાં આવ્યો હતો. તે જ સાલે નડિયાદમાં ત્યાંની 'એગ્રીકલ્ચરલ સોસાઇટી'એ બાર એકરનું ફાર્મ ખોલ્યું હતું, અને કેટલાંક અખતરાઓ કરવામાં તથા હાઇસ્કુલમાં શિક્ષણ માટે ખોલેલા વર્ગ માટે તેનો ઉપયોગ થયો હતો.

દુષ્કાળ કમીશનની બીજી ભલામણ—ખેતીવાડી સંબંધી શોધખોળ કરી ખેતીની સુધારણા કરવી તથા ખેતીનું શિક્ષણ આપવું-તેનો અમલ કરવા ૧૮૮૯ માં ડૉ. વૉલકર જેઓ ખેતી સંબંધીના રસાયણશાસ્ત્રી હતા, તેમને હિંદુસ્તાનમાં તપાસ કરી સલાહ આપવા અને રિપોર્ટ કરવા મોકલ્યા. તેઓ હિંદુસ્તાનમાં તેર માસ રહ્યા, અને પોતાનો ટૂંકો રિપોર્ટ ૧૮૯૧ ના જાન્યુઆરીમાં આપીને ઇંગ્લાંડ ગયા. ડૉ. મોલીસન ૧૮૯૦ માં મુંબઇના સરકારી ફાર્મના સુપરીન્ટેન્ડન્ટ તરીકે આવ્યા. તે પછી મુંબઇનો ખેતીવાડી ખાતાનું કામ આગળ વધ્યું. ૧૮૯૬ માં સુરતનું ફાર્મ ખોલવામાં આવ્યું. ૧૮૯૯ માં ઉત્તર ગુજરાતમાં કાંકરેજની ગાયની જાત સાચવવા તથા સુધારવા માટે એક ફાર્મ છારોડીમાં (સાણંદ પાસે) ઉઘાડયું. આ ફાર્મ 'નોર્થકોટ કેટલ ફાર્મ'ના નામથી ઓળખાય છે અને તે ઢોરની ઓલાદ સાચવવા માટે ગુજરાત તથા કાઠિયાવાડમાંથી ૧૮૯૯ ના દુષ્કાળમાં ફંડ ઉઘરાવી કાંકરેજના ઢોરોનો બચાવ કરવા ખોલવામાં આવેલું હતું. નડીઆદનું જૂનું ફાર્મ ૧૯૦૩માં અને દોહદનું ફાર્મ

૧૯૦૬માં ખોલવામાં આવ્યાં હતાં. ભરૂચનું કપાસનું ફાર્મ ૧૯૧૩માં અને વિરમગામનું કપાસનું ફાર્મ ૧૯૨૧માં ખોલવામાં આવ્યાં. નડિયાદનું જૂનું ફાર્મ ૧૯૨૨માં બંધ કર્યું અને તમાકુના ઉછેર માટે નવુ ફાર્મ ૧૯૨૩થી શરૂ કર્યું. નડિયાદના ફાર્મને ત્યાંની ખેતીવાડી એસોસીએશનની ઘણી સારી મદદ પહેલેથી આજ સુધી મળેલી છે. હાલ જ આણંદ ઇન્સ્ટીટ્યુટ એક ટ્રસ્ટ તરીકે ખેતીવાડીનું શિક્ષણ તથા ખેતી અને ઢોરઉછેર તથા ડેરી અને ઢોરપોષણની શોધ કરવા માટે ખોલવામાં આવ્યું છે.

૧૯૦૪માં લેન્ડ રેકર્ડ ખાતું જુદું પાડવામાં આવ્યું જેથી ખેતીવાડી ખાતાંના ડીરેક્ટર ખેતીમાં સંશોધન તથા અખતરા કરવામાં, ખેતીના સુધારા દાખલ કરવામાં અને 'ડીમોન્સ્ટ્રેશન' અને પ્રચાર કરવામાં પોતાનો બધો વખત આપવા લાગ્યા.

## ખેતીનું શિક્ષણ—

વિજ્ઞાનની શોધખોળના કામને ખેતીની ઉચ્ચ કેળવણી સાથે ઘણો ઘાડો સંબંધ છે. જ્યારથી પુના ખેતીવાડી કોલેજ ૧૯૦૭ માં એન્જીનીઅરીંગ કોલેજથી જુદી પડી ત્યારથી ખેતીના પ્રદેશમાં થતી શોધખોળનું કામ ઘણું આગળ વધ્યું છે. એટલે ઉચ્ચ કેળવણીની કોલેજની સ્થાપના સંબંધી ટૂંક હકીકત આપવી અસ્થાને નહિ ગણાય.

મુંબઈ ઇલાકામાં ઘણા દુષ્કાળો પડવાથી ૧૮૭૮ માં ખેતીવાડીની પ્રથામાં સુધારો કરી, ખેતીવાડી સુધારી, દુકાળનો ત્રાસ કમી કરવા કોલેજની કેળવણી આપવા એક વર્ગ જૂની સીવીલ એન્જીનીઅરીંગ કોલેજમાં ખોલવામાં આવ્યો. આ વર્ગ રેવન્યુ ઇન્સપેક્ટરો તૈયાર કરવાનો હતો. અભ્યાસક્રમ બે વર્ષનો હતો, અને આશરે ત્રીસેક વિદ્યાર્થીઓ તેમાં જોડાયા. ૧૮૮૦ માં શિક્ષણ માટે એક ફાર્મ ખોલવામાં આવ્યું. થોડા વખતમાં આ વર્ગની સંખ્યા સરકારી ખાતામાં સારી નોકરી નહિ મળવાથી ઓછી થઈ. ૧૮૮૦ના દુષ્કાળ કમીશને ભલામણો કરેલી તેને અંગે ૧૮૮૩માં ખેતીવાડી ખાતું ખોલવામાં આવ્યું, અને ૧૮૮૫માં પૂના અને વડોદરા કોલેજમાં ખેતીવાડીના વિષયમાં ડીપ્લોમાં આપવા વર્ગ ખોલ્યા. મુંબાઇ યુનિવરસીટીએ ૧૮૯૦માં ડીપ્લોમા આપવાનું શરૂ કર્યું. પણ આ શિક્ષણવાળાને નાની

જગાઓ સિવાય સારી નોકરી માટે ખાસ લાભ નહિ મળવાથી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થતી ગઇ અને ૧૮૯૭ થી ૧૯૦૧ સુધીમાં કોઇએ ડીપ્લોમા લીધો નહિ. આ અભ્યાસ માટે મેટ્રીક પાસ થયેલાને દાખલ કરવામાં આવતા હતા, પણ ૧૮૮૭થી પ્રીવિયસ પાસ થયેલાને દાખલ કરવામાં આવ્યા. અને સરકારે નોકરી માટે ખેતીના ડીપ્લોમાને બીજી યુનિવર્સીટીની ડીગ્રી સરખો ગણવા માંડયો. ૧૮૯૯માં અભ્યાસક્રમમાં સુધારો વધારો કર્યો અને ખેતીના વિષયમાં યુનિવર્સીટીએ એલ. એજી. ડીગ્રી આપવા માંડી. થોડે થોડે વિદ્યાર્થીઓની સંખ્યા વધી અને ૧૯૦૭માં ૧૧ વિદ્યાર્થીઓને ડીગ્રીઓ મળી અને ૧૯૨૫માં ૫૯ને ડીગ્રીઓ મળી. ૧૯૪૦ સુધીમાં ૧૪૪૯ વિદ્યાર્થીઓને ડીગ્રીઓ મળી છે. ૧૯૦૭–૦૮ થી ખેતીવાડી કોલેજ એન્જીનીઅરીંગ કોલેજથી જુદી પાડી હાલના નવા મકાનમાં શરૂ થઇ. ડૉ. હેરોલ્ડ એચમેન તે નવી કોલેજના પહેલા પ્રીન્સીપાલ નિમાયા. ડૉ. મેનની કારકીર્દીમાં ખેતીવાડી કોલેજે હિન્દુસ્તાનભરમાં સારી નામના મેળવી અને બ્રહ્મદેશ, સીલોન, બંગાળ, ઇરાન વિગેરે સ્થળોએથી વિદ્યાર્થીઓ આ કોલેજમાં આવવા લાગ્યા. ડૉ. મેને વિદ્યાથીઓને સેવાભાવથી કામ કરવાને ઉત્સાહ અને પ્રેરણા ઘણાંને સારાં આપેલાં અને આ સંસ્કાર ખાતામાં હજુ પણ જોવામાં આવે છે.

## વિજ્ઞાનનું કામ અને ગુજરાતીઓ

વિજ્ઞાનની શોધખોળમાં હિંદુસ્તાનમાં ઘણુ ભાગે સરકારી ખાતાના અમલદારો રોકાએલા છે. ખાસ કરીને ખેતીના વિષયમાં તેમજ છે. 'પુસા રીસર્ચ ઇન્સ્ટીટયુટ' કે જે આજે 'ઇન્ડીઅન એગ્રીકલ્ચરલ ઇન્સ્ટીટયુટ'ના નામથી ઓળખાય છે તે એક અમેરીકનની સખાવતથી લોર્ડ કર્ઝનના વખતમાં ઊભું થયું હતું, પણ તે હિંદુસ્તાન સરકાર જ ચલાવે છે. વિજ્ઞાનની શોધખોળો માટે સાયન્સ કોલેજો અને ઇન્સ્ટીટયુટો ખાનગી સખાવતોથી સ્થપાએલાં છે; દાં. ત. બેંગ્લોર ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ, કે જે ચલાવવાને બોર્ડની વ્યવસ્થા છે. પ્રમાણમાં ગુજરાતમાં ઘણા થોડા જ વિજ્ઞાનીઓ છે અને તેમાંથી બહુ જ થોડાએ શોધખોળમાં નામના મેળવી છે. પ્રો. ટી. કે. ગજ્જરનું નામ ખાસ જાણીતું છે. આનું કારણ

એ હોય કે ગુજરાતીઓએ કૉલેજના અધ્યાપક થવા તથા વિજ્ઞાનમાં આગળ અભ્યાસ કરી શોધખોળમાં પોતાની જીંદગી ગાળવા ઘણા થોડા પ્રમાણમાં યત્ન કરેલો જણાય છે આ બાબતમાં ગુજરાતની કૉલેજોનું ખાસ ધ્યાન ખેંચવા જેવું છે. બીજું એક પણ કહેવું જોઈએ કે સંશોધનની દૃષ્ટિએ આપણી કૉલેજોએ જોઇએ તેટલી કાળજી રાખી નથી. સરકારી કૉલેજોમાં અધ્યાપકોને વખત તથા સાધન મળે છે, પણ શોધખોળ કરવા જેટલો ઉત્સાહ બહુ થોડાઓએ જ બતાવેલો છે. તેથી જ શોધખોળને અનુકૂળ વાતાવરણ પણ વિદ્યાર્થીઓમાં ઊભું થતું નથી. મુંબઇમાં સાયન્સ ઇન્સ્ટીટયુટ થયા પછી તે સંસ્થા કંઇક શોધખોળ કરે છે. પુનાંની ખેતીવાડી કૉલેજ ખેતીવાડી ખાતાનું જ અંગ છે; અને અધ્યાપકો શોધખોળ તથા શિક્ષણ બંનેનું કામ કરે છે, તેમજ ખેતીવાડી ખાતામાં પણ ફાર્મ પર જુદા જુદા પાકો માટે શોધખોળની વ્યવસ્થા કરવામાં આવે છે કે જેથી પાકોનું ઉત્પન્ન વધારી શકાય. આથી ખેતીવાડી કૉલેજમાં તથા ખાતાં માટે શોધ-ખોળનાં કામ વિશે સારી કેળવણી અપાય છે. કૉલેજને ખાતાં સાથે સંબંધ હોવાથી અને શોધખોળ ઉપર જ ખેતીના સુધારાનું અવલંબન હોવાથી કૉલેજના અધ્યાપકો ઉપર સંશોધનની મુખ્ય ફરજ આવી પડે છે અને શોધખોળને શિક્ષણનો સહકાર હોવાથી વિદ્યાર્થી માટે તેનું યોગ્ય વાતાવરણ ઊભું થાય છે. આર્ટ્સ અને સાયન્સ કૉલેજોમાં રજાઓ ઘણી હોય છે. અને જો કેળવણી ખાતું શોધખોળ ઉપર વધારે ભાર મૂકવાની જરૂર જુએ અને અધ્યાપકો રજાઓનો સારો ઉપયોગ કરે તો સંશોધનનું કામ જરૂર આગળ વધે. કૉલેજોની ફરજ ફક્ત થોડાં ભાષણો આપવામાં જ પૂરી ન થવી જોઈએ. કૉલેજોના અધ્યાપકોનું કામ લગભગ બારે માસ ચાલવું જોઇએ. તો જ દેશને કંઇક વધુ જ્ઞાન મેળવવાનો પ્રસંગ આવે.

## ખેતીના વિષયમાં ગુજરાતમાં વિજ્ઞાનની દૃષ્ટિએ થએલાં કામની વિગત

### પ્રદેશના પાક અને જમીનની સ્થિતિ

ગુજરાતમાં મુંબઈ ઇલાકાના ચાર જીલ્લાઓ, વડોદરા રાજ્ય, બીજાં નાનાં રાજ્યો અને કાઠિયાવાડનાં રાજ્યોનો સમાવેશ થાય છે.

પરંતુ મુબઈ ઇલાકાના ગુજરાતના ચાર જીલ્લાનાં ખેડાણ, જમીન, પાક, ઢોર, વગેરેના આંકડા વિગતવાર મળી આવે છે. ખેતીની દૃષ્ટિએ ચાર જીલ્લા જેટલો વડોદરા રાજ્યોનો પણ વિસ્તાર ગણાય છે અને બીજા ભાગોનો પણ લગભગ તેટલો જ વિસ્તાર હશે. મુંબઇ ઇલાકાના ચાર જીલ્લાની ખેતીના આંકડા તપાસીએ. આ ચાર જીલ્લાનું ક્ષેત્રફળ ૧૦,૧૯૮ ચોરસ માઇલ છે. તેમાં આશરે ૬૫,૨૬,૪૭૦ એકર જમીન છે. તેમાંથી ૪૩,૪૬,૧૩૦ એકર વાવેતર જમીન છે. ૪, ૮૮,૫૮૫ એકર જમીન વાસલ છે. બાકીની ૨૭ ટકા જેટલી જમીન ખેડાણમાં નથી. વાવેતર જમીનના ૭.૧ ટકામાં પાક માટે પાણી મળી શકે તેમ છે. પાણી મોટે ભાગે કૂવામાંથી પૂરું પડે છે એટલે મોટા ભાગની ખેતી વરસાદ ઉપર આધાર રાખે છે. ગુજરાતના દક્ષિણના ભાગમાં એટલે લગભગ નર્મદા સુધી વરસાદની ખાસ ખેંચ પડતી નથી. ભરૂચ અને ખેડામાં ઘણી વખત વરસાદની ખેંચ પડે છે, અને અમદાવાદમાં તો ખાસ. ત્યાં વરસાદ કમી તેમજ અનિયમિત રીતે પડે છે. એટલે સુરત સિવાયના ભાગોમાં વરસાદની ખેંચને લીધે જમીનની ખેડ અને ખાતર માટે વધુ ધ્યાન આપવાની જરૂર છે. તેમ છતાં ઓછો પાક થવાથી દિવસે દિવસે જમીનનાં ખેડખાતર વગેરે પર ઘણું જ ઓછું ધ્યાન અપાય છે. તેથી જમીનમાં નિંદામણ વધી ગયેલું હોય છે અને પાક સારો થઈ શકતો નથી. વળી જમીનનું ધોવાણ પણ બેઠી રીતે બધા જ પ્રદેશમાં થાય છે, કારણ, વરસાદ પડે છે ત્યારે જોરમાં પડે છે અને બેઠાં ખેતર ધોવાય છે. જ્યાં શેઢાને વાડ હોતી નથી ત્યાં થોડા વરસાદમાં પણ ઉનાળામાં જમીન કઠણ હોવાથી તથા વરસાદ ભારે ઝાપટામાં પડવાથી પાણી ચૂસી શકતી નથી અને પાણી ખેતરની બહાર જાય છે. આ ઉપરાંત ઘણી નાની નાની તથા મોટી નદીઓને લીધે ખાસ કરીને ખેડા તથા અમદાવાદમાં નદી પાસે ધોવાણથી કોતરો પડેલાં હોય છે. એટલે આ ધોવાણ અટકાવવાની ખાસ જરૂર છે. ઓછા વરસાદની દૃષ્ટિએ તથા જમીનના કસનું તથા કોતરો પાસે જમીનનું મોટું ધોવાણ અટકાવવા માટે ખાસ તપાસ કરીને મોટા પ્રમાણમાં ગામે ગામે અગર ઘણાં ગામોના સહકારથી ઉપાય કરવાની જરૂર છે. આ પ્રમાણે ધોવાણ અટકાવવાથી આ જમીન સારી હોવાથી તેનો લાભ એક વરસમાં જ મળી શકે તેમ છે. આ બાબતમાં ગુજરાતમાં કંઈ જ કામ થયું નથી. જ્યાં ડુંગરાળો પ્રદેશ

છે. ત્યાં ધોવાણ દેખીતું વધુ હોય છે તેથી તેના ઉપર વધુ કામ થએલું છે. પણ તેના કરતાં ધોવાણનું નુકસાન ગુજરાતની સારી જમીનમાં કંઈ ઓછા પ્રમાણમાં કહેવાય નહિ. આ બાબત ઉપર સ્વર્ગસ્થ પ્રો. જયશંકરભાઈએ ખાસ ધ્યાન ખેંચ્યું છે.

પાકની દૃષ્ટિએ જોતાં ગુજરાતમાં કપાસનું વાવેતર ૧૦ લાખ એકરથી વધારે જમીનમાં થાય છે. અનાજના પાકો ખેડાણ જમીનના ૫૩ ટકા પર, એટલે કે લગભગ ૨૩ લાખ એકર અનાજ–કઠોળનું વાવેતર છે. તેમાંથી આઠ લાખ એકરથી વધારે જુવારનું વાવેતર છે. ચાર લાખ એકરથી વધારે બાજરીનું વાવેતર છે. બે લાખ એકરથી વધારે ડાંગરનું વાવેતર છે અને ત્રણ લાખ એકર ઘઉંનું વાવેતર છે. બીજા ત્રણ લાખ એકર પર તેલીબીનું વાવેતર છે, તેમાંથી પોણા બે લાખ એકર પર મગફળી થાય છે. સવા લાખ એકરથી વધારે પંચમહાલમાં મકાઈનું વાવેતર છે, તમાકુ લગભગ એક લાખ એકરમાં થાય છે. તે ઉપરાંત બાકીની જમીનમાં શાકભાજી, ફળઝાડ, વગેરે થાય છે. અનાજનું કુલ વાર્ષિક ઉત્પન્ન ચાર લાખ ટન જેટલું છે. તેની કિંમત ગણીએ તો દર સાલ સાડા આઠ કરોડ રૂપિયા થાય છે. આ જ પ્રમાણે વડોદરા રાજ્યની આવક છે અને એટલી જ કાઠિયાવાડ વગેરેની માનવામાં આવે છે. ગુજરાતનું બીજું ઉત્પન્ન ઢોર અને ઢોરની પેદાશ છે. આમાં ગાય અને ભેંસનું ઉત્પન્ન મોટું છે. મુંબાઈ-ગુજરાતના ચાર જીલ્લામાં પાંચ લાખ ઉપરની સંખ્યામાં બળદ છે અને તેટલી જ સંખ્યા ગાય તથા વાછરડાંની છે. તેની જ રીતે લગભગ સાત લાખ જેટલી સંખ્યા ભેંસ તથા પાડીની છે. તેટલી જ સંખ્યા વડોદરા રાજ્યમાં છે અને તેટલી જ બીજાં રાજ્યમાં હશે એમ અંદાજ થાય છે. ગાયો તથા ભેંસોના દૂધનું જ ઉત્પન્ન મુંબઈ-ગુજરાત માટે લગભગ સાડા ચાર કરોડ રૂપિયા જેટલું થાય છે. તે ઉપરાંત વાછરડાં તથા ઘેટાં બકરાં અને મરઘાનું ઉત્પન્ન તથા ચામડાં, ખાતર, વગેરેનું ઉત્પન્ન ગણીએ તો એક કરોડનું બીજું ઉત્પન્ન થાય. **આ દૃષ્ટિએ જોતાં પાક અને ઢોર બન્ને ગુજરાતમાં સરખી જ અગત્યનાં** છે. આ બાબત ઉપર ખાસ આપ સર્વેનું ધ્યાન ખેંચવા માગું છું, કારણ કે ઢોરની ઉપજ ઉપર ગુજરાતમાં ઘણું ઓછું ધ્યાન અપાયું છે. વિજ્ઞાનની દૃષ્ટિએ પણ ઘણું થોડું જ

કામ થયું છે. માટે આ બાબત ઉપર ભવિષ્યમાં વધારે ધ્યાન આપવાથી ગુજરાતને ઘણો સારો લાભ થવા સંભવ છે.

## ગુજરાતમાં પાકની પેદાશ સુધારવા વિજ્ઞાનની દૃષ્ટિએ થએલા કામની વિગત

કપાસની ખેતી એ મુખ્ય રોકડ વેચાણની ખેતી છે. તેમજ પૈસાની દૃષ્ટિએ કપાસની ખેતી બીજા પાક કરતાં વધારે ફાયદાકારક છે; અને કપાસ એક અગત્યના વેપારનો માલ છે. તેથી તેને સુધારવા તથા સુધારાઓને ખેડૂતના ખેતરમાં અમલમાં મુકવા માટે ઘણુ કામ થયું છે.

### કપાસનો પાક

ગુજરાતમાં કપાસનો પાક સૈકાઓથી થાય છે. વૉટના લખવા પરથી જણાય છે કે ઇસવીસન ૯૭૦ થી ૧૦૩૯માં ગુજરાતના કપાસનું વર્ણન વીલો ઝાડ જેવું આપેલું હતું અને તેણે દસ વરસ સુધી પાક આપ્યો હતો. ઇ. સ. ૧૨૯૦માં માર્કો પોલોએ ગુજરાતના કપાસનો ઉલ્લેખ કરેલો હતો. આ વખતે ગુજરાતમાં કપાસનાં વીસ વરસનાં ઝાડ હતાં. પણ છેવટનો કપાસ ગાદી કરવાના જ કામમાં આવતો. વૉટે લખ્યું છે કે ૧૬૧૫માં રેવરંડ ટેરી જણાવે છે કે સુરતમાં કપાસ ત્રણ ચાર વરસ રાખી પછી ઉખેડી નાખવામાં આવતો, એટલે આ કપાસ વાર્ષિક પાકનો ન હતો; પણ ઘણાં વર્ષનો અને ઝાડની જાતનો હતો.

### કપાસની જાતો

ગુજરાતમાં સુરતી, ભરૂચી, તથા વાગડ જાતનો કપાસ જેને "હરબેસીઅમ"ની જાતનો કપાસ કહે છે તે મુખ્ય થાય છે. ફક્ત ૧૦,૦૦૦ એકર પર જ ખેડામાં રોઝી જાતનો કપાસ જે "આરબોરીયમ"ની જાતનો છે તે થાય છે. કાઠિયાવાડમાં મઠીઓ કપાસ થાય છે તે ખાનદેશમાં થતા કપાસ જેવો છે અને તે કપાસ કાઠિયાવાડમાં ૧૯૦૦ના દુકાળ પછી દાખલ થયો છે.

જૂની હકીકત જણાવે છે કે ભરૂચી કપાસ ગુજરાતના પશ્ચિમ કિનારા પર થતો અને તે લગભગ એક જાતનો જ હતો. તે ઉપરથી એમ માનવામાં આવે છે કે તે કપાસ બહારથી આવેલો હોવો

જોઈએ. હિંદી ચીન તથા આફ્રિકાના કપાસની તપાસ કરતાં આ કપાસ આફ્રિકામાંથી આવેલો હોય એમ જણાય છે. તે કેવી રીતે ગુજરાતમાં આવ્યો તેની કંઈ હકીકત મળતી નથી. ટેલરે પ્રથમ લખેલું કે ગુજરાતનો કપાસ બીજા કપાસ કરતાં જુદો જ છે. ૧૭૮૩ પહેલાં સુરતનો કપાસ બંગાળમાં મોકલવામાં આવતો અને સુરતના કપાસનું રૂ બંગાળના દેશી કપાસ કરતાં સહેલાઈથી કપાસિયામાંથી છૂટું પડતું હતું. વૉટ પણ જણાવે છે કે હોવેએ ૧૭૮૭માં ત્રણ જાતના કપાસનો ઉલ્લેખ કરેલો હતો. બે જાતો ઝાડી કપાસની અને ત્રીજી સુરતની વાર્ષિક કપાસની (હરએસીઅમની) હોઇ શકે.

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની નોંધમાં ૧૮૧૨માં મુંબઈના ગવર્નરે એમ જણાવેલું છે કે સુરતનો કપાસ વાર્ષિક છે અને કાળાં બીનો છે. (ઝાડી કપાસનાં બી લીલાં હોય છે.) રેવન્ડ ટેરીનાં ૧૬૧૫નાં અને હોવેનાં ૧૭૧૭ના વર્ણન ઉપરથી એમ અનુમાન થાય કે ભરૂચી કપાસ ગુજરાતમાં ૧૬૧૫થી ૧૭૮૦ સુધીમાં ફેલાએલો હતો.

## ગુજરાતમાં કપાસની જાત

૧. હરએસીઅમ જાતનો કપાસ સુરત, ભરૂચ, ખેડા તથા અમદાવાદમાં લગભગ ૨૫ લાખ એકર પર થાય છે અને તેમાંથી છ લાખ ગાંસડી રૂનું ઉત્પન્ન થાય છે.

સુરત જીલ્લામાં અને નર્મદા નદીની દક્ષિણના ભરૂચ જીલ્લામાં સુરતી જાતનો ભરૂચી કપાસ થાય છે. આ ભાગમાં સુરતી–ભરૂચી નામનો દેશી કપાસ મુખ્ય છે.

નર્મદા નદીની ઉત્તરે એટલે ભરૂચ, પંચમહાલ, ખેડા, અમદાવાદના કેટલાક ભાગોમાં અને વડોદરા રાજ્યના પ્રદેશમાં કાનમી અગર લાળીઓ કપાસ થાય છે.

અમદાવાદની ઉત્તરે કડી પ્રાંત, કચ્છ અને ઉત્તર કાઠિયાવાડનાં રાજ્યોમાં બંધ કાલાનો વાગડ જાતનો કપાસ થાય છે.

૨. આ સિવાય, ખેડા જીલ્લામાં અને પાસેના વડોદરા મુલકમાં રોઝી કપાસ થાય છે, તે ફક્ત ૧૦,૦૦૦ એકર પર થાય છે. અને તે બાજરીકોદરા સાથે વવાય છે, અને તેને બે ત્રણ વરસ રાખવામાં આવે છે.

૩. ત્રીજો કપાસ **મઠિયાની** જાતનો છે. તે ૧૦ લાખ એકર પર કાઠિયાવાડમાં થાય છે.

## કપાસ સુધારવા માટે લેવાએલા ઉપાયો

અઢારમા સૈકાની અંતમાં અમેરીકાનું રૂ વિલાયત જતું એટલે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ આ વેપાર પોતાના હાથમાં લેવા હિંદુસ્તાનમાં કપાસની જાત સુધારવા કેટલાક અખતરાઓ શરૂ કર્યા. પ્રથમ તો અમેરીકાનો કપાસ હિંદુસ્તાનમાં ઉગાડવા યત્ન કર્યો. ૧૭૯૭ માં 'બુર્બોન' જાતનો કપાસ ઉગાડવા પ્રયત્ન કર્યો પણ તેમાં ફત્તેહ મળી નહિ. ૧૮૨૯ થી ૧૮૪૧ માં હિંદુસ્તાનમાં લાંબા તારનો અમેરિકન કપાસ ઉગાડવા ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ખાસ યત્ન કર્યો. ઘણા ખર્ચે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકાના દક્ષિણ રાજ્યમાંથી બાર ખેડૂતોને હિંદુસ્તાનમાં ન્યુ ઓરલીઅન્સનો કપાસ ઉગાડવા માટે લાવવામાં આવ્યા. તેમાંથી ત્રણ અમેરીકનોએ ભરૂચ જીલ્લામાં કામ શરૂ કર્યું. ૧૮૪૦-૪૧ માં, ૩૫૦ વીઘાં જમીન પર આ કપાસ વાવ્યો. આ છોડ પ્રથમ તો સારી રીતે ઊગ્યા અને વધ્યા; પણ વરસાદ બંધ પડતાં જ સુકાવા લાગ્યા અને વધે અટકી. આ ઉપરથી અમેરીકન ખેડૂતોએ જણાવ્યું કે અમેરીકાના જેટલો સારો કપાસનો તાર તથા પાક ભરૂચમાં થઇ શકશે નહિ.

સુરત, અમદાવાદ અને ખેડામાં પણ આ કપાસ ઉગાડવાના અખતરા મોટા પ્રમાણમાં કરવામાં આવ્યા હતા પણ તેમાં કંઈ ફતેહ મળી ન હતી અને અખતરા બંધ કરવામાં આવ્યા હતા. ગેમી ૧૯૦૫ માં લખે છે કે ૧૮૭૩ સુધી આ અખતરા ચાલુ જ હતા. છેવટે કંઈ પરિણામ નહિ આવવાથી અખતરા બંધ કર્યા હતા.

વળી પરદેશનો ઝાડી કપાસ ઉગાડવા સુરત, નડિયાદ અને દાહોદમાં પણ અખતરો થયા હતા. તેમાં પણ સફળતા મળી ન હતી.

## છોડ-ઉછેર ('પ્લેન્ટ બ્રીડીંગ')ના નિયમ પ્રમાણે કપાસની જાતો સુધારવા માટે થયેલા યત્નો

સુરત, ભરૂચ અને વિરમગામ ફાર્મ પર તે ભાગોમાં થતા દેશી કપાસમાં સુધારો કરવા માટે પ્રથમ તો તે જાતના છોડ મોટા પ્રમાણમાં ઉગાડી તેમાંથી સારા ગુણવાળા છોડ પસંદ કરી તે છોડનાં

બી એકઠાં કરી તે વરસો વરસ ઉગાડી તેમાંથી સારા છોડ પસંદ કરી તે બીનો જથો પેદા કરવામાં આવતો. પરંતુ દરેક સારા છોડના બી જુદાં રાખી તેમાંથી કપાસ જુદો રાખી અમુક છોડની ઓલાદ જે શુદ્ધ રાખવાની પદ્ધતિનો (સ્વોપાર્જિત બીનો) ઉપયોગ ૧૯૧૭ થી કરવામાં આવ્યો. ત્યાર પછી કપાસના દરેક છોડનાં બી શુદ્ધ રાખી શકાતાં હોવાથી કપાસના સુધારા માટે **'પેઢીથી' બી** થવા માંડ્યું, કપાસ સુધારવાનું કામ ખાતરીવાળું થયું, અને આગળ વધ્યું. **આ 'પેઢીથી' બીને** લીધે તેમાંથી થતો કપાસ એક સરખી જાતનો પાકતો અને બીમાં બીજી પેટા જાતોનું મિશ્રણ થતું નહિ. આ પ્રથાને લીધે હજારો છોડનું બારીકાઈથી નિરીક્ષણ કર્યા પછી અને દરેક છોડનો કપાસ જુદો રાખી તેના રૂની સારી તપાસ કર્યા પછી માલૂમ પડ્યું કે સુરતી–ભરૂચી તથા વાગડની મુખ્ય જાતોમાં પણ ઘણી પેટા જાતો છે અને તેના છોડમાં તેમજ તેના રૂના ગુણોમાં ભેદ ('વેરીએશન') હોય છે. આ કારણથી છોડ–ઉછેરના શાસ્ત્રનો ઉપયોગ કરી જે તે ભાગમાંથી અનુકૂળ જાતમાંથી સારી ફાયદાકારક પેટા જાતો પસંદ કરી તેનાં બી તૈયાર કરવામાં આવ્યાં. આ જાતોને પછી ખેડૂતના બીની સાથે સરખાવી તેના પાકની નોંધ લઈ તેની રૂના વેપારીઓ પાસે કિંમત કરાવી; વળી તે રૂને મોટા પ્રમાણમાં તૈયાર કરી તેનું સૂતર કરાવી તેની મજબૂતાઇ તથા સૂતરના નંબરની નોંધ લઈ જે જાત ખેડૂતના કપાસ કરતાં વધારે ઉત્પન્ન આપે તેની પસંદગી કરવામાં આવી. આ પસંદગી માટે નીચેના મુખ્ય ગુણોનું ખાસ નિરીક્ષણ કરવામાં આવતું—

૧. કપાસનું ઉત્પન્ન.

૨. રૂનો ઉતારો.

૩. રૂના તારની લંબાઈ, મજબૂતાઈ, બારીકાઈ વગેરે ગુણો કે જેના ઉપર સૂતરના નંબરનો આધાર છે.

૪. રોગ ન લાગે અને સારી રીતે વધે તેવા છોડ.

આ પ્રમાણે પસંદગી કરવાથી સારી જાતો શોધી કાઢવાને લગભગ દસ વરસ લાગે છે. એટલે આ કામ કેટલું ધીમું અને કઠિન છે તે સમજાશે.

## કપાસમાં સુધારો કરવાની છોડ-ઉછેરની ('પ્લેન્ટ બ્રીડીંગની') બીજી રીત

આ રીતને અંગ્રેજીમાં 'હાયબ્રીડાયઝેશન' કહે છે. આ રીતમાં એક અગર વધારે જાતોનું સાંકર્ય કરવામાં આવે છે. ઉપયોગી ગુણોવાળી પેટા જાતોનું સાંકર્ય કરી જુદા જુદા ગુણોને એક છોડમાં લાવી શકાય છે. દાખલા તરીકે લાંબા તારવાળા કપાસનો ગુણ, વધારે રૂ આપનાર કપાસનો ગુણ, સુકારો ન લાગે તેવો ગુણ—આ ત્રણે ગુણોને એકઠા કરી શકાય છે. અને બે કે ત્રણ જુદા છોડમાંથી આ ગુણો એક જ છોડમાં આ રીતથી ઉતારી શકાય છે. આથી ફાયદાકારક નવા ગુણો કપાસના છોડમાં લાવી શકાય છે અને નવો સારી જાતનો કપાસ તૈયાર થાય છે. આ રીતે ગુજરાતના કપાસમાં સુધારો થએલો છે.

ગુજરાત જેવા નાના પ્રદેશમાં ત્રણ કે ચાર જાતના કપાસની હયાતી છે, કારણ કે, દરેક ભાગની જમીન, વરસાદ તથા આબોહવામાં ફેર છે. દરેક ભાગને અનુકૂળ આવે એવી જ જાતનો કપાસ ત્યાં ફાયદાકારક રીતે થઇ શકે છે. આ કારણને લીધે ગુજરાતના જુદા જુદા ભાગોમાં કપાસની જાતો સુધારવાનું કામ જુદાં જુદાં સ્થળોએ કરવું પડે છે અને આ રીતે કપાસની જાત દરેક ભાગ માટે સુધારવામાં સારી ફતેહ મળી છે. તે હું ટૂંકમાં જણાવીશ.

### સુરત ફાર્મ ઉપર થયેલું કામ

આ ફાર્મ ૧૮૯૬માં ખોલવામાં આવ્યું. ૧૯૦૪થી કપાસ સુધારવાનું કામ આ ફાર્મ ઉપર શરૂ કરવામાં આવ્યું હતું. આ ભાગની જમીન કાળી છે. ભારે છે અને તેમાં ભેજ લાંબો વખત રહી શકે છે, સુકાય ત્યારે આ જમીનમાં ઊંડા ચીરા પડે છે. સુરત જીલ્લામાં સરેરાશ વરસાદ ૪૦ ઇંચ થાય છે. આ વરસાદ જુનથી આકટોબર માસ સુધીમાં થાય છે.

નર્મદાની દક્ષિણે આવેલા સુરત અને ભરૂચ જીલ્લાના પ્રદેશ માટે કપાસ સુધારવાનું કામ કરવા માટે આ ફાર્મ અનુકૂળ સ્થળ છે. આ ભાગમાં સુરતી દેશી કપાસ ૬ લાખ એકર પર થાય છે. ખેડાણ જમીનનો ૨૫ થી ૪૦ ટકા જેટલો હિસ્સો કપાસનો હોય

છે. આ કપાસ જુનમાં વરસાદ થતાં વવાય છે, અને માર્ચ એપ્રીલમાં તેનો પાક તૈયાર થાય છે. જમીનમાં ભેજ એટલો બધો રહે છે કે સપ્ટેમ્બર માસ સુધી છોડની વધ નહિ જેવી હોય છે અને આકટોબર પછી છોડની વધ કમી થાય છે અને ગરમી ઓછી થતાં સાથે ફૂલ આવે છે; નવેંબર ૧૫થી જાન્યુઆરી ૧૫ સુધીમાં ફૂલ મોટા પ્રમાણમાં આવે છે. ડીસેમ્બર અને જાન્યુઆરીમાં ઠંડી સારી હોય છે તેથી ફૂલ સારાં આવે છે. વળી અહીં હિમ પડતું નથી એટલે આ ભાગમા સારી જાતના કપાસ માટે સંજોગો અનુકૂળ છે. પણ આ જમીનમાં 'હરએશીઅમ' સિવાય બીજી જાતનો કપાસ સારી રીતે ઉછરતો નથી. અમેરિકાના કે ઇજીપ્તના કપાસના છોડ આ જમીનમાં સારી રીતે વધી શકતા નથી.

આ સુરતી દેશી કપાસનું ઉત્પન્ન એકરે સરેરાશ ૩૫૦ રતલ ગણાય છે; અને કપાસમાં રૂનું પ્રમાણ ૩૩ ટકા છે. આ રૂનો તાર ⅞ ઇંચ લાંબો છે. તેનો ભાવ ભરૂચી રૂ કરતાં દર ખાંડીએ રૂપિયા ૪૦ થી ૬૦ વધારે આવે છે. સુરતના દક્ષિણ ભાગમાં (નવસારી અને આજુબાજુ) હવા વધારે ભેજવાળી હોય છે, તેથી ત્યાં કપાસ સારો થાય છે અને તેનો ભાવ ખાંડીએ ૫ થી ૧૦ રૂપિયા વધારે આવે છે.

## કપાસના સુધારવા જેવા ગુણો

આ ભાગ માટે દેશી કપાસ કરતાં વધારે કપાસ પાકે, તે કપાસમાં વધારે રૂનું પ્રમાણ (વધારે જીનીંગ) આવે, તાર લાંબો સુંવાળો રેશમ જેવો અને ઊંચા નંબરનું સૂતર કાઢે તેવા ગુણો કપાસની નવી જાતમાં મેળવવાનો હેતુ હતો. આ ઉપરાંત સુરતમાં કેટલીક જગાએ સુકારાનો રોગ ('કોટન વોલ્ટ') છે તે રોગ ન થાય એવી કપાસની જાત બીજા ઉપર જણાવેલા ગુણોવાળી હોવી જોઈએ.

## સુધારવાની રીતો

વનસ્પતિશાસ્ત્રના નિયમ પ્રમાણે કપાસનો સુધારો નીચેની ત્રણ રીતે કરવામાં આવ્યો હતો.

૧. બહારની જાતોને લાવી, તેને ઉગાડી, આપણી જમીન તથા હવાને અનુકૂળ બનાવવી.

અમેરિકા તથા ઇજીપ્તની કપાસની જાતો બહારથી લાવી ૧૭૯૦ થી તેને સૂરતમાં ઊગાડવા યત્ન કરેલા; પણ સૂરતની જમીનમાં બહારનો છોડ સારી રીતે થઈ શકયા નથી; તે ઉપરાંત જેસીડ નામના જંતુ અને પાનનો રતાશનો રોગ છોડને લાગે છે, જેથી ઉત્પન્ન બરાબર આવતું નથી. તેથી ૧૮૯૬-૯૭માં ફાર્મના રિપોર્ટમાં બતાવ્યું છે કે હિંદુસ્તાન બહારની જાતો તેમજ હિંદુસ્તાનના બીજા ભાગોની જાતો સૂરતમાં સારી થઈ શકતી નથી. અને સૂરતનો દેશી કપાસ કે જે હિંદુસ્તાનમાં લાંબામાં લાંબો તાર આપે છે તે સિવાયની બહારની લાંબા તારની જાત સૂરતમાં થઈ શકશે નહિ.

## ૨. પસંદગીની રીત

દેશી કપાસમાંથી સારામાં સારા છોડમાંથી દર સાલ જીંડવાં એકઠાં કરી જથાબંધ સારાં બી ('માસ સીલેક્શન') તૈયાર કરવાં અને તેને ફાર્મ પર વાવવાં, અને તેનું બી ખેડૂતોને પણ આપવું. આ પ્રમાણે ૧૯૦૪ થી ૧૯૧૬ સુધી ફાર્મ પર સુધારાનું કામ થયું. ૧૯૧૭ થી ફાર્મપર ઘણી શુદ્ધ, એકબીજાથી કાંઈક ઉપયોગી બાબતોમાં જુદી પડે તેવી, છોડની જાતો જુદી પાડવામાં આવી. આમાંથી 'સીલેક્શન' નં. ૧ એ'ની જાત તે વખતે ઉપયોગી થઈ પડી.

**સીલેક્શન નં ૧ એ—લાંબાં જીંડવાં**—આ જાત ખેડૂતના બીમાંથી—૧૯૦૪માં પસંદ કરેલા બીમાંથી ૧૯૧૬-૧૭ માં જુદી પાડવામાં આવી, અને ફાર્મ પર દેશી કપાસ સાથે ઉત્પન્ન માટે સરખાવવામાં આવી. તેનું રૂ તે વખતના દેશી રૂ કરતાં ૫ ટકા વધારે સારું હતું; તથા ૧૫ ટકા વધારે રૂનો ઊતારો આપતું હતું. આ વખતે લડાઇ ને લીધે રૂના ભાવ એટલા બધા વધી ગયા હતા કે જેથી ભરૂચનું હલકું ધોળેરી રૂ સૂરતી રૂ માં ભેળસેળ કરવામાં આવ્યું હતું અને ભરૂચી કપાસનાં બી પણ કેટલાક ભાગમાં વાવવામાં આવતાં હતાં, કારણ કે ભરૂચી કપાસનો ઉતારો ૪૦ ટકા જેટલો હતો જ્યારે દેશી કપાસનો ઊતારો ૩૩ ટકા જેટલો હતો. આ કારણસર સીલેક્શન નં ૧ એ ('લોંગ બોલ'—લાંબાં જીંડવાં) નાં બી ખેડૂતને ઓલપાડ જીલ્લામાં ૧૯૧૯-૨૦ માં આપવામાં આવ્યાં હતાં. પરંતુ ૧૯૨૨ માં આ જાતનું બી આપવાનું બંધ કરવામાં આવ્યું અને ૧૦૨૭ નામની બીજી જાત જેનું રૂ વધારે સારું અને

લાંબા તારનું હતું, તે જાતનાં બી આપવાનું ખાતાએ નક્કી કર્યું. સીલેક્શન નં ૧-એ-નો ઊતારો ૩૯% છે જ્યારે ૧૦૨૭ નો ઉતારો ૩૫% છે; પરંતુ સીલેક્શન નં ૧—એ—નો તાર ૦·૮૮" લાંબો છે, જ્યારે ૧૦૨૭ નો તાર ૦·૯૬" નો છે. સીલેક્શનનું રૂ કરકરૂં અને જાડા તારનું છે. ૧૦૨૭ નું રૂ રેશમ જેવું સુંવાળું અને પાતળા તારનું છે. સીલેક્શન નં. ૧ એ-માંથી સરેરાશ ૨૯ નંબરનું સુતર નીકળે છે ત્યારે ૧૦૨૭માંથી ૩૨ નંબરનું સુતર નીકળે છે. ૧૦૨૭ નંબરના રૂની કિંમત સીલેક્શનના રૂ કરતાં ખાંડીએ રૂ. ૨૦ વધારે આંકવામાં આવે છે.

વળી પસંદગી કરવાથી સારા છોડ મળી આવશે એમ માની ૧૯૩૨-૩૩ માં સુરત જીલ્લામાંથી બધાં જીનમાંથી ફરીથી બી એકઠાં કરવામાં આવ્યાં અને એસ નં. ૯-૧-૪ નો છોડ પસંદ કરી જુદો પાડવામાં આવ્યો, જે કપાસના ઉત્પન્નમાં ૧૦૨૭ જેટલો છે અને એક ટકો વધારે ઉતારો આપે છે. પંદર દિવસ કપાસ વહેલો પાકે છે, પરંતુ તેના તાંતણા ઘણા પ્રમાણમાં કાચા અને નબળા હોવાથી તેનું સુતર હલકા દરજ્જાનું હોય છે. ફરીથી ૧૯૩૫-૩૬ અને ૧૯૩૬-૩૭ માં બધાં જીનોમાંથી બી એકઠાં કરી કેટલાક છોડ પસંદ કરી શુદ્ધ કર્યા છે પણ તે છોડનો ઉતારો ૧૦૨૭ થી પણ કમી છે, જો કે તાર લંબાઈમાં સહેજ સારો છે. આ ઉપરથી હવે નક્કી કરવામાં આવ્યું કે પસંદગી કરવાથી દેશી બીમાંથી ૧૦૨૭ કે સીલેક્શન નં. ૧ એ-ના કરતાં વધારે સારી જાત મેળવી અશક્ય છે.

### ૩. 'હાઇબ્રીડાઇઝેશન'ની ત્રીજી રીતથી થયેલું કામ.

આ રીતથી ઉત્પન્ન થયેલો '૧૦૨૭ એ-એલ. એફ (લોંગ-ફાઇન).' જાતનો કપાસ છે અને તે હાલ સુરતમાં 'સ્ટેન્ડર્ડ' કપાસ તરીકે વવાય છે. આ કપાસની જાત ૧૯૦૧ માં પ્રો. ગેમીએ ખડકી ફાર્મ પર ભરૂચના ઘોઘારી અને ધારવાડની કુમટા જાત વચ્ચે કરેલાં મિશ્રણ ('ક્રોસ') માંથી થયેલી છે. આ ક્રોસ છારોડી ફાર્મ પર ૧૯૦૩ માં ઉગાડવામાં આવ્યો હતો, અને ૧૯૦૪ માં એના બે ચાર છોડ ૧૦૨૭=એ નામેથી પસંદ કરવામાં આવ્યા હતા, અને ૧૯૦૫માં તેને સુરત ફાર્મ ઉપર ઉગાડવામાં આવ્યા હતા. આમાંથી પસંદ કરતાં કરતાં ૧૯૦૭ માં બે જાત જુદી પાડવામાં આવી હતી. એક જાડા તારની અને બીજી પાતળા તારની (લોંગ-ફાઇન) અને તેને ૧૯૧૦-

૧૧ માં ૧૦૨૭ એ-એલ. એફ. નું નામ આપવામાં આવ્યું પરંતુ દરેક છોડનો શુદ્ધ વંશ કરવામાં આવતો નહિ હોવાથી ૧૯૧૬-૧૭ સુધી માસ-સીલેકશન (જથાબંધ પસંદગી) ચાલુ રહી. ૧૯૧૭-૧૮માં સારામાં સારો એક છોડ પસંદ કરી જુદો પાડી શુદ્ધ રાખવામાં આવ્યો. અને તેનું બી વધારવામાં આવ્યું. ૧૯૨૨-૨૩ માં સૂરત ફાર્મ પર સારા પ્રમાણમાં ઉગાડવામાં આવ્યું અને ઉત્પન્ન થયેલું બી ફાર્મની આજુબાજુ વાવવા આપવામાં આવ્યું. ત્યારથી આજ સુધીમાં સૂરતમાં ને ખાસ કરીને રાજપીપલામાં તે મોટા પ્રમાણમાં વવાય છે. આ જાત હિન્દુસ્તાનમાં દેશી જાતોમાં લાંબામાં લાંબા તારની ગણાય છે. તેનું રૂ 'મીડલીંગ અમેરીકન' જાતના જેવું છે.

ઉપર કહ્યું તેમ આ વખતે સુરતના રૂમાં હલકા ઘોઘારી રૂનું મિશ્રણ ઘણું થયું હતું અને તેથી સુરતના રૂનું નામ બગડયું હતું. પણ ૧૦૨૭ એ-એલ. એફ.ની જાતથી સુરતના રૂની નામના વેપારમાં પાછી જામી શકી છે.

૧૦૨૭ એ. માં ઉતારો કમી છે. તેથી સીલેકશન નં. ૧ એ— હજુ પણ ઓલપાડ તેમજ બીજાં ભાગોમાં તેના સારા ઉતારા માટે વવાય છે. જીનવાળાઓ તેમજ વેપારીઓ ઉતારાને લીધે તેની કિંમત ખેડૂતને વધુ આપે છે. પરંતુ સારા ગુણવાળા કપાસ કે રૂની કિંમત ખેડૂતને પૂરેપૂરી મળતી નથી તેથી સારા ઉતારાવાળી જાતો હલકી જાતના રૂ વાળી હોય છે, તોપણ તેને ખેડૂત તથા કેટલાક જીનવાળાઓ વધારે પસંદ કરે છે. આજ કારણસર ૧૯૨૨ થી તે હાલ સુધી સીલેકશન નં. ૧-એ-સૂરતમાં ચાલુ છે અને ઘોઘારી પણ કેટલીક જગાએ ચાલુ છે. સૂરતમાં ઘોઘારી રૂ અટકાવવાને ૧૯૩૬ માં સરકારે કાયદો પણ કરેલો છે. ઘોઘારી જાત તો સીલેકશન કરતાં ઘણી જ ઊતરતી જાત છે. આ કારણસર ૧૦૨૭ ની જાતના કરતાં વધારે ઉતારાવાળી જાત, પણ તાર તેના જેવોજ લાંબો અને સુંવાળો હોય એવી જાત ઉત્પન્ન કરવા 'હાઈબ્રીડાઇઝેશન'થી નવાં પ્રયોગો સૂરત ફાર્મ પર ચાલુ રાખવામાં આવ્યા છે. ૧૦૨૭ અને ઘોઘારી ઈ. ૫ ના સાંકર્યથી સુરત-૫-૧ ની જાત મળી હતી. પણ તેને ૧૦૨૭ સાથે પાંચ વરસ સરખાવ્યા પછી માલૂમ પડયું કે સુતર બનાવવામાં સુરત-૫-૧ ની જાત હલકી છે, અને તેનાં કાલાં બરાબર ખુલતાં નથી. આમ કોઈ

કોઈ વખત દસથી બાર વર્ષનું કામ નિષ્ફળ નિવડે છે. બીજી એક જાત ભરૂચ નં. ૯–૧ ઘોઘારી અને 'સિલેક્શન ૧ સીલીંડ્રીકલ બોલ'ના સંકરણથી પણ મળી આવેલી હતી. આ જાતમાં ઉતારો ૩૯% છે, અને તારની લંબાઈ પણ સારી છે. પરંતુ તેને સુકારો વધુ લાગુ પડે છે એટલે તે ભરૂચ જીલ્લામાં આપવામાં આવી નહિ, પણ વડોદરા રાજ્યમાં કેટલાક ભાગોમાં જ્યાં સુકારો ઓછો છે ત્યાં તે મિશ્રણ તરીકે હજુ ઉગાડવામાં આવે છે.

૧૯૨૦ માં ફરીથી ૧૦૨૭ એ-એલ. એફ. અને સીલેક્શન નં. -૧ એ 'લોંગ બોલ'નું મિશ્રણ કરી તે બેના ગુણ એક કરવા યત્ન થયો અને તેમાંથી નં. ૮–૧નો છોડ મળી આવ્યો છે. આ જાતનો ઉતારો ૧૦૨૭ કરતાં ૩ ટકા વધારે છે અને ઉત્પન્નમાં ૨ ટકા વધારે કપાસ આપે છે, જેથી એકંદરે ૧૮ ટકા વધારે રૂ પકવે છે. તારની લંબાઈ ૧૦૨૭ના જેવી છે પણ તાર ૧૦૨૭ જેવો રેશમી અને સુંવાળો નથી. આ પ્રમાણે ચાર વરસ પરિણામ આવ્યું છે. પરંતુ છેલ્લાં બે વરસમાં તેનો તાર ૧૦૨૭ જેવો મજબૂત નથી ઉતર્યો. ખાસ કરીને કાચા તાંતણા નં. ૮–૧માં પ્રમાણમાં ઘણા છે. તેથી તેનું સૂતર ૧૦૨૭ જેવું ઊંચા નંબરનું આવતું નથી. તેમ છતાં એકંદરે સીલેક્શન નં. ૧–એ ના કરતાં આની કિંમત દર ખાંડીએ રૂ. ૧૫) વધારે આવે છે, જો કે તે ૧૦૨૭ કરતાં રૂ ૧૦) ઓછી છે. વધુ ઉતારાને લીધે તે નં. ૮–૧ની જાત સીલેક્શન નં. ૧ એ કરતાં વધારે સારી છે અને તેના અખતરા આ સાલે સૂરત જીલ્લામાં કરવામાં આવ્યા છે. આ વરસ ખરાબ છે પણ આશા છે કે તે કપાસ સીલેક્શન કરતાં સારો નીકળે, તો તે સુરત જીલ્લામાં દાખલ કરવા જેવો છે, જેથી સૂરત જીલ્લાની વીસ વરસની ભાંજગડ પતી જાય. 'સેગ્રેગેશન નં. ૮–૧'ની કુમાશ સુધારવા માટે પસંદગીની પદ્ધતિથી કામ ચાલુ છે. વળી બીજી કોશીશ પણ કરી છે, જેથી ૧૦૨૭ના તારના ગુણો અને સીલેક્શન નં. એ નો ઉતારો તથા વધુ પાક એક જ છોડમાં લાવી શકાય.

વળી ૧૦૨૭ કરતાં પણ વધુ નંબરનું સૂતર મેળવવા બીજાં મિશ્રણ કરવામાં આવ્યાં છે. ધારવાડનો કુમટા—જયવંત અને ૧૦૧૭નો ક્રોસ ૧૯૩૦માં કરવામાં આવ્યો હતો. આમાંથી એક જાત નં. ૨૨–૩–૨ની મળેલી છે, તે ૪૧ નંબરનું સૂતર આપે છે,

પણ ઉતારો ઓછો છે. આ ઉપરથી જણાશે કે સૂરતનો કપાસ સુધારવા ઘણા યત્નો ૧૯૩૦થી આજ સુધી ચાલુ જ છે.

આ સિવાય ક્રોસીંગથી સુકારો ન લાગે તેવો કપાસ બીજા ગુણોવાળો પેદા કરવા પણ અંકલેશ્વરમાં કામ શરૂ કરેલું છે. આ કામ માટે ભરૂચમાં દેશી કપાસમાંથી બી. ડી. નં–૮ જાતનો કપાસ શોધી કાઢેલો છે, જેને સુકારો લાગતો નથી, પણ તેનો તાર ટૂંકો છે અને ઉતારો બહુ જ ઓછો છે. ૧૦૨૭ અને સે–૮–૧ સાથે બી. ડી. ૮ અને કુમટા જાત જેને સુકારો લાગતો નથી તેનું મિશ્રણ કરી સારી જાત મેળવવા કામ ચાલુ છે. વળી ભરૂચ ફાર્મ પર ચોધારી અને બી. ડી. ૮ના ક્રોસથી સુકારો ન લાગે તેવી અને બીજી રીતે સારી જાતો છે તેનો પણ ઉપયોગ આ કામમાં કરવામાં આવે છે.

## જુદીજુદી જાતો (સ્પીશીઝ) વચ્ચે ક્રોસીંગ

અમેરીકા તથા ઈજીપ્તનો કપાસ હિંદુસ્તાનના કપાસ કરતાં જુદી જ જાતનો છે. તેથી આ બેનો ક્રોસ સહેલાઈથી થઈ શકતો નથી અને ક્રોસ થાય તો તેમાંથી છોડવાં થતાં નથી. હિંદુસ્તાનનું રૂ સુધારવું હોય તો અમેરિકા કે ઇજીપ્તની સારી જાતોનું લોહી આપણી દેશી કપાસની જાતોમાં મિશ્રણ કરવું જોઈએ. આ કામ સૂરતમાં સારી રીતે કરવામાં આવે છે. ઉપર કહ્યું તેમ સૂરતમાં હવાપાણી કપાસને અનુકૂળ છે અને સારામાં સારા તારનો કપાસ ઉગાડી શકાય તેમ છે. ફક્ત જમીન અને હવાપાણીને લીધે બહારના છોડ ઊગી શકતા નથી તથા રોગ લાગે છે. માટે જો સૂરતની જાતની કઠણાઈ અને બહારની જાતના કપાસના તારના ગુણો એક છોડમાં લાવી શકાય તો જ ગુજરાતના કપાસમાં કે હિંદુસ્તાનના કપાસમાં વધુ સુધારો થાય. આ કામ માટે અમેરીકામાં યત્નો થોડાંક જ વરસો પર શરૂ થયા છે અને તે વાંચતાં જ સૂરતમાં ખેતીવાડી કોલેજના એક ગ્રેજ્યુએટ શ્રી કનુભાઈ અમીન આ બાબતમાં સારું કામ કરી રહ્યા છે. તેમને ઈન્ડીઅન સેંટ્રલ કોટન કમીટીએ નાણાંની સગવડ કરી આપી છે.

એશિયાના કપાસમાં ૧૩ જોડી 'ક્રોમોઝોમ' છે ('ક્રોમોઝોમ' એ કોશ ('સેલ')ના બીજક ('ન્યુક્લીઅસ')માં આનુવંશિક સંસ્કારના મૂલાંકુરોવાળા અંગો છે જેમાં એક છોડમાંથી તેના વંશમાં

ઉતારવાના ગુણો રહેલા છે). અમેરીકાના કપાસમાં ૨૬ જોડી ક્રોમો-ઝોમ રહેલા છે, જેથી આ બે છોડનો મેળ ખાતો નથી. પરંતુ ક્રોસ કરીને તેને ફળદ્રુપ બનાવવા માટે એક ક્રોસની ઓલાદ, પાછી અમેરીકન પ્રોફેસર સાથે ક્રોસ કરીએ તો કેટલાક છોડ જીંડવાં આપે છે. આ પ્રમાણે પહેલા ક્રોસમાંથી ૪૦ છોડ મળ્યા પણ તે ફળદ્રુપ ન હતા. આ છોડને અમેરીકન જાત સાથે પાછો ક્રોસ કરવાથી ૫૧ છોડ મળ્યા છે, જેમાંથી ૩૦ છોડ કેટલેક અંશે ફળદ્રુપ છે. આમાંથી કેટલાક છોડમાંથી શુદ્ધ બી તૈયાર કર્યું છે. આ છોડમાં કેટલાક સારા ગુણ આવેલા છે પણ હજુ તેનો અભ્યાસ ચાલુ છે.

**બ્લેકેસલીએ** અમેરીકામાં ફળદ્રુપતા મેળવવાની એક નવી રીત થોડાક વંસો પર શોધી કહાડી છે આ રીતમાં છોડમાંથી મેળવેલું "કૉલચીસીન' નામનું ઝેર છે, તેનો ઉપયોગ થાય છે. આ ઝેર લગાડવાથી ક્રોમોઝોમની સંખ્યા બમણી થાય છે અને આનો ઉપયોગ અમેરીકાના અને એશિયાના કપાસની મિશ્ર ઓલાદ કે જે વાંઝિયા હોય છે તેના પર કરવામાં આવ્યો છે. આ ઝેર જો ઘણા જ થોડા પ્રમાણમાં વાપરવામાં આવે તો મિશ્રણ-છોડમાં ફળ (જીંડવાં) આવે છે પણ તેમાંથી બી બહુ જ ઓછાં પેદા થાય છે. આ રીતે ઉત્પન્ન કરેલા છોડનો અભ્યાસ ચાલુ છે, અને તેના પરથી ઘણું નવુ જાણવાનુ મળશે, અને ઘણો લાંબો વખત કામ કર્યા પછી તેમાંથી ખેતીના કામમાં આવતી જાતો મળી શકે કે કેમ તે પણ જાણી શકાશે. જુદી જુદી જાતોનું મિશ્રણ ઘઉં તથા "રાઈ" નામના અનાજનું રૂશિયામાં ફત્તેહમંદ રીતે કરવામાં આવ્યું છે અને આ બાબતમાં વધુ સંશોધન બીજા દેશોમાં ચાલુ છે. સુરતનું કામ અગત્યનું હોવાથી વિગતવાર વર્ણન આપ્યું છે, એટલે બીજાં ફાર્મો પર થયેલા કામની નોંધ હવેથી લંબાણમાં આપવાની જરૂર નથી.

## ભરૂચ ફાર્મ પર થયેલું કામ

ભરૂચ જીલ્લામાં કપાસ અને જુવાર બે જ પાક ખાસ અગત્યના છે, તેમાં કપાસ ઘણો જ અગત્યનો પાક છે, ભરૂચનું ફાર્મ ભરૂચ, વડોદરા, ખેડા તથા અમદાવાદને ઉપયોગી કપાસ સુધારવાનું કામ કરી શકે તેમ છે, આ ભાગમાં એટલે નર્મદા અને મહી નદી વચ્ચેના મુલકમાં આઠ લાખ એકર પર ભરૂચી કપાસ થાય છે આમાંથી

બે લાખ ગાંસડી રૂ થાય છે. એક ગાંસડી ૪૦૦ રતલની હોય છે. આ રીતે કપાસનો ઘણો જ અગત્યનો પાક આ ભાગ માટે પણ છે.

આ ભાગની જમીન જુદીજુદી જાતની કાળી તથા ગોરાડુ છે. કાળી જમીનમાં આ પાક મુખ્ય છે. જમીન પણ ફળદ્રુપ છે. વરસાદ સરેરાશ ૩૦ ઇંચ થાય છે. ગયા દશ વરસમાં વરસાદ ૨૧ થી ૩૬ ઇંચની અંદર થયેલો છે. વરસાદ જુનથી સપ્ટેમ્બરની આખર સુધીમાં હોય છે. કપાસ વરસાદ પહેલાં ઢેપવામાં આવે છે અને વરસાદ પછી કપાસ તરત જ સારી વધમાં પડે છે. ફૂલ ઓક્ટોબરથી ડીસેમ્બર માસમાં આવે છે. જીંડવાં તૈયાર થઈ કપાસ વીણવા લાયક જાન્યુઆરીથી તે માર્ચમાં થાય છે. સૂરત કરતાં વરસાદ ઓછો છે અને પ્રથમથી છોડની વધ સૂરત કરતાં સારી પરંતુ હવા પ્રમાણમાં સૂકી એટલે આ ભાગમાં કપાસ સુરત જેવો લાંબા તારનો થતો નથી અને પાક એકથી બે માસ વહેલો આવે છે. સાધારણ રીતે સારી રીતે જોઈએ તેમ વરસાદ પડે તો ૨૦" વરસાદ પાક પકવવા પૂરતો થાય છે. પરંતુ ૧૯૩૫થી વરસાદ કમી થતો લાગે છે, અને લાંબો વખત વરસાદ સિવાયનું ખેડિયું પડે છે. ઠંડી સખત હોતી નથી પરંતુ ૧૯૩૫ પછી કોઈ વખત હિમનું નુકશાન કપાસને પહોંચે છે; એટલે આ ભાગ માટે જલદી પાકે તેવી જાત ઉછેરવાની છે.

### કપાસની જાતો

જૂના વખતમાં ભરૂચી દેશી જાતનો કપાસ આ વિભાગમાં થતો હતો જેનો તાર લાંબો, સુંવાળો, પાતળો, અને મજબૂત હતો. આ કપાસની નામના આખી દુનિયામાં થયેલી હતી. ભરૂચી રૂની કિંમત પર હિંદુસ્તાનના બધી જાતના રૂના ભાવ બંધાએલા હોય છે, જેમ અમેરિકાની મીડલીંગ જાત પર અમેરિકાની બીજી જાતોમાં રૂના ભાવ પડે છે. આ દેશી કપાસમાં રૂનો ઉતારો બહુ ઓછો છે. આ જાતમાંથી જ બી. ડી. ૮નો કપાસ પસંદ કરેલો છે. ઘણા વખતથી જીનના વેપારીઓએ આ ભાગમાં ઘોઘારી જાતનો કપાસ જેમાં રૂનો ઉતારો ૪૦ થી ૪૫ ટકા જેટલો છે, તે દાખલ કર્યો છે. આ ઘોઘારી કપાસ ટૂંકા જાડા અને નબળા તારનો છે. વળી આ કપાસની જાતને સુકારો વધુ લાગે છે. હાલમાં જ દેશી કપાસ કાનમી કે કાનવીને નામે ઓળખાય

છે તેમાં ૭૦ ટકા ઘોઘારી કપાસનો ભાગ છે અને ૩૦ ટકા જૂની ભરૂચી દેશી જાત આવે છે. આ ભેળસેળને લીધે ભરૂચી કપાસનો તાર ફક્ત ૦.૭૭" લાંબો છે અને તેમાંથી વધારેમાં વધારે ૧૫ નંબરનું સૂતર કંતાઇ શકે છે. વળી આ સુતર ઘણે ભાગે વાણા-માંજ ('વેફ્ટ'માં) વપરાય તેવું નબળું હોય છે.

## ઘોઘારીની શુદ્ધ જાતોનું ઉત્પન્ન

### સંશોધનની શરૂઆત

૧૯૧૪ થી ૧૯૧૯ સુધીમાં આ કપાસમાં સુધારો કરવા માટે ઊંચા ઉતારાવાળા ઘોઘારી જાતના છોડમાંથી જ શુદ્ધ જાતો પસંદ કરવામાં આવી હતી. તે વખતે કામ કરનારાઓ એમ માનતા હતા કે વધારે ઉતારાવાળા કપાસથી જ ખેડૂતને લાભ છે, કારણ કે આવા કપાસના ભાવો જીનવાળા સારા આપતા હતા. પણ હાલ જ્યારે હલકી જાતનાં રૂની માંગણી કમી થઈ છે ત્યારે લાગે છે કે હલકી જાતના રૂના ભાવ આવતા નથી. તે વખતે ઘોઘારી જાતની છ પેટા જાતો શુદ્ધ કરી જુદી પાડવામાં આવી હતી, અને તેને સ્વોપાર્જિત બી ઉત્પન્ન કરી હજુ સુધી શુદ્ધ રાખવામાં આવી છે. પરન્તુ આમાંથી એકે જાત ખેતીના કામમાં આવે તેવી નીકળી નથી, કારણ કે તેનો ઉતારો ૪૨ થી ૪૭ ટકા હતો તોપણ તાર બહુ જ ટૂંકો નબળો અને જાડો ઊન જેવો હોવાથી અને સુકારો વધુ લાગવાથી ખેડૂતોને આપવા જેવો ન હતો.

## ભરૂચી કપાસની શુદ્ધ જાતોનું ઉત્પન્ન

૧૯૧૯—૨૦માં સારું ઉત્પન્ન આપતી સારા તારવાળી જાતો દેશી કપાસમાંથી પસંદ કરીને શોધી કાઢવામાં આવી. તેને પરિણામે ભરૂચ દેશી નં. ૮ (બી. ડી.) ની જાત સારામાં સારી મળી આવી છે. આ જાતમાં ઘણા સારા ગુણો છે–જેવા કે તેને સુકારો ('વીલ્ટ') લાગતો નથી. તેનો તાર લાંબો, મજબૂત ને પાતળો છે, અને તેમાંથી ૩૨ નંબરનું સૂતર નીકળે છે. પરંતુ તેના રૂનો ઉતારો બહુ જ ઓછો છે એટલે કે સરેરાશ ૩૨ ટકા જ છે, જે દેશી ભેળસેળ કપાસ કરતાં ૭ ટકા ઓછો છે. તેથી આ જાતનો કપાસ ખેડૂત તથા જીનવાળાઓ પસંદ કરતા નથી. તેમ છતાં જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં સુકારાનો રોગ જમીનમાં વધારે હોય છે ત્યાં આ કપાસ ખેડૂત વાવે છે

અને તેનો પાક સારો આવે છે. પણ જીનવાળા તેનો ભાવ સારો આપતા નથી. વળી સુકારો આ જાતને લાગતો નથી અને બીજા ગુણો સારા છે. માટે આ જાતમાં સારાં લક્ષણોનું મિશ્રણ કરવા, સાંકર્ય (ક્રોસીંગ) કરવામાં, આ જાત ઘણી ઉપયોગી થઈ પડી છે.

## સાંકર્ય ('હાઈબ્રીડાઇઝેશન')ની રીત

૧૯૨૫થી ૧૯૩૧માં જુદી જુદી જાતોનું સાંકર્ય કરીને નવી જાત કે જેને સુકારો લાગે નહિ, ઉતારો સારો હોય અને તારના ગુણો પણ સારા હોય તે મેળવવા કોમીલા, વાગલે, જયવંત, બી. ડી. ૬., બી. ડી. ૮, વગેરેનું સાંકર્ય કરવામાં આવ્યું હતું. પણ આમાંથી એક સારી નવી જાત નહિ મળવાથી તેના 'સંકર' છોડ પડતા મૂકવામાં આવ્યા હતા.

પરંતુ આ રીતનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરી નવી જાત ઊભી કરવાના યત્નો ૧૯૩૨માં ઇન્ડીઅન સેંટ્રલ કોટન કમિટિએ ભરૂચની યોજના મંજુર કરી ત્યારે ફરીથી થયા. અને જી. એ. ૨૬ (ઘોઘારી એ. ૨૬) ની જાતને બી. ડી. ૮ નંબરની જાત સાથે 'સંકર' કરવાથી ઘણી સારી નવી જાતો મળી આવી છે. આ કામમાં ફત્તેહ મેળવવાનું માન હાલના ભરૂચના કોટનબ્રીડર શ્રી. પ્રભુભાઈ પટેલને છે.

ભરૂચ જીલ્લાને એવો કપાસ જોઈએ છે કે જેનો ઉતારો ૪૦ ટકા હોય, જે રૂમાંથી ૩૨ નંબરનું સૂતર નીકળે, જેનું ઉત્પન્ન સારું હોય અને જે છોડને સુકારો લાગે નહિ. આવી જાત મળી આવે તો જ લોકો ઘોઘારીના જેવો હલકો પણ ઊંચા ઉતારાનો કપાસ બદલી નવો કપાસ વાવે. આ હેતુથી ભરૂચ ફાર્મ પર નીચે પ્રમાણે કામ થયું છે.

૧૯૩૨માં મહી નર્મદા વચ્ચેના મુલકના ૧૦૦ જીનમાંથી બીના નમૂના એકઠા કર્યા અને તેને મોટા પ્રમાણમાં ફાર્મ પર વાવ્યા. અને એમાંથી જણાયું કે દેશી કપાસને સુકારો લાગે છે. આમાંથી એન. એસ. નં. ૧૨ ની જાતના છોડને સુકારો ન લાગ્યો. પરંતુ તેનાં બીજાં લક્ષણો જોઈએ તેવાં સારાં નહિ હોવાથી તે જાત ખેતીના કામની નથી.

'સાંકર્ય' રીતનો ઉપયોગ કરી ઘોઘારી અને ભરૂચી દેશી શુદ્ધ જાતોનું મિશ્રણ–ઉપર જણાવેલાં લક્ષણવાળા કપાસની જાત–આ પ્રદેશ માટે ઉત્પન્ન કરવા સારા પ્રયત્નો થયા છે. તેને પરિણામે બી. ડી. ૮×૭. એ. નં. ૨૬માંથી બે ઉપયોગી જાતો મળી આવી છે. અને (બી. ડી. ૮×૭. એ. ૨૬) પૈકી ૧–સાથે બી. ડી. ૮ નંબરનું ફરીથી સંકર કરવાથી પાંચ ઉપયોગી જાતો મળી આવે છે. આ જાતોને છેલ્લાં ત્રણ વરસમાં મોટા પ્રમાણમાં ઉગાડી દેશી કપાસ અને બી. ડી. ૮ નંબરના કપાસ સાથે સરખાવવામાં આવ્યા છે અને હવે તેમાંની ત્રણ જાતો, તેનું ઉત્પન્ન, ઉતારો, તેના તારના ગુણો તથા સુકારો કેટલો લાગે છે વગેરે જાણવા ખેડૂતોનાં ખેતરમાં ઉગાડવામાં આવી છે, જેથી છેવટે એક જાત પસંદ કરવામાં આવે.

આ બાબતમાં જણાવવું જોઈએ કે પૂના ખેતીવાડી કોલેજમાં સુકારો ('વીલ્ટ') સોએ સો ટકા છોડને ન લાગે તેની તપાસ કરવાની રીત શોધી કાઢવામાં આવી છે અને તે રીતથી બારીક સ્થિતિમાં હજારો બીની ચિકિત્સા થાય છે. અને વરસોવરસ રોગ ન લાગે એવાં બીમાંથી છોડ ઉગાડી છેવટે ૧૦૦ ટકા છોડને સુકારો ન લાગે એવી જાતો સ્વોપાર્જિત રીતે બી તૈયાર કરી શોધી કાઢવામાં આવી છે.

આ નવી જાતોના રૂનો ઉતારો ૪૦ થી ૪૩ ટકા જેટલો છે. તેના તારો લંબાઈમાં ૦·૮૮" છે જ્યારે દેશીના ૦·૭૭" છે. તે રૂમાંથી બી. ડી. ૮ નંબર જેટલા બારીક નંબરનું (૩૨થી ૩૫ નંબરનું) સૂતર કંતાઈ શકે છે. સુકારાની દૃષ્ટિએ પણ ૧૦૦ ટકા સુકારો ન લાગે તેવી જાતો માલૂમ પડી છે.

## વિરમગામ ફાર્મ પર ચાલતું કામ

વિરમગામમાં વાગડ કપાસ થાય છે. ત્યાં વરસાદ બહુ જ થોડો તથા અનિયમિત છે, અને હિમ પણ ઘણી વખત પડે છે. ત્યાંનો કપાસ ધોલેરા ગ્રુપમાં આવે છે. દર વરસે બે લાખ ગાંસડી રૂ આ જાતના કપાસમાંથી ઉત્તર ગુજરાત તથા કાઠિયાવાડમાં થાય છે. તેના રૂનો તાર $\frac{3}{4}$" થી $\frac{7}{8}$" જેટલો લાંબો છે અને તેમાંથી ૧૬થી ૧૮ નંબરનું સુતર કંતાય છે. આ જાતમાં બહુ ફૂટ થતી નથી. જાત બહુ કઠણ છે, અને ખારવાળી જમીનમાં પણ થઈ શકે છે. તે જુવાર–

ઑગસ્ટમાં વવાય છે, અને માર્ચમાં વીણાય છે. કાલાં બંધ હોય છે તેથી કાલાં વીણવામાં આવે છે. આ ભાગનો વરસાદ ૨૫ ઇંચ જેટલો છે, પણ તેમાં ૧૦ થી ૪૦ ઇંચ સુધીમાં વધઘટ થાય છે.

## સીલેક્શન અગર પસંદગીથી થએલું કામ

પ્રથમ આ જાતનાં બી ભરૂચ ફાર્મ પર ૧૯૧૭–૧૮માં ઉગાડવામાં આવ્યાં હતાં અને તેમાંથી પાંચ જાતો જુદી કાઢવામાં આવી હતી. ૧૯૨૧–૨૨ માં જ્યારે વિરમગામનું ફાર્મ ખોલ્યું ત્યારે તે જાતો ત્યાં ઊગાડવામાં આવી. આ પાંચ જાતોમાંથી વાગડ નં. ૪ અને નં. ૮ કંઈક ઉપયોગી જણાય છે. વા. નં. ૮ વિરમગામની સ્ટેન્ડર્ડ જાત તરીકે ગણવામાં આવે છે, કારણ કે તેનો પાક તથા ઉતારો સારો છે અને તેનો તાર લગભગ દેશી જેવો છે. તેનો ઉતારો ૩૯ ટકા છે. દેશીનો ઉતારો ૩૬ ટકા છે, તાર ૦.૭૮૦ ઇંચ છે જ્યારે દેશીનો તાર ૦.૭૮૨ ઇંચ છે. એકમાંથી ૧૪ નંબરનું સૂતર નીકળે છે જ્યારે બીજામાંથી ૧૫ નંબરનું સૂતર નીકળે છે.

૧૯૨૫–૨૬ પછી ઉત્તર ગુજરાતનાં વાગડનાં બી એકઠાં કરી વીરમગામ ફાર્મ પર ઉગાડી તેમાંથી પસંદગી કરવામાં આવી છે પણ એકે જાત ખાસ ઉપયોગી નથી.

## 'હાઇબ્રીડાઇઝેશન'નો ઉપયોગ

વાગડ નં. ૮ અને નં ૪ નો ૧૦૨૭ સાથે સંકર કરવામાં આવ્યો અને તેમાંથી એકબે જાતો વાગડ નં. ૮ ના કરતાં વધારે ઉતારાવાળી તથા સહેજ લાંબા તારની મળી છે. આ જાતોમાં ૪–૧ ની જાત સારી ગણાય છે. તેનો ઉતારો ૪૨ ટકા છે, જ્યારે વા. નં. ૮ નો ૩૯ ટકા છે. તે જ વરસે દેશી વાગડનો ઉતારો ૩૫ ટકા હતો. દેશી વાગડ જેટલું કપાસનું ઉત્પન્ન આવે છે; પણ વા. નં. ૮ ના ઉત્પન્ન કરતાં ઓછું છે. પરંતુ રૂની પેદાશ વા. નં. ૮ જેટલી છે. આ જાતના રૂના ગુણો ખરાબ વરસોમાં ઘટી જાય છે એટલે હજુ પણ વિરમગામમાં નવી જાત સાંકર્યથી શોધવાના પ્રયત્નો ચાલુ જ છે, અને ધરાની તથા રૂશિઆના કપાસનું સાંકર્ય વાગડ સાથે કરવામાં આવે છે. આ જગાને માટે કપાસ કઠણ જાતનો અને જલદી પાકે તેવો જોઇએ. વળી

ઉતારો વાગડ નં. ૮ જેટલો જોઈએ, તેમજ તાર લગભગ વીસ નંબરનું સૂતર આપે એવો જોઇએ. તેને માટે યત્ન ચાલુ છે.

## જુવાર

ગુજરાતમાં અનાજના પાકોમાં જુવારના પાકનું સ્થાન ક્ષેત્રફળ જોતાં પહેલું છે. તે ૮,૨૨,૦૦૦ એકર પર વવાય છે. જુવારનો પાક લેવામાં બે હેતુ હોય છે: એક ઢોરના ચારા માટે અને બીજો માણસના ખોરાક માટે.

અમદાવાદ તથા ખેડામાં જુવારનું વાવેતર મુખ્યત્વે ઢોરના ચારા માટે જ કરવામાં આવે છે, જ્યારે ભરૂચ અને સૂરત જીલ્લામાં દાણા માટે પકવવામાં આવે છે. જો જુવાર અનાજ માટે પકવવામાં આવે તોપણ તેનું ઘાસ ઢોરને ખવડાવવામાં આવે છે તે હેતુ ભૂલાવો ન જોઈએ.

અમદાવાદની જુવારમાં ઉતાવળી, મરઘડી, છાસઢિયો, વગેરે જાતો છે, જ્યારે ખેડા જીલ્લામાં સૂંઢિયું જુવાર વવાય છે. આ બધી જુવાર ચારા તરીકે વવાય છે, અને તેના દાણા પણ લેવાય છે, પણ તેનો ફક્ત બી તરીકે જ ઉપયોગ થાય છે.

ભરૂચ જીલ્લામાં મુખ્યત્વે કરીને જુવાર શિયાળુ વવાય છે. ભરૂચ ફાર્મપર જુવારનું કામ થયું છે જેમાંથી જુવાર નં—૮ ની જાત મળી છે. તે સહેજ વહેલી પાકનારી છે, અને ઢોરના ચારા માટે સારી છે. કેટલાક ભાગમાં જ્યાં બી સારું નથી ત્યાં આ જાત ઉત્પન્ન વધારે આપે છે.

સૂરત જીલ્લામાં સૂરતના ફાર્મ પર કપાસનું તેમજ જુવારનું સંશોધન થયું છે. સુરત જીલ્લામાં ચોમાસુ જુવાર અને કપાસ વારાફરતી વવાય છે. વાવણી કરતી વખતે કપાસ વહેલો વવાય છે અને જુવાર પાછળથી વવાય છે. આનું મુખ્ય એ કારણ છે કે જો ચોમાસાની શરૂઆતમાં જુવાર વવાય તો તેના છોડનો સાંઠો ખાનાર કીડો (બોરર) વચ્ચેની ડૂંખ ખાઇ જાય છે. તેથી જુવારનું વાવેતર થોડું મોડું અને જાડું કરવું પડે છે. જાડી વાવેલી જુવારને પાછળથી ગાળી નાખવામાં આવે છે. ગાળતી વખતે કીડાથી ખવાએલા છોડ પહેલા ઉપાડી નાંખવામાં આવે છે.

સૂરત જીલ્લામાં જુવારની મુખ્ય પાંચ જાત છે: પીરીઓ, સોલાપુરી, ચપટી, નીઆળો અને વાની.

૧. **પીરીઓ**—આ જાતની જુવારમાં ઘણી જાતનું મિશ્રણ છે. જુવારના વાવેતરના ૭૫ ટકા જેટલા વિસ્તારમાં આ જાત વવાય છે. ખેડૂતો તેનાં ડૂંડાં ઉપરથી જાતોનાં નામ કહે છે. દાખલા તરીકે (૧) ફરફરિયું એટલે ડૂંડું તદ્દન છૂટું. (૨) બંધ-એટલે કઠણ. કઠણ ડૂંડાવાળી જાતમાંથી વધારે ધાન્ય પાકે છે એવી માન્યતા છે.

૨. **ચપટી**—આ જાતના દાણા મોટા, ચપટા, પોચા ને ધોળા દૂધ જેવા હોય છે. આમાંની એક જાત તેલિયા ચપટી નામની છે. પારસી ભાઈઓ આ જુવારને પસંદ કરે છે.

૩. **સોલાપુરી**—આ જાતની બાબતમાં એમ માનવું છે કે તે સંવત ૧૯૫૬ના દુકાળ પછી સૂરત જીલ્લામાં દક્ષિણમાંથી આવેલી હશે. તે સાધારણ મોડી વવાય તો પણ વહેલી પાકે છે.

૪. **નીઆળો**—આ જુવારનું વાવેતર ઘણું મોડું એટલે કે ઑગસ્ટ-સપ્ટેમ્બરથી માંડીને ઑકટોબર સુધીમાં થાય છે. ઑકટોબરમાં વાવેલી જુવાર ૯૦ દિવસમાં નિંઘલાય છે.

૫. **વાની**—આ જુવારના દાણા કરચલીવાળા તેમજ માથા પર ખાડાવાળા હોય છે. આનો ઉપયોગ મુખ્યત્વે પોંક ખાવાના જ કામમાં થાય છે. પોંક માટે આ જુવાર ઘણી મીઠાશવાળી છે.

જુવારના છોડ તપાસતાં જણાય છે કે દરેક જાતમાં જુદાં જુદાં બાહ્ય લક્ષણો હોય છે, જેને લીધે એક જાત બીજી જાતથી જુદી પાડી શકાય છે. આ બાહ્ય ગુણોનું વનસ્પતિશાસ્ત્રની પદ્ધતિએ સૂરત ફાર્મ પર સંશોધનકામ સને ૧૯૨૨-૨૩માં થયું હતું. ઉપર બતાવેલી જુવારની જાતોમાંથી કેટલાક છોડ પસંદ થયા હતા. જુવારમાં એક જાતનો સંકર ઘણી જ છૂટથી થાય છે. જ્યારે જુવારનું સંશોધન કામ શરૂ કર્યું ત્યારે સંશોધકોએ સૂરત માટે કેવી જુવાર જોઈએ તે ધ્યાનમાં લઈને જુવારનું કામ શરૂ કર્યું. આ બધી બાબતોની

પાછળ મુખ્ય હેતુ જુવારનું ઉત્પન્ન વધારવાનો હતો. પણ જુવારના અભ્યાસ દરમ્યાન નીચેની વિગતો જાણવાની મળી.

૧. છોડની પીરાઈઓ જો ઉપલા ભાગમાં લાંબી હોય તો ડૂંડું ફરફરિયું આવે અને છોડ નમી પણ જાય. દાખલા તરીકે સોલાપુરી જુવારની જાતો. જો છોડના ઉપલા ભાગમાં પીરાઈઓ ટૂંકી હોય તો ડૂંડું કઠણ હોય છે અને છોડ નમી પડતો નથી.

૨. જુવારનો છોડ બે ત્રણ માસનો થાય ત્યારે સારી રીતે ઉછરેલા છોડના પાનનો રંગ લીલો હોવો જોઈએ.

૩. સૂરત જીલ્લામાં જુવારને મોડાં ડૂંડાં આવે છે એટલે વહેલી પાકે તેવી જુવાર સારી, પણ સોલાપુરી જુવાર વહેલી ઓરવામાં આવે તોપણ ડૂંડાં મોડી ઓરેલી પીરિઓ જુવાર સાથે બહાર પડે છે.

**ડૂંડાં;**—ખેડૂતો કઠણ ડૂંડાવાળી જુવાર પસંદ કરે છે, કારણ કે તે વધારે ઉત્પન્ન આપે છે. પણ અનુભવથી માલૂમ પડ્યું છે કે જુવારમાં એકસરખા દાણા હોતા નથી. તેમજ ઉત્પન્ન પણ કંઈ ખાસ વધારે આવતું નથી. સાધારણ કઠણ ડૂંડાવાળી જાતમાંથી સારું ઉત્પન્ન આવે છે. તેમજ દાણા એકસરખા પાકે છે. પણ આવી જાતમાં જો ડૂંડાં મોટાં હોય તો જ ઉત્પન્ન વધારે આવે છે, નહિ તો ઉત્પન્ન ઓછું આવે.

પોચાં ડૂંડાંને પક્ષી વધારે નુકશાન કરતાં નથી, પણ આ જાતમાં સંકર થવાનો ઘણો સંભવ છે. અને ડૂંડાંના ભારને લીધે છોડ જમીન પર નમી જાય છે.

**દાણા:**—જુવાર વાપરનારા હંમેશાં મોટા દાણા પસંદ કરે છે. સૂરતમાં ચપટા ને કઠણ દાણા લોકો પસંદ કરે છે. પોચા દાણા જલદી સડી જાય છે.

**કડબ:**—જુવારનાં રાડાં પોલાં ન હોવાં જોઈએ, પાંદડાંની ધોરી નસ જો લીલી હોય તો જુવારનું રાડું નક્કર

સૂરત જીલ્લામાં જુવારની મુખ્ય પાંચ જાત છે: પીરીઓ, સોલાપુરી, ચપટી, નીઆળો અને વાની.

૧. **પીરીઓ**—આ જાતની જુવારમાં ઘણી જાતનું મિશ્રણ છે. જુવારના વાવેતરના ૭૫ ટકા જેટલા વિસ્તારમાં આ જાત વવાય છે. ખેડૂતો તેનાં ડૂંડાં ઉપરથી જાતોનાં નામ કહે છે. દાખલા તરીકે (૧) ફરફરિયું એટલે ડૂંડું તદ્દન છૂટું. (૨) બંધ - એટલે કઠણ. કઠણ ડૂંડાવાળી જાતમાંથી વધારે ધાન્ય પાકે છે એવી માન્યતા છે.

૨. **ચપટી**—આ જાતના દાણા મોટા, ચપટા, પોચા ને ધોળા દૂધ જેવા હોય છે. આમાંની એક જાત તેલિયા ચપટી નામની છે. પારસી ભાઈઓ આ જુવારને પસંદ કરે છે.

૩. **સોલાપુરી**-આ જાતની બાબતમાં એમ માનવું છે કે તે સંવત ૧૯૫૬ના દુકાળ પછી સૂરત જીલ્લામાં દક્ષિણમાંથી આવેલી હશે. તે સાધારણ મોડી વવાય તો પણ વહેલી પાકે છે.

૪. **નીઆળો**—આ જુવારનું વાવેતર ઘણું મોડું એટલે કે ઑગસ્ટ-સપ્ટેમ્બરથી માંડીને ઑક્ટોબર સુધીમાં થાય છે. ઑક્ટોબરમાં વાવેલી જુવાર ૬૦ દિવસમાં નિંઘલાય છે.

૫. **વાની**—આ જુવારના દાણા કરચલીવાળા તેમજ માથા પર ખાડાવાળા હોય છે. આનો ઉપયોગ મુખ્યત્વે પોંક ખાવાના જ કામમાં થાય છે. પોંક માટે આ જુવાર ઘણી મીઠાશવાળી છે.

જુવારના છોડ તપાસતાં જણાય છે કે દરેક જાતમાં જુદાં જુદાં બાહ્ય લક્ષણો હોય છે, જેને લીધે એક જાત બીજી જાતથી જુદી પાડી શકાય છે. આ બાહ્ય ગુણોનું વનસ્પતિશાસ્ત્રની પદ્ધતિએ સૂરત ફાર્મ પર સંશોધનકામ સને ૧૯૨૨-૨૩માં થયું હતું. ઉપર બતાવેલી જુવારની જાતોમાંથી કેટલાક છોડ પસંદ થયા હતા. જુવારમાં એક જાતનો સંકર ઘણી જ છૂટથી થાય છે. જ્યારે જુવારનું સંશોધન કામ શરૂ કર્યું ત્યારે સંશોધકોએ સૂરત માટે કેવી જુવાર જોઈએ તે ધ્યાનમાં લઈને જુવારનું કામ શરૂ કર્યું. આ બધી બાબતોની

પાછળ મુખ્ય હેતુ જુવારનું ઉત્પન્ન વધારવાનો હતો. પણ જુવારના અભ્યાસ દરમ્યાન નીચેની વિગતો જાણવાની મળી.

૧. છોડની પીરાઇઓ જો ઉપલા ભાગમાં લાંબી હોય તો ડૂંડું ફરફરિયું આવે અને છોડ નમી પણ જાય. દાખલા તરીકે સોલાપુરી જુવારની જાતો. જો છોડના ઉપલા ભાગમાં પીરાઇઓ ટૂંકી હોય તો ડૂંડું કઠણ હોય છે અને છોડ નમી પડતો નથી.

૨. જુવારનો છોડ એ ત્રણ માસનો થાય ત્યારે સારી રીતે ઉછરેલા છોડના પાનનો રંગ લીલો હોવો જોઇએ.

૩. સૂરત જીલ્લામાં જુવારને મોડાં ડૂંડાં આવે છે એટલે વહેલી પાકે તેવી જુવાર સારી, પણ સોલાપુરી જુવાર વહેલી ઓરવામાં આવે તોપણ ડૂંડાં મોડી ઓરેલી પીરિઓ જુવાર સાથે બહાર પડે છે.

ડૂંડાં;—ખેડુતો કઠણ ડૂંડાવાળી જુવાર પસંદ કરે છે, કારણ કે તે વધારે ઉત્પન્ન આપે છે. પણ અનુભવથી માલૂમ પડ્યું છે કે જુવારમાં એકસરખા દાણા હોતા નથી. તેમજ ઉત્પન્ન પણ કંઈ ખાસ વધારે આવતું નથી. સાધારણ કઠણ ડૂંડાવાળી જાતમાંથી સારું ઉત્પન્ન આવે છે. તેમજ દાણા એકસરખા પાકે છે. પણ આવી જાતમાં જો ડૂંડાં મોટાં હોય તો જ ઉત્પન્ન વધારે આવે છે, નહિ તો ઉત્પન્ન ઓછું આવે.

પોચાં ડૂંડાંને પક્ષી વધારે નુકશાન કરતાં નથી, પણ આ જાતમાં સંકર થવાનો ઘણો સંભવ છે. અને ડૂંડાંના ભારને લીધે છોડ જમીન પર નમી જાય છે.

દાણા:—જુવાર વાપરનારા હંમેશાં મોટા દાણા પસંદ કરે છે. સૂરતમાં ચપટા ને કઠણ દાણા લોકો પસંદ કરે છે. પોચા દાણા જલદી સડી જાય છે.

કડબ:—જુવારનાં રાડાં પોલાં ન હોવાં જોઇએ, પાંદડાંની ધોરી નસ જો લીલી હોય તો જુવારનું રાડું નક્કર

હોય છે એટલે સારી કડબ માટે જુવારનાં રાડાં પાતળાં હોવાં જોઈએ.

ઉપરની બાબતો ધ્યાનમાં રાખીને જુવાર પર કામ સને ૧૯૨૨-૨૩માં શરૂ કર્યું અને ૧૯૨૬-૨૭ સુધી ચાલુ રાખ્યું. તે અરસામાં જુવારની ઘણી જાતો શોધી કાઢવામાં આવી. દાખલા તરીકે.

| | | |
|---|---|---|
| ૧. | અલથાણ દેશી | નં——૬ |
| ૨. | ચપટી | નં——૮ |
| ૩. | મોની ટીંબરવા | નં——૭ |
| ૪. | તેલિયા ચપટી | નં—૨૪ |
| | ,, ,, | નં—૨૬ |
| ૫. | બંધ પીરીઓ | નં——૭ |
| | ,, ,, | નં—૪૦ |
| | ,, ,, | નં—૫૩ |
| ૬. | સોલાપુરી | નં——૧ |
| | ,, ,, | નં—૧૮ વગેરે વગેરે |

હાલમાં બંધ પીરીઓ નં. ૫૩ ખેડૂતો ચાહીને લઈ જાય છે અને ખેતરમાં વાવે છે. આ જાતમાં પાંદડાની ધોરી નસ લીલી છે એટલે જુવારનું રાડું નક્કર અને ગળ્યું હોય છે, પાંદડાં મોટાં હોય છે. દાણા પીળાશ પડતા, ગોળ, કઠણ અને ભારે હોય છે.

આ જાતનું ચોખ્ખું બી સૂરત ફાર્મ પર રાખવામાં આવે છે, અને ખેડૂતો ફાર્મ ઉપરથી લઈ જાય છે. આનું ઉત્પન્ન દેશી જુવાર કરતાં ૧૫ ટકા વધારે આવે છે.

## જીવજંતુના રોગના ઉપાય માટે સંશોધન

સૂરત ફાર્મ પર કોટન કમિટીનાં ખર્ચે જીંડવાંની પચરંગી ઇયળ સંબંધી આઠ નવ વરસ સારું કામ થએલું છે. આ કીડો છોડવાની ડૂંખ પર પ્રથમ પડે છે ને ડૂંખ કાપી નાંખે છે. તેથી છોડની ટોચ બહુ ઊંચી થતી નથી, અને કપાસની–ડાળીઓની ફૂટ વધે છે. તેથી કપાસ જલદી પાકતો નથી. આ બાબતનો અભ્યાસ કરતાં માલૂમ પડયું છે કે આ કીડો કપાસ, કાંસકી અને જંગલી ભીંડા પર જીવી શકે છે. કપાસનો પાક ઊતર્યા પછી જો કપાસના છોડને ઉપાડી નાંખવામાં આવે તો તે ફરીથી ફૂટતો નથી પણ જો છોડને બે માસ

પહેલાં ઉપાડવામાં ન આવે અથવા કોદાળીથી ખોદી નાખે તો અખાત્રીજ પર નવી ફૂટ થાય છે, તે પર કીડો જીવે છે અને નવા કપાસ પર જાય છે. આ કીડાના ઉપદ્રવમાંથી છોડને મચ્છરદાનીથી બચાવતાં જણાયું હતું કે બચેલા છોડમાંથી ૧૯૨૮–૨૯માં ૮૧ થી ૧૦૨ ટકા વધારે ઉત્પન્ન થયું અને ૧૯૨૯–૩૦ માં ૩૫ થી ૫૪ ટકા વધારે ઉત્પન્ન થયું હતું. ત્રીજે વરસે જ્યારે કીડાની સંખ્યા ઓછી હતી ત્યારે ૬ાા થી ૧૫ ટકા વધારે ઉત્પન્ન થયું. આ ઉપરથી જણાશે કે જો આ કીડાને અટકાવવામાં આવે તો પાકમાં જરૂર ૨૫ થી ૩૦ ટકાનો કે તેથી પણ વધારે સરેરાશ ફાયદો થાય.

કપાસના છોડ ઉપાડવા સાણસો (ચીપિયો) ખાતાએ યોજના પ્રમાણે કરીને વડોદરામાં બનાવવાની વ્યવસ્થા કરી છે અને તેની કિંમત રૂ. ૧ા થી ૧ાા છે. તેથી હજારો સાણસા ભરૂચ, સુરત અને નજદીકના વડોદરા રાજ્યમાં હાલ વપરાય છે. પરન્તુ જ્યાં સુધી દરેક ખેતરમાંથી એપ્રીલની આખરે કપાસ ઉપાડવામાં ન આવે ત્યાં સુધી કીડાનો તદ્દન નાશ અશક્ય છે. આ માટે ભરૂચના ૧૨૦ ગામોમાં બે ત્રણ વરસ કામ કરવામાં આવ્યું હતું. અને ૯૩ ટકા જમીનમાંથી એપ્રીલ આખરે કપાસના છોડ, ખેડૂતોએ જ ઉપાડી નાંખ્યા હતા. બાકીના ૭ ટકા આળસુ ખેડૂતોની જમીનમાં અગર જમીનદારોએ જમીન સાંથેલી નહિ હોવાથી છોડ ઉપાડવાના રહી ગયા હતા. આ માટે કાયદાની જરૂર છે, કારણ કે નહિ જેવા ખર્ચે પચીસ ત્રીસ ટકા કપાસનું ઉત્પન્ન વધે તેવો ઉપાય અમલમાં જલદીથી જ મુકાવો જોઇએ.

કાતરાનો ઉપદ્રવ ઉત્તર ગુજરાતમાં રેતાળ જમીનમાં ઘણો છે પણ આનો અકસીર ઉપાય હજી જડ્યો નથી. વાડ અને શેઢાને લીધે આ જંતુનો નાશ કરવો મુશ્કેલ છે પણ તે પર સારી રીતે શોધ કરવાની જરૂર હજી ઊભી છે.

જુવારના છોડમાં બોરર થાય છે. તેનો અભ્યાસ સૂરતમાં આઠ નવ વરસ કરવામાં આવ્યો હતો. જુવારના બડવા જલદી કરબથી ઉપાડી નાંખી તાપમાં તપવા દે તો કીડો મરી જાય છે.

## જમીનની ફળદ્રુપતા વધારવાનાં સાધનો વિષે પ્રયોગો

'ખેડ, ખાતર ને પાણી કર્મને લાવે તાણી' એ આપણી જૂની

કહેવત છે અને તે કેટલેક અંશે ખરી છે. ખેડ એટલે જમીન ખોદવી, તેટલું જ નહિ પણ જમીન ખોદ્યાથી માંડીને છોડ સારી રીતે ઊછરે ને પરિપક્વતાએ પહોંચે ત્યાં સુધી જે જે કામ જમીનમાં કરવું પડે તે બધું જ ગણાય. સારી ખેડ કરવી એટલે છોડને સારી રીતે ઊછેરવા માટે આદર્શ સાધનો આપવાં, જેવાં કે હવામાનમાં ફેર પાણીનો સંગ્રહ, છોડને પોષણ વગેરે વગેરે.

સાધારણ રીતે ગુજરાતમાં પ્રાથમિક ખેડ ઉનાળામાં થઈ શકતી નથી. ત્યારે જમીન કાં તો ખૂબ ફાટે અગર ઘણી કઠણ થાય છે, એટલે પહેલી ખેડ વરસાદ વરસ્યા બાદ જ થાય છે. જમીન ખેડીને અગર રાંપીને પાક લેવાય છે.

પહેલાં આખા ગુજરાતમાં ઓરણી સાંકડે ગાળે થતી હતી. ખેડા જીલ્લામાં ૧૨" ને ગાળે બાજરી, કોદરા, ભરૂચમાં ૨ ફૂટને ગાળે કપાસ, અને સુરતમાં ૧૮" ને ગાળે કપાસ અગર જુવાર વવાતાં હતાં. તેને બદલે અત્યારે બધે ઠેકાણે વાવેતરમાં ફેરફાર થયો છે. બે ફૂટને ગાળે ઓરેલા કપાસ સાથે બે ફૂટ સમાંતરે કપાસ થાણ્યો હતો. કપાસ સમાંતરે થાણવાથી બન્ને બાજુની સરખી ખેડ થઇ શકે છે અને નિંદામણ ખર્ચ ઓછું થાય છે. આ પ્રયોગો સૂરત ફાર્મ પર ૧૯૦૮ માં થયા હતા અને થાણેલા કપાસે ૧૫ ટકા ઉત્પન્ન વધારે આપ્યું હતું. ત્યાર બાદ ૧૯૧૬–૧૭માં બે ફૂટ ઓરણીની સાથે ત્રણ ફૂટ સમાંતરે કપાસ થાણ્યો હતો. આ બેમાં ત્રણ ફૂટને અંતરે થયેલો કપાસે ૧૬·૮ ટકા ઊત્પન્ન વધારે આપ્યું. આથી પણ વધારે પહોળા ગાળે કપાસ વાવવાના પ્રયોગો ૧૯૩૨માં કરવામાં આવ્યા અને તેનાં પરિણામ નીચે આપ્યાં છે.

| ગાળો | એકરે ઉત્પન્ન ઓરેલો રતલ | એકરે ઉત્પન્ન થાણેલો રતલ |
|---|---|---|
| ૩' × ૩' | ૫૫૨ | ૫૨૫ |
| ૪' × ૩' | ૫૩૪ | ૫૩૨ |
| ૪' × ૨' | ૫૭૫ | ૫૬૦ |
| ૫' × ૨' | ૫૪૫ | ૫૭૪ |
| ૬' × ૨' | ૫૫૭ | ૫૮૨ |

ઉપરના આંકડા પરથી જણાશે કે અંતર વધ્યું પણ ઉત્પન્ન ઘટયું નથી.

સૂરત જીલ્લામાં કપાસ પછી જુવાર લેવાય છે અને તે આધારે ઉપરના ગાળે વાવેલા કપાસ પછી જુવાર ઓરી હતી. પરિણામે પાંચ ફૂટના અને ૭ ફૂટના કપાસ પછી જુવારનું ઉત્પન્ન સારું આવ્યું. આ કરતાં પણ હજી ઉત્પન્ન વધી શકે.

બે ચાસની વચ્ચેનો લાભ લઇ કંઈ ઉત્પન્ન વધે છે કે કેમ તે માટે પણ સૂરત ફાર્મ પર પ્રયોગો કર્યા છે.

સૂરત જીલ્લાની જમીન કાળી છે. અને જુલાઈમાં વરસાદ વધારે પડે છે, એટલે લીલો પડવાસ કરવા માટે સણ ઉછેરી શકાતું નથી. પણ તે જ કુટુંબમાંનો છોડ ઇકડ છે કે જે વધારે રેચાણ (ભેજવાળી) જમીનમાં સારી રીતે ઉછરી શકે છે. તે છોડને ઉછેરીને તેનો પડવાસ કરીને જમીનની ફળદ્રુપતા વધારવાના પ્રયોગો સૂરત ફાર્મ પર ૧૯૦૪–૦૫થી ચાર વરસ કર્યા હતા. આ સાથે સરખામણીમાં પાંચ ગાડાં છાણિયું ખાતર વાપર્યું હતું. આનાથી એમ જાણવામાં આવ્યું કે ૭ ફૂટના અંતરે કપાસ વાવીને વચ્ચે એક ફૂટ પહોળાઈમાં ઇકડ વાવી ચારથી ૭ અઠવાડિયા પછી ખેડી નાંખવાથી એકરે લગભગ ૭૦૦૦ રતલ લીલું ખાતર મળે છે. કપાસનું ઉત્પન્ન વધારે મળે છે, એટલું જ નહિ, પણ કપાસ પછી જુવાર સારી થાય છે.

ખાતર નાંખવાથી પાકનો ઉતાર વધે છે તે વાત નિર્વિવાદ છે. પણ બધી જમીનને પૂરું થાય તેટલું ખાતર લાવવું કયાંથી તે પ્રશ્ન છે. ખાતરનો મોટો ભાગ બાગાયત જમીન ખાઈ જાય છે, તેથી પાકને જિરાયત મળવું મુશ્કેલ છે. આ બાબત ધ્યાનમાં લઇને સાધારણ રીતે સૂરત જીલ્લામાં જિરાયત જમીનમાં કપાસને ૭ વરસે એક વખત દસ ગાડાં ખાતર અપાય તો પણ બધી જમીનને પૂરતું નથી. એટલે ખાતરને બદલે જો ઇકડનો લીલો પડવાસ કર્યો હોય તો શો ફાયદો થાય તે માટે સૂરત ફાર્મ પર ૭ વરસમાં એક વખત લીલો પડવાસ કરવો ને જમીન પડતર રાખવી એવો અખતરો કર્યો. પ્રયોગ પરથી માલૂમ પડ્યું કે ૭ વરસમાં એક વરસ જમીન પડતર રહે તોપણ એકંદરે ગેરફાયદો નથી.

વૈષ્ણવોએ કાઢી પૈસા આપવા જોઈએ જેથી ઢોરઉછેરનું કામ સારું થાય, અને લોકો કિંમતી ગાયોને સારી રીતે પાળે.

ગીરની ગાય પણ દૂધ ઠીક ઠીક આપે છે. અને જો શાસ્ત્રીય રીતે ઉછેર થાય તો હજી પણ વધુ દૂધ આપનારી ગાયો પસંદ કરી તેની ઓલાદ વધારી શકાય.

કાંદીવલી ગૌશાળા આ બાબતમાં ઘણું સારું કામ કરે છે અને પ્રથમ જે ગાયો સરેરાશ ૧૨૦૦ રતલ દૂધ વરસે આપતી હતી તેનું વધીને ૨,૦૦૦ રતલ થયું છે.

## ભેંસ : તેનું સ્થાન

ગુજરાતમાં ગાયો કરતાં ભેંસો દૂધ માટે ઘણા મોટા પ્રમાણમાં રાખવામાં આવે છે. આ ભેંસોમાં ત્રણ જાત મુખ્ય છે. એક સૂરતી જાત, જે ખેડા. સૂરત અને ભરૂચમાં રાખવામાં આવે છે; બીજી મહેસાણા જાતની ભેંસ જે અમદાવાદ જીલ્લામાં રાખવામાં આવે છે; ત્રીજી જાત જાફરાબાદની છે, તે કાઠિયાવાડમાં આવે છે.

આ જાતો શુદ્ધ રાખવા તથા તેનો ઉછેર સુધારવા માટે કંઈજ વ્યવસ્થા નથી. અને ગુજરાતમાં દિલ્હી જાતના પાડાઓ આણવાથી ભય છે કે સૂરતી ભેંસની ઓલાદ બગડશે.

સૂરતી ભેંસ પુના ખેતીવાડી કોલેજની ડેરી પર રાખવામાં આવે છે અને ત્યાં ખાસ ઉછેર કરી છેલ્લાં વીસ વરસમાં આ જાતને સુધારવામાં આવી છે. સાધારણ રીતે ભેંસ પંદરથી સત્તર મહિનાને અંતરે વિઆય છે પણ કોલેજની ડેરીમાં કેટલીક જાત ઉછેરવામાં આવી છે, જે ૪,૫૦૦ રતલ દૂધ દર વરસે આપે છે, ને ૧૪ થી ૧૫ મહિને વિઆય છે. આ ડેરી પરથી સરકારી 'લાઇવસ્ટોક એક્સપર્ટ' છેલ્લા પાંચ વરસથી ૬૮ સારા પાડાઓ ઉછેર માટે ખેડા જીલ્લામાં આપ્યા છે.

## ઢોરના રોગ

ગુજરાતમાં ઢોર સારી જાતનાં અને કિંમતી છે, તેમને ઘણા રોગો પણ થાય છે. કોઇ કોઇ રોગથી ઘણાં ગામોમાં સંખ્યાબંધ ઢોર મરે છે. આ રોગમાં મુખ્ય-'રીન્ડરપેસ્ટ'-જેને દેવીનો રોગ કહે છે તે છે. આ રોગ ગાય, ભેંસ, ઘેટાંબકરાં, અને ઊંટને લાગુ પડે છે.

બીજા રોગોમાં 'એન્થ્રેક્સ', 'હીમોરૂહેજીક સેપ્ટીસીમીઆ', અને ખરવા (ફુટ અને માઉથ) અને બીજા કેટલાક રોગો છે.

આ રોગોની શોધ માટે અને રોગો અટકાવવા માટે પ્રથમ લશ્કર સાથે 'વેટરીનરી ઓફીસરો' રાખવામાં આવતા. લશ્કર માટે ઘોડાઓ ઉછેરવા માટે ૧૮૨૧માં 'વેટરીનરી ઓફીસર' તરીકે હિસાબના ઘોડા ઉછેરવાના ફાર્મ પર મી. હોજસનને રાખવામાં આવ્યા હતા.

૧૮૨૭માં ૧૨ 'વેટરીનરી ઓફીસરો' હિંદુસ્તાનમાં આવ્યા. ૧૮૨૮માં બીજા ૧૩ ઓફીસરો વિલાયતથી આવ્યા. તેઓને લશ્કરનાં જાનવરો માટે રાખવામાં આવતા હતા. ૧૮૫૦માં ઇસ્ટ ઇ. કંપનીમાં મી હેલન જોડાયા, તેમણે વેટરીનરીનું શિક્ષણ આપવાની યોજના કરી. તેઓ ૧૮૬૨ માં મુંબઇ ઇલાકાના વેટરીનરી ખાતામાં જોડાયા હતા અને મુંબઇ લશ્કરને અંગે તેઓ કામ કરતા હતા. તેમણે લશ્કરને અંગે પુનામાં ૧૮૬૨ માં વેટરીનરી સ્કૂલ ખોલી.

૧૮૭૪ પછી મુંબાઈમાં વેટરીનરી કોલેજ ખોલવામાં આવી. આ કોલેજ ખાનગી ફંડમાંથી જ ખોલવામાં આવી હતી. સરકારે વેટરીનરી ડીસ્પેન્સરીઓ ખોલી પણ હજુ સુધી ઢોરના ડોકટરોનું કામ ઘણે ભાગે ઢોરના દવાખાનામાં જ છે અને રોગ ફાટી નીકળે ત્યારે જ ગામડે જાય છે.

રોગોના અભ્યાસ કરવા ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆએ ૧૮૯૧માં 'ઇમ્પીરીઅલ બેક્ટિરીઓલોજીસ્ટ'ની નિમણૂક કરી. આ વખતે તેમની લેબોરેટરી પૂનામાં હતી બે વરસ પછી તે લેબોરેટરી વેટરીનરી રીસર્ચ લેબોરેટરી તરીકે મુકતેસરમાં હિમાલયની હિલમાં ખોલવામાં આવી, અને ઢોરના રોગો શોધવાનું કામ આ અમલદારને સોંપવામાં આવ્યું.

રીન્ડરપેસ્ટનો ઉપાય શોધવામાં ડો. એડવર્ડે પંદર વરસ ગાળ્યાં અને સીરમ શોધી કાઢયું. પરંતુ વેટરીનરી કોલેજોમાં રોગો સંબંધી શોધખોળ કરવાનું કામ હાથમાં આવેલું જણાતું નથી. આ પ્રદેશમાં સંશોધન કરવાની ઘણી જરૂર છે. તે ઉપરાંત રોગો અટકાવવા માટે વેટરીનરી ડોકટરોને પ્રચારકામ માટે રોકવાની જરૂર છે, કારણ કે, જે ઉપાયો જડયા છે તેનો ઉપયોગ ઘણા જુજ જ પ્રમાણમાં લેવાય છે. જેમ ખેતીવાડીના સુધારા માટે પ્રચારકામ માટે ખાસ ખેતીવાડી ગ્રેજ્યુએટો રાખવામાં આવે છે તેવી રીતે ઢોરના રોગો અટકાવવા માટે સ્ટાફ

ગામડે કામ કરવા રાખવામાં ન આવે ત્યાં સુધી લોકોમાં સુધરેલા ઉપાયોની કદર તથા ઉપયોગ થવો મુશ્કેલ છે: ગુજરાતને એક વેટરીનરી સંસ્થાની ખાસ જરૂર છે. રોગનું સંશોધન કરવા તથા બહોળા પ્રમાણમાં ગુજરાતીમાં શિક્ષણ આપવા ગુજરાતમાં આવી સંસ્થાની ઘણી જરૂર છે, કારણ કે, ગુજરાતમાં કિંમતી ઢોર મોટા પ્રમાણમાં રાખવામાં આવે છે.

છેવટે સૂચના કરવાની કે ગુજરાતમાં વૈજ્ઞાનિક સાહિત્ય ફેલાવવા માટે ખાસ ઉપાયો યોજવાની જરૂર છે. આ કામ માટે અમેરીકામાં કોર્નેલ યુનીવરસીટીમાં સાદી ભાષામાં 'રૂરલ સ્કુલ સીરીઝ'નાં પુસ્તકો કાઢવામાં આવે છે. આપણે ત્યાં પણ સાદી ભાષામાં વિજ્ઞાનના જુદા જુદા વિષયો પર ગુજરાતીમાં લેખો લખાવી તેનો પ્રચાર કરવો જોઈએ.

બીજું, જુદા જુદા સ્થળોએ વિજ્ઞાનના વિષયો પર 'ડેમોન્સ્ટ્રેશન' સહિત ભાષણ ગોઠવવાં જોઈએ. હાલની સાયન્સ કોલેજો, કલાભવનો, ખેતીવાડી ખાતાનાં ફાર્મ તથા આણંદ જેવી સંસ્થાઓ આ કામમાં ઘણાં ઉપયોગી થઈ શકે. આ કામ માટે ખાસ વ્યવસ્થા કરવાની જરૂર છે.

વળી ગુજરાતના ધનાઢયોએ વિજ્ઞાનની શોધખોળ માટે સારાં ફંડ આપવાં જોઇએ અને સંશોધન કરવા ખાનગી સંસ્થાઓ સારા પાયા પર સ્થાપવી જોઈએ. જેથી વિદ્વાન વિજ્ઞાનીઓને રોકી આવી સંસ્થાઓ ગુજરાતના પ્રશ્નોનો ઉકેલ કરે.

ત્રીજું, આપણી કોલેજોએ સંશોધનનું વાતાવરણ ઊભું કરવા સારામાં સારા અધ્યાપકો રોકવા જોઈએ અને આ અધ્યાપકોની સંશોધન કરવાની ફરજ હોવી જોઈએ.

વળી વિજ્ઞાનનું સાહિત્ય વધારવા એક સર્વસામાન્ય વૈજ્ઞાનિક કોશ કરવાની જરુર છે. ગુજરાત વિદ્યાપીઠે હાઇસ્કૂલના શિક્ષણની કક્ષા સુધીનો રસાયણ તથા પદાર્થવિજ્ઞાન માટેની પરિભાષાનો કોશ કરવાનું કામ શરુ કર્યું છે; તેની જ રીતે, બીજા વિષયો માટે કોશ કરવાનું કામ કરાવવા સાહિત્ય પરિષદ યત્ન કરશે એમ આશા છે.

વિજ્ઞાનના પ્રમુખ ચૂંટવાનું કામ ચાર પાંચ માસ અગાઉ કરવામાં આવે તો ઘણું સારૂં, કારણ કે પ્રમુખ થકી જુદાજુદા વિજ્ઞાનના વિષયો પર નિબંધ મેળવવા ખાસ પ્રયત્ન કરવામાં આવે તો આપોઆપ વધુ વૈજ્ઞાનિક સાહિત્ય તૈયાર થાય.

